# એક પુનર્વિવાહની કહાણી.

યાને

મુંબઈના એક વ્યાપારી.

**માધવદાસ રૂગનાથદાસ**

ના વીશ વર્ષના અનુભવનું વૃત્તાંત.



મુંબઈ,

દફતર આશકારા છાપાખાનાં મધે,

એદલજી માણેકજી વાચ્છાએ છાપ્યું છે.

કોટ:—કાવસજી પટેલ સ્ટ્રીટ, નાં૦ ૮૭.

સને ૧૮૯૧ ઈસવી.

# પ્રસ્તાવના.



હિંદુ વિધવાનાં સંકટોથી કોણ અજાણું છે ? તે સંકટો આજ કાલનાં નવાં નથી. તે સંકટો કોઇ આજની રાજદ્વારી ઉથલપાથલ, કોઇ "સુધરેલા" કાળના નવા કુચાલ, યા કોઇ સંસારી બદીનાં પાછળાં પ્રયાણનાં પરિણામ નથી. એ સંકટો તો સેંકડો સૈકાઓથી, ઇતિહાસિક જમાનાથી, કહેવાતા શાસ્ત્રાધારથી, રેવાજ અને રૂઢીની રાજી રજાવંદીથી, લોકોની સર્વાનુમત પસંદગીથી ચાલતાં આવ્યાંછે. એ સંકટો બીજી કોમનાં લોકોમાં કૃત્રિમ ગણાય, કલ્પિત કહાણી કથા સમાન ગણાય, અસાધારણ અને અમાન્ય ગણાય, પણ તે હિંદુ સંસારમાં તો સાધારણ, સર્વમાન્ય, ચાલુ, વહેવારૂ, કુદરતી બનાવ જેવાં થઇ પડયાંછે. જે સંકટો બીજી પ્રજાઓમાં વિધુરાવસ્થાની મહાવેદના ગણાય તે હિંદુઓમાં એક દરરોજની વેઠ કરતાં વધારે નથી—તે વેદના કે સંકટ પણ ગણાતાં બંધ પડયાંછે—એ સંકટો હિંદુ સંસારનાં ખમીર સાથ મળી ગયાંછે—તેમની સેજ પણ નવાઇ રહી નથી.

આ લઘુ ગ્રંથ એક લેખે હિંદુ વિધવાનાં એ સંકટોનું ચિત્રદર્શન ગણવામાં આવશે. પણ જેમાં નવું કાંઇ નથી એવું માત્ર એક સંસારચિત્ર વાંચનારની આંખ્યો આગળ ધરવાની આ ગ્રંથની મતલબ નથી. હિંદુ અબળાજાતિની વિધવાવસ્થાજ વિપત્તિ ભરેલી નથી પણ તે વિપત્તિમાંથી તેને ઉગારવાની કોશેશ વધારે વિપત્તિવાન થઇ પડેછે, તે દર્શાવવાનો આ ગ્રંથનો હેતુ છે. એક હિંદુ વિધવાનો ભવ સઘળો દુઃખસમુદ્રમાં ડુબેછે એટલુંજ નહીં પણ જે કોઇ તેને સંસારના સાગરમાંથી ડુબતી તેરવી કહાડે, જે કોઇ તેને સંસાર સુખનું મધ ચખાડવાનો પ્રયત્ન કરે, તેની વેદના અને વિપત્તિ તે વિધવાનાં સંકટ કરતાં પણ વધારે છે—વિધવાનેજ ખમવું પડતું નથી પણ વિધવાના બચાવનારને પણ આખી જીંદગી સુધી ખમવું પડેછે, તેનો કાંઇક ખ્યાલ મનમાં ઉતારવાને આ પુસ્તક બહાર પાડયુંછે.

માટે હિંદુ વિધવાનાં સંકટોનાં જાણીતાં અને સાદાં ચિત્ર કરતાં એક પાયરી આગળ વધીને તે વિધવાને વરવાનાં સંકટોનું વધારે ગુંછવાયલું ચિત્ર આ ગ્રંથમાં વિશેષ આપ્યુંછે. બીજા બોલોમાં વિધવાના કરતાં વિધવાવિવાહની કહાણી આ લઘુ ગ્રંથમાં વધારે દર્શાવીછે. એ કહાણીમાં અલબતાં ઘણુંક નવું જણાશે; કાંકે એક અનાથ વિધવા જે કાંઈ વેઠેછે તેમાં તે વિધવાને વરેલો તેનો નાથ ભાગ લેનારો વધેછે, અને પુનર્લગ્નમાં પરણ્યા પછી તેની જીંદગીની કહાણીમાં એવોતો નવો સફો ઉમેરાયછે, કેજે તેની અનાથવત સ્થીતિમાં તેણે અનુભવ્યો નથી. વિધવા બહેન અને બેટીઓ તો ઘેરેઘેર હોયછે, પણ તેને પરણીને સુખ સંપાદન કરનાર બધે ઘેર હોતા નથી. તેથી કરીને તેને પરણીને સુખી થવા તથા કરવાની કોશેશમાં વળી કેટલું વધુ દુઃખ સોસવાનું છે તે તો જેને તેનો અનુભવ થયો હોય તેજ જાણે.

અહીં, ત્યારે, હિંદુ વિધવાનાં સંકટો આપણને ગ્નાતી બંધણના ત્રાસ અને જુલમાતનાં પ્રકરણમાં ઉતારેછે.. હિંદુઓના ગ્નાતી ભેદે હિંદુ સંસારનો પાયો ખોદી નાખ્યોછે અને મંડળીનાં સુખ તથા સુધારાનો નાશ કીધોછે તે.વિષે બહુ બહુ બોલાયછે. પણ એ ગ્નાતી બંધણનો વિષધી વિચ્છુ પોતાનું વિખ કેમ ફેલાવેછે તેનો એક જીવતો દાખલો આ ગ્રંથમાં આપવાની તજવીજ કીધીછે. ગ્નાતી નજરે જોતાં પુનર્વિવાહનાં "પાપ" ને માટે જે ખરેખરૂં ખમ્યું તે ચિતાર્યુંછે, જે બન્યું તેજ વર્ણવ્યુંછે, અને તેમાં કલ્પણા કે અતિ-ષયોક્તિ કશી કીધી નથી; ભાષાના શણગારથી ચિત્રને રંગ આપવાની પણ જરૂર જણાઇ નથી; આ સંકટનું સાદું વૃત્તાંતજ ભાષાના કરૂણારસ વગર કરૂણામય પુરતું છે. એક શુભ સુધારા સામે ન્યાતના વહેમી અને જુલમી અટકાવો ન્યાતના કહેવાતા વડાઓને આપખુદી, મમત, ઇર્ષા અને શત્રુતાના એવા માર્ગ ઉપર મેળેછે કે તેઓથી ખમનારનું ચરિત્ર કલ્પિત કિસ્સા કહાણી કરતાં ઓછું નથી.

આ સઘળું દુઃખવર્ણન જેમ ખમનારની ઠાલી બડાઇ મારવા માટે પ્રગટ કીધું નથી તેમજ દુઃખ પાડનારાઓના દોષવર્ણન દાખલ પણ આપ્યું નથી. પુસ્તક પ્રસિદ્ધ કરનારની પોતાની નજરે તો તેણે

જે ખમ્યુંછે તેમાં દુ:ખજ નથી. જે જે દુ:ખ વિત્યાંછે તેનું છેવટ સુખમાં આવ્યુંછે—એક વિધવાને જન્મ સુધીની મહાવ્યથાનાં મોતમાંથી મુક્ત કરીને સંસારમાં સજીવણ કરવી એ પુન્યવાન પરમાર્થ પોતેજ, તેનાં સઘળાં ગ્નાતી સંકટો છતાં, પરમસુખના આશિષ પોતાની સાથે લેતું આવેછે. મારે આ લઘુ ગ્રંથમાં દર્શાવેલાં સંકટોનો બદલો એવાં ઉત્તમ સુખમાં પરીપૂર્ણ થયોછે કે આ પૃષ્ટોમાં જણાવેલી વિધવા અથવા તેના વરની પોતાની ખાતર કાંઇ આ પુસ્તકની જરૂર નથી. પણ બીજી જે લાખોલાખ વિધવાઓ એક જુલમી કુધારા થકી જન્મકાળ સુધી દેહકષ્ટો, મનકષ્ટો અને આત્માનાં કષ્ટો વેઠેછે, તેમના તરફ સરકારની અને પ્રજાની ભલી લાગણી ઉસકેરવા તથા તેમના છુટકારાની કોશેશમાં એક નાનો ભાગ આપવાનો એકલોજ હેતુ આ લઘુ ગ્રંથ છપાવવામાં રાખ્યોછે.

એ ગ્રંથ પહેલાં ઇંગ્રેજીમાં લખાયો હતો. આજ કેટલુંક થયું હિંદુ વિધવાઓની હાલતે ઇંગ્રેજ સરકારનું ઘણુંક ધ્યાન ખેંચ્યુંછે અને લાંબા કાળની એ પિડાતી અબળાજાતિની અસહ્ય પીડાકારીઓ ઓછી કરવાની કાંઇ ધારાથી સહાયતા મળે એવી માગણીઓ થાયછે. પુનર્લગ્ન કરનારી હિંદુ વિધવાઓ પોતાના વારસા હિસાના હક ખોહી ન દેય એવી રીતનો પ્રથમ કાયદો કરીને પુનર્વિવાહને નામદાર સરકારે ધારાથી આડકતરૂં ઉત્તેજન આપ્યું તે વાતને આજ પાંત્રીશ વર્ષ થયાંછે; તે છતાં વિધવાવિવાહનું કામ આગળ ચાલ્યું નથી. મારે હવે નામદાર સરકારે પોતાની તે નેક નેમ પાર પાડવા માટે બીજી ફરજ શી બજાવવાની છે તે વિષે ચર્ચા ચાલેછે. તે ચર્ચા આગળ વધારવા અને બને તો નામદાર સરકાર ઉપર કાંઇક અસર કરવા માટે આ ગ્રંથ ઇંગ્રેજીમાં છપાયો હતો. ઇંગ્રેજી પછી તેનું ગુજરાતી ભાષાંતર એક સ્વભાવિક પરિણામ માત્ર જાણવું. ઇંગ્રેજી વાંચનારા હિંદુ ભાઇઓ થોડા છે, મારે પ્રજાની આગળ તેમનીજ ભાષામાં આ લઘુ ગ્રંથ રજુ કરવાની રજા માગીયે છીયે.

મુંબઈ, તા૦ ૨૫ મી જુન ૧૮૯૧.



## સાંકળિયું.



પૃષ્ઠ.





# એક પુનર્વિવાહની કહાણી.

## પ્રકરણ ૧ લું.

### પ્રારંભ.

આ કહાણીનું કારણ—પુનર્લગ્નનું "પાપ"—તે માટે ખમવાં પડતાં સંકટો—પુસ્તક લખવાનો હેતુ—પુનર્વિવાહની અગત્યતા—ન્યાતનો જુલમાત—મારા વૃત્તાંતની મતલબો—એક દૃષ્ટાંત અને તેનો બોધ—"ધર્મીઓ" નું ધર્માંધપણું.

હરકોઇ માણસ ગમે એવો નમ્ર કે અજાણ્યો હોય, પણ તેની જીંદગીમાં જો કોઇ બનાવ અસાધારણ કે જાણવા યોગ્ય બનેછે તો તે લોકજાણમાં આવેછે અને તેની જીંદગીના આગળા પાછલા બનાવો પર પ્રજાનું ધ્યાન ખેંચાયછે. હું એક નમ્ર માણસ છું, અને જો મારી જીંદગીમાં એક ભારી હોહા કરાવનારો બનાવ બન્યો ન હોત તો મને આજ પ્રજાની સેવામાં બહાર આવવાનું કાંઇ કારણ ન મળત. મારી જીંદગીનો આશ્ચર્યવાળો બનાવ મેં એક વિધવા સાથ કરેલા વિવાહ છે. આ બનાવ આજ વીસ વર્ષ ઉપર બન્યોછે, અને એટલી મુદતમાં એજ બનાવના સંબંધમાં મેં અરાડસેં વિઘ્નો વિતતાં જોયાંછે અને તેટલાજ જાતજાતના અનુભવો મેળવવાનું મને બની આવ્યુંછે. તે મારાં વિઘ્નો અને અનુભવોથી મારી જીંદગીના આપ મેળે પસાર થતા સાધારણ બનાવોને કંઇક રંગ તથા રસ મળ્યોછે, અને જોકે એ બનાવો મારા જેવા એક સાધારણ માણસના સંબંધમાં બનેલાછે તોપણ તેમને હિંદુ પ્રજાના સંસાર વહેવાર સાથ નિકટનો સંબંધ છે, અને તેટલામાટે તેમની જે નોધ હું આ ઠેકાણે ટપકાવવા માગુંછું તે મારી જીંદગીના એક સફા દાખલ નહી પણ હિંદુ સંસારના એક જાણવાજોગ ઇતિહાસ દાખલ વધારે હોંસ અને ઉલટથી વંચાશે અને તે ઉપરથી ખરો ધડો લેવાને મારા હિંદુ ભાઇબંધોને બની આવશે, એવો વિશ્વાસ રાખુંછું.

એક વિધવા સાથ વિવાહ કરવો એ આજ પણ ઉંચ વર્ગના હિંદુ-ઓમાં મહા પાપનું કામ મનાયછે, માટે વીસ વર્ષ ઉપર તેવું કામ મારા જેવો એક માણસ કરે તેતો કેવળ નહી માફ થઇ શકે એવો બનાવ ગણાય તેમાં શક નથી. અને ખરેખર તે મારૂં કામ તે વખતે કેટલી બધી હદસુધી તુચ્છકાર અને ધિકારભરેલું ગણાયું હતું તે આગળ ચાલતાં જે વર્ણન હું આપીશ તે ઉપરથી વાંચનાર જોશે. તે વખતનું મારૂં આ પગળું મારા ન્યાતિલાઓને અને મુખ્યત્વે કરીને મારી ન્યાતના શેઠિયાઓને બહુ વસમુ લાગ્યું હતું, અને તેથી મને દુઃખી અને હેરાન કરવાની જાતજાતની યુક્તિઓનું તો પુછવુંજ શું ! મને અપમાન આપવા અને હેરાનગતિમાં નાખવાને તો પાછું ફરીને જોવામાં આવ્યુંજ નહોતું; પણ જો ફાવેતો મારા ગરીબ સંસારમાંથી મને ઉખાડી કહાડવાને પણ અનેક તદબીરો રમાઇ તથા રચાઇ હતી. હજીબી અપમાનોના મારામાંથી મને મુક્તિ મળી નથી, અને હજીબી ન્યાત બહાર મૂકયાની મને મળેલી ટેપ પાછી ખેંચી લેવાઇ નથી. એ સઘળી મારે વિધવા જોડે લગ્ન કરવાની શિક્ષા છે, કેજે આજ લાંબી મુદતની ચાલુજ છે, જેનું વર્ણન જેટલું રસિલું તેટલુંજ દુઃખદ છે; પણ જ્યારે હું તે જાહેરમાં મૂકવાજ માગું છું ત્યારે જે વાસ્તવિક છે તેને પ્રસિદ્ધી આપવાને હું ડરીશ નહી. આજના મારા જમાનાના હિંદુ ભાઇઓને મારા પુનર્વિવાહની આ કહાણી કહેવામાં મારો હેતુ તેમને ભડકાવવાનો તો નથીજ. તેમ હોત તો હું કલમ હાથમાં પકડત નહીંજ. મારો મૂળ હેતુ તો મારાં વિઘ્નો અને સંકટો મેં કેવી સહણશિળતાથી વેઠયાંછે તેજ માત્ર બતાવી આપીને, હવે પછીની ઉઘરતી પ્રજાને માટે એક દાખલો રજુ કરવાનોજ માત્ર છે. જો તે પાર પડે તો મારાં સર્વ કષ્ટો મેં ફોકટમાં વેઠેલાં ગણીશ નહી.

એક વિધવા સાથ વિવાહ કરવાનું કામ કંઇ એટલુંબધું મહાભારત નથી કે તેને માટે ગ્રંથ લખવો પડે; વળી એમાં કંઇ કીર્તિ મેળવવા કે જશ ખાટવાનું પણ નથી. પણ મેં જે કામ મને ભલું લાગ્યું તે કીધું તે માટે મારા ઉપર એક મહા અપરાધ કીધો હોય તેમ ન્યાતનો જુલમ ઉતારી લાવવાને મારા હરીફો તન, મન અને ધનથી પૂઠે લાગે અને મને ખરાબ અને ખોવાર કરવાની કશી મણા રાખે નહી, ત્યારે તો એ બનાવને મહત્વનો તો તેઓએજ ગણેલો

હોવો જોઇયે, અને તે બનાવ જેના સંબંધમાં બન્યો હોય તેને તેઓથીજ આડકત્રી રીતે મોટાઇ મળેલી મનાય. હવે ત્યારે એ સઘળાં કારણોને લીધે આ લઘુગ્રંથ લખવાની મને ઉલટ થઇછે, અને મેં ઉપર કહ્યું તેમ મારા દાખલા ઉપરથી ભવિષ્યની પ્રજાને હિંમત લેવાનું અને મારે પગળે બેધડક ચાલવાનું બને તો પછી મારી સઘળી મહેનત, જેહમત, રંજ અને વિપત્તિઓનો મને પુરેપુરો બદલો મળેલો હું સમજીશ. જો મારા આ સાદા વૃત્તાંતથી એટલુંબી બને કે હવે પછી મારે પગળે ચાલનારા મારી યા બીજી ન્યાતના શુભ વિચારના ભાઇઓને પુનર્વિવાહ કરવાથી ભોળા, ભમાયલા અને ધર્મને નામે ખોટી રીતે આડે આવનારા ન્યાતિલાઓ પિડે નહી, અને વિધવાવિવાહ શાસ્ત્રથી ઉલટા નથી એમ સમજીને એવાં શુભ કામ કરનારાઓને પજવવાને બદલે સામા મદદગાર થાય, અથવા કંઇજ નહી તો એવા વિવાહ કરનારાં જોડાંને બીજાં સાધારણ લગ્ન માફક પસાર થવા દે, તો મારી મોટાંમાં મોટી ઉમેદ પાર પડેલી હું ગણીશ.

હવે હું જે કંઇ દેખાડવા માગુંછું તે એક હિંદુ દાખલના મારા પુનર્વિવાહનું એક સારૂં દૃષ્ટાંત છે—એક એવું દૃષ્ટાંત કેજે ઉપરથી ઉધરતી પ્રજા હિંમત પકડે અને દાખલો લે. મેં પુનર્લગ્ન કર્યું તેમાં ખોટું શું થયું? મને અપમાનો થયાં, સંકટો વેઠવાં પડયાં, હું ન્યાત બહાર થયો, તોપણ તેથી થયું શું? હું આજ જેવો ને તેવો મારા દૃઢ નિશ્ચય સાથ બેઠેલોછું. મારા વિચારો જેવા ને તેવા છે, કેમકે મેં પુખ્ત વિચાર કર્યા વિના આ પગળું નોહોતું ભર્યું. એક પુરાણા અધમ રિવાજને પવિત્રતાનું રૂપ આપી તેને વળગી રહેવા માટે કેવાં કેવાં અપવિત્ર કામો કરવાં પડેછે, તે આ દૃષ્ટાંત દેખાડેછે. ધર્માંધ લોકો ઘણીવાર ઝનુની બની જઇ, આંખે તો પાટા બંધાયલા હોવાથી કેવા અધર્મિ બની જાયછે તે આ દૃષ્ટાંત ઉપરથી સિદ્ધ થાયછે. ધર્મનું ડોળ ઘાલનારાઓ ખરા ધર્મ મુજબ જવળેજ ચાલેછે; તેઓ તો પોતાનાં મનમાં જે ધર્મનો ખરો કે ખોટો ખ્યાલ બાંધ્યો હોય તેનેજ યાહોમ વશ થઇને દોરવાયછે. શું એ તે ખરો ધર્મ! અને આ ખરે રસ્તેથી આડા ફાટનારાઓ પોતાની મતલબ પાર પાડવા માટે મનગમતી યુક્તિઓ રચેછે અને પ્રપંચો ચલાવેછે. હાય રે! આ તે કેવું ધર્માંધપણું!

પણ મારે આ ધર્મ-ઘેલાઓને દોષ દેવો નથી. તેઓએ મારા સંબંધમાં જે કંઇ કર્યુંછે તે મારા તરફનાં કોઇ કપટને થકી કર્યું નથી. મારૂં કાર્ય ગમે એવું નિર્દોષ અને શુભ હોવા છતાં તે તેમને પોતાની ખોટી રિધિસિધિને લીધે પાપી લાગ્યું, અને તેથી એ કામ કરનાર તેમની નજરમાં ધિક્કાર ભરેલો થઇ પડયો. પણ તેમની એ વર્તણુક સામે મેં પોતાને સબળ દેખાડયો ત્યારે તેઓનો ધિક્કાર વધી ગયો અને તેણે કપટનું રૂપ ધારણ કીધું. એ રીતે મારા તરફની મારા હરીફોની કપટરચના તો પાછળથી જન્મ પામેલીછે, જેને માટે તેમને પહેલાંથી દોષ દેવો યોગ્ય નથી.

હવે હું મારા અનુભવની વાતો ઉપર આવુંછું અને મારી જીંદગીની કહાણી શરૂ કરૂંછું.



## પ્રકરણ ૨ જું.

## સંસારનાં સંકટો—એક ધડો.

મારી સંસારી મુસીબતો—દુનિયાની માયા તજી બેસવાનો નિશ્ચય—તેનું ગેરવાજબીપણું—કાળનું પરિબળ—મારો બીજો ઠરાવ—લગ્ન માટેનાં માગાં—કુમારિકા સાથ પરણવાની મારી નામરજી—કરસનદાસ મૂળજી એક ખરો સુધારાવાળો—તેમની સાથેનો મારો પરિચય—"સત્ય પ્રકાશ" પત્રનું કામ—સુધારા પક્ષ તરફના મારા વિચારો—બાળલગ્નની બદી—રંડાપાનું દુઃખ—વિધવા તરફની આપણી ફરજો—વિધવા જોડે લગ્ન કરવાનો મારો વિચાર—તેને કરસનદાસનો ટેકો—"આવતા બનાવો પોતાનો ઓળો નાખેછે"—એક અજાયબ સંજોગ.

મને ચાર બાયડીઓ થઇછે. જ્યારે હું પહેલો પરણ્યો ત્યારે મારૂં વય ૧૮ વર્ષનું હતું. માઠાં ભાગ્યે મારી પહેલી પરણેતર લગ્ન પછી ત્રણ વર્ષમાં મરણ પામી. આથી હું ૨૩ વર્ષનો હતો ત્યારે બીજી બાયડી પરણ્યો. આ સ્ત્રી કપોળ વાણિયા ન્યાતના શેઠ મી૦ વરજીવનદાસ માધવદાસની સાળી હતી. આ સ્ત્રી સાથનું મારૂં લગ્ન પહેલાં કરતાં વધારે સુખકર નિવડયું. તેણીએ બે બાળકીઓને જન્મ આપ્યો, પણ ઇશ્વરેછા એવી થઇ કે લગ્ન પછી આઠ વર્ષમાં તે તથા બંને બાળકીઓ દેવલોક થઇ. જ્યારે હું ત્રીજી વેળા પરણ્યો ત્યારે મારૂં વય ૩૧ વર્ષનું હતું. આ લગ્નનાં ફળ દાખલ

બે દિકરા અને એક દિકરીની વૃદ્ધિ થઇ, જેમાંની પુત્રી ઇશ્વર કૃપાથી હજી હૈયાત છે, પણ પુત્રો તો બાળવયમાંજ મરણ પામ્યા, અને મારી ત્રીજી પત્નિ પણ લગ્ન પછી નવ વર્ષ જીવીને સ્વર્ગે સધાવી. દૂર્ભાગ્યમાં સૃજિત થયલા આ સઘળા અતિ દુઃખદાયક બનાવોથી કોનું દિલ આ દુનિયાની ઠાલી માયા ઉપરથી ઉઠી ન જાય? એક પછી એક ત્રણ સુભાર્યાઓ અને તેમની જોડે ચાર બાળકોને ખોહોવાથી મને કેટલો શોક થયો તે આ ઠેકાણે જણાવવાની મારી મતલબ નથી. બસ એટલુંજ કહીશ કે આ સઘળા દૈવકોપથી મને બહુ બહુ સંતાપ એટલી બધી હદ સુધી થયો કે મને આ ક્ષણ ભંગુર જગતની માયા મિથ્યા લાગી. હું સઘળી હિમત હારી બેઠો હતો માટે હવે મને કોઇ પણ વસ્તુ ઉપર આસ્થા થઇ નહી. સંસાર વ્યવહારનાં સુખો ઉપરથી મારો બિલકુલ વિશ્વાસ ઉઠી ગયો, અને હવે મેં એવોજ નિશ્ચય કર્યો કે સંસારસુખ મને સૃજેલુંજ નથી માટે મારે હવે સર્વ સાથનો સંબંધ છોડી એકાંતવાસમાંજ મારો કાળ કહાડવો અને ઇશ્વરની સ્તુતિમાં મગ્ન રહેવું.

આ નિશ્ચય મેં કર્યો તે વેળા મારી ઉમર ૪૧ વર્ષની હતી. પણ જો એજ નિશ્ચય ઉપર મેં અમલ કર્યો હોત અને તે પ્રમાણે ચાલ્યો હોત તો હું નથી ધારી શકતો કે આજ સુધી હું જીવતો રહેવા પામત. દરેક મહા દુઃખ વેળા તે સહન ન થઇ શકે એવું ભારી લાગેછે, પણ એવી વખતે માણસે ધૈર્ય રાખવું જોઇયે. સંકટ વેળા અકળાઇ કે ગભરાઇ જવું નહી, તેમજ આ કે પેલા છેડા ઉપર દોરવાઇ જઇ માણસાઇને ન છાજે એવાં કાર્ય કરવાં નહી. વખત પોતાનું કામ બજાવ્યો જાયછે. તે જેમ વહેછે તેમ વર્તમાન કાળનાં સંકટો અને વિપત્તિઓને પોતાની જોડે ઘસડી લેતો જાયછે, અને નવો કાળ નવાં વિચારો, નવી વાતો, નવી આશાઓ પોતાની જોડે લેતો આવેછે. એ રીતે વખતે મારાં ઉસકેરાયલાં મનનું સમાધાન કર્યું. મારૂં અસ્વસ્થ ચિત્ત ધિમે ધિમે ઠેકાણે આવવા માંડયું. હવે હું જુદાજ ઠરાવ ઉપર આવ્યો. એકાંતમાં કાળ ગમન કરવાનું મારા ઉપર હાથે કરીને કષ્ટ ખેંચી લેવાનો ઠરાવ વખતે ધોઇ કહાડયો, અને હવે મેં આગળા કરતાં જુદોજ નિશ્ચય કર્યો કે જગકર્ત્તાએ જે નિર્માણ કીધું હોય તે ઉપર વિશ્વાસ મૂકીને જે ભલું ભુડૂં નિપજે તે ઉપર

રાજી રહેવાનો માનવીનો ધર્મ છે, માટે મારે પણ ઈશ્વરેચ્છાને આધિન થવું અને એક માનવી દાખલની ફરજ બજાવ્યા જવું.

આ સમયે અમારી ન્યાતનાં કેટલાંક કુટુંબો તરફથી પોતાની કુમારિકાઓનાં મારી વેરે લગ્ન માટે માગાં આવ્યાં હતાં, જેમાંની કોઈ કોઈ તો વીશ વર્ષની મોટી હતી. આ વાત ખરી છે કે હિંદુ ન્યાતોમાં બાળલગ્નનો રિવાજ છે તેમ અમારી ન્યાતની બાળકીઓને તેમનાં માતપિતા નાનપણમાંજ પરણાવી દેતાં હતાં, તોપણ ઉંચ કૂળમાં વિદ્વાન અને પૈસેટકે પૂરા એવા વરો શોધતાં, કેટલીકવાર કન્યાઓ મોટી ઉમર સુધી કુમારી રહી જાયછે. હવે જો કે મારે માટે એવે એવે સારે ઘરની અને ઉમરે પુગેલી કન્યાઓનાં માગાં આવ્યાં હતાં કે હું જો પરણવાની હા પાડું તો મને ઝાઝા પૈસા પણ ખર્ચવા ન પડે એમ હતું, તોપણ આ જાતનાં લગ્ન કરવાની મારી બિલકુલ મરજી ન હતી. એક નાની કે ઉમરે પુગેલી છોડી સાથ ચોથીવાર લગ્ન કરવાને બદલે મારાં મનમાં હાલ જુદાજ વિચારો ઘોળાયાં કરતા હતા. હિંદુ ન્યાતોમાં થતાં બાળલગ્નો, તે પાછળના લખલૂટ ખર્ચો, અને એવાજ બીજા કુચાલો ઉપર આ સમયે મારૂં લક્ષ લાગ્યું હતું.

આ વખતે અમારી ન્યાતમાં સૂર્ય સમાન પ્રકાશી નિકળનાર મરનાર કરસનદાસ મૂળજીનું નામ પ્રસિદ્ધ હતું. મહોબોલા સુધારાવાળાઓ કહેછે કંઈ અને કરેછે કંઈ, તેવાઓથી તદ્દન નિરાળો ખરો હિંદુ સુધારક જો કોઈ પણ હોય તો તે કરસનદાસ હતા. તે બોલે તેમ ચાલે અને કહે તેમ કરી બતાવે એવા હતા. પ્રખ્યાત "મહારાજ લાઈબલ કેસ" માં તેઓનું સઘળું ખરૂં સ્વરૂપ જણાઈ આવ્યું હતું. એવા એક અંતઃકરણપૂર્વક સુધારાવાળા સાથ મને બહુ પરિચય હતો. તેમની સાથની મારી મૈત્રી બાળપણની હતી, અને તે કરસનદાસનાં મરણકાળ સુધી ચાલુ હતી. એવા એક ખરા અને મોટા સુધારક સાથના મારા લાંબા વખતના સંબંધને લીધે મારા વિચારોએ પણ સુધારા તરફ વળણ પકડી હતી. કરસનદાસે "સત્ય પ્રકાશ" નામનું એક અઠવાડિક વર્તમાન પત્ર પ્રસિદ્ધ કરવા માંડયું હતું, કેજે પાછળથી "રાસ્ત ગોફતાર" સાથ જોડાઈ ગયું હતું. આ પત્ર કંઈ પૈસા કમાવા માટે નહીંજ પણ અવશ્ય કરીને પોતાના દેશીઓમાં પ્રસાર પામેલા કુચાલો અને ખોટા વેહેમી રિવાજો દૂર કરવા અને સુધારવા

માટે પ્રગટ કરવા માંડયું હતું, અને તેજ શુભ હેતુ ઉપરથી વૈષ્ણવ મહારાજોને ઉઘાડા પાડવામાં કરસનદાસે કલમ ચલાવી વિખ્યાતી મેલવી હતી, જે સર્વને જાણીતી વાત છે.

કરસનદાસ જેવા નાવિકના તંત્રિપણાં હેઠળ ચાલતાં આ પત્રમાં પ્રગટ થતા વિચારો મને બહુ પસંદ હતા, અને તેથી મારા વિચારો ઘણા ફેરવાયા તથા સુધર્યા હતા. આ પત્રમાં હું પણ કોઈ કોઈ વાર લખાણ કરતો હતો, જેમાં વૃદ્ધ વયના વરો વેરે નાની બાળકીઓને પરણાવવાના ધિક્કારવાજોગ ચાલ સામે હું સખત ટિકા ચલાવતો હતો. એજ વખતે વળી મને એવોબી વિચાર આવતો હતો કે પુરૂષો ફરી ફરીથી ગમે એટલીવાર પરણી શકે, પણ બિચારી સ્ત્રીઓ એકવાર રાંડી કે પછી તેણે કોણ જાણે કેવુંએક મોટું પાપ કર્યું હોય તેમ તેને પુનર્લગ્ન કરવાની હિંદુ ન્યાતોમાં બંધી હતી તે અયોગ્ય છે અને તે એક મોટા જુલમાત જેવી છે. બિચારી બાળકીઓને તેમનાં માબાપ પૈસાને થકી ઘરડા વરોને વેચતાં હતાં, અને હજીતો તે બાપડીઓ પોતે કોણ છે અને સંસાર સુખ તે શું તે જાણવા કે ભોગવવા પામે તે આગમજ તેઓને સદાના રંડાપામાં ડુબી મરવું થતું હતું, તે જોઇને મને બહુ દયા છુટતી અને ન્યાતના આ ખોટા ચાલ માટે બહુ બહુ ધિક્કાર ઉપજતો હતો. મને વિચાર આવતો કે આ બાપડી નિર્દોષ બાળકીઓ બાળવયમાં વિધવા થઇ ખુણે પડે અને દુનિયાના તમામ વૈભવથી હાથ ઉઠાવે, ઘરડા વરો તેમને વેચાતી લે, પણ બીજીવાર તેણીઓથી લગ્ન નહી થાય, એનું કારણ શું ? તેઓ અબળા કહેવાયછે, અને આ ખરેખરી દૂર્ભાગ્યની અબળાઓને તેમનાં દુઃખ દરિયામાં નિરાધાર તણાયી જતી જોઈ શું સબળા (યાને પુરૂષો) નો ધર્મ નથી કે તેમને તારે ? અરે ! જેણી વિધવા અને પરણેલી સ્થિતિમાં શું ફેર હોય તે પણ સમજી શકવાની હાલતમાં નહી આવેલી એટલી નાની વયમાં રાંડેલી, તે બિચારીની જીંદગી બાળપણથીજ તેને માથે એક પિડા જેવી કરી મુકવી એમાં શું પુરૂષ માત્રની શોભા છે ? તે હતભાગ્યની તરફ તો આપણો ધર્મ જુદોજ છે. તે અબળા છે માટે તેને તો આપણે સાહ્ય થવું ઘટે. તે નિરાધાર છે માટે તેને આધાર આપવો જોઇયે. તે રાંડી છે તો તેને પુનર્લગ્નથી સુખી કરવી જોઇયે. આ સઘળા વિચારો મારાં મનમાં બહુ ઘોળાયાં કરતા, અને તેમને પત્રદ્વારાએ હું રસ્તો આપતો હતો.

કરસનદાસ મૂળજી મારી ત્રીજી પત્નિનાં મૃત્યુ સમયે મુંબઈમાં ન હોતા. લિંબડીના રાજા બાળ્યાવસ્થામાં હોવાથી તેઓ ત્યાંનો રાજકારભાર ચલાવતા હતા. મારા ઉપર આવી પડેલાં સંકટના ખબર મળતાંજ તેઓએ લિંબડીથી મારા ઉપર એક દિલાસાપત્ર લખી મને મારાં દુઃખમાં બહુ ધિરજ આપી હતી, તથા ત્યારબાદ ન્યાતવ્યવહાર મુજબ કોઈ યોગ્ય કુમારિકા જોડે લગ્ન કરી ફરીને સંસાર માંડવાની મને ભલામણ કરી હતી. આના ઉત્તરમાં મેં તેમને લખ્યું કે "હવે હું કોઈ પણ કુમારિકા જોડે લગ્ન કરી સંસાર માંડવા ઇછતો નથી, પણ બાકીની જીંદગી સંસાર ખટપટનો ત્યાગ કરી ઈશ્વર ભક્તિમાં ગાળીશ, અથવા જો સંસારમાં પડીશ તો બની આવશે તો કોઈ આબરૂદાર વિધવા જોડે પુનર્લગ્ન કરીશ." આ ઉપરથી તેમણે મને ફરી લખ્યું કે "આ તમારો વિચાર ઘણો ઉત્તમ પ્રકારનો છે, અને જો તજવીજ કરશો તો ન્યાતમાંથી આબરૂદાર વિધવા મળી શકશે."

હવે મારી છેલ્લી ધણિયાણીનાં મરણ પછી મારી તબિયત કંઈક નબળી ચાલતી હતી, અને જે ઘરમાં તેણીનું મરણ થયું હતું તેમાં રહેવાથી મને તેનુંજ સ્મરણ થયાં કરતું હતું, અને તેથી હું ઘણો બેચેન રહેતો હતો. આ બાબતથી મારી તબિયતના બિગાડામાં વધારો થયો, જે જોઈ ડાકટરે સલાહ આપ્યાથી હું મારૂં કોટનું રહેઠાણ છોડી વાલકેશ્વર ખાતે સર મંગળદાસ નથુભાઈનાં એક મકાનમાં હવા ફેરફાર કરવા રહેવા ગયો. આ મકાન બે મજલાનું હતું. પહેલા મજલા ઉપર એક હિંદુ વિધવા પોતાની મા, તથા ભાઈ અને ભોજાઈ જોડે રહેતી હતી, અને બીજે મજલે હું જઈ રહ્યો. દુનિયામાં ઘણીવાર મનમાં ચિંતેલા બનાવો જે બનવાની ઝાઝી ઉમેદ નહી તે આપોઆપ બની જાયછે. મારા સંબંધમાં પણ તેમજ બન્યું. હું એક આબરૂદાર કુટુંબની વિધવા દિકરી સાથ પુનર્લગ્ન કરવાનો વિચાર ધરાવતો હતો, પણ તેવી વિધવા મને સહેલમાં મળી આવશે, અથવા જે મકાનમાં હું હવા ફેર માટે ગયો હતો ત્યાંજ તેણી મને મળી જશે, એવું તો મારાં સ્વપ્નામાં પણ હતું નહી. પણ ખરેખર તેમજ બન્યું. જે વિધવા બાઈ મારાં મકાનમાં પહેલે મજલે વસતાં હતાં તેઓજ જોડે પુનર્લગ્ન કરવાનું મારાં ભાગ્યમાં હશે, અને તેમજ થયું.

તે કેમ થયું તે હવે હું કહુંછું.



## પ્રકરણ ૩ જું.

## એક વિધવાનાં દુઃખોની કહાણી.

ઓચિંતો મેળાપ—એક વિધવા પોતાનું દુઃખ રડેછે—તેના તરફની મારી લાગણી—ઇશ્વર પ્રાર્થના—રાત્રીના વિચારો—વિધવાની બાળ-કહાણી—તેની પરણેલી જીંદગીનાં દુઃખો—બાળલગ્નનું પરિણામ.

મારાં ભવિષનાં પત્નિનાં મા સાથ મને સારી પિછાન હતી. માટે હું જે દિને મારાં નવાં મકાનમાં રહેવા ગયો તેજ દિને આ બાઇની ખબર અંતર પુછવા હું ગયો. પણ ત્યાં મેં શું જોયું ? દિવાનખાનામાં પગ મુકતાંજ મેં તેમની વિધવા દિકરીને દુઃખી હાલતે બેઠેલી દિઠી. તેની જોડે એક નોકર સ્ત્રી સિવાય બીજું કોઇ હતું નહી. ભાઇ તથા ભોજાઇ રસોડાંના ઓરડામાં જમવા ગયાં હતાં. જેમને હું મળવા ગયો તેઓ તો ઘરમાં ન હતાં. આથી હું તેમની વિધવા દિકરીનેજ મળ્યો અને ખબર અંતર પુછી. મા બહારકોટમાં પોતાની બીજી દિકરીની સુવાવડમાં ગઇ હતી તે કહીને વાતચિત કરતાં પેલીએ તો રડી દીધું. તેનું રડવું એકદમ, અને વળી નિસાસાયુકત હતું. તેણે તો ગડગડ આંસુ પાડી રોવા માંડયું. પછી તેણે જેમ તેમ જુસ્સો દાબી, દુઃખનાં ચિન્હો દબાવી, મને જવાબ આપવાનો યત્ન કર્યો, પણ તેનું હૈયું એટલું ભરાઇ આવ્યું હતું કે થોડી પળ સુધી તો તે એક અક્ષર બહાર કહાડી શકી નહી. પણ જ્યારે બોલવાનું સામર્થ આવ્યું ત્યારે પોતે જે ચિન્હો જાહેર પાડયાં તેનાં કારણમાં ખોલાસો કીધો કે "મને 'હિસ્ટીર્યા' થાયછે, દિવસમાં દશ બાર વખત દાંતખિલી થઇ દાંત બંધાઇ જાયછે, અને બેભાન થઇ લાકડાંની પેઠે પડુંછું." મેં જ્યારે ઓસડ કરવા સૂચવ્યું ત્યારે તે બોલી કે "તે તો બહુએ કર્યુંછે, પણ કંઇ ફેર પડતો નથી. ડા૦ બ્લેની કહેછે કે ઓસડથી કંઇ મટવાનું નથી, પણ હમેશ જીવ ખુશીમાં રાખો, ખુલ્લી હવામાં ફરવા જાઓ, મનમાંથી ચિંતા દૂર કરો, તો સારૂં થશે." મેં આગ્રહથી સૂચવ્યું કે ત્યારે તેમ કરવું જોઇયે. પણ તેના ઉત્તરમાં તે જે કંઇ બોલી, તેથી મારા હૃદયમાં બહુ લાગી આવ્યું. તે બોલી કે—

"એવું તે મને શું સુખ વહી જાયછે કે જેથી મન હમેશાં ખુશીમાં રહે ? હું તો મરૂં તોજ આ દુઃખમાંથી છુટું. આજ બાર બાર

મહિના થયા મેં સઘળો ખોરાક ખાવો છોડી દીધોછે. ફક્ત રોજ એક પૈસાનું દહીં ખાઈને રહુંછું, તેબી એવી મતલબથી કે કોઈ રીતે મોત આવે. ઘણીએક વખતે વિચાર કરૂંછું કે દરિયામાં પડીને કે વાલકેશ્વરના તળાવમાં હોમાવીને મારો અંત આણું, અથવા અફીમ ખાઈને દેહ ત્યાગ કરૂં. પણ બ્રાહ્મણો કહેછે તેમ શાસ્ત્રમાં લખ્યું છે કે, જે કોઈ આપઘાત કરે તેને સાત અવતાર સુધી આપઘાત કરી મરવું પડે. વળી આપઘાત કરવો તેમાં પરઘાત કર્યા જેટલુંજ પાપ સમજુંછું, માટે એવું કશુંએ ન કરતાં ખોરાક તજીને બેઠીછું કે ધીમે ધીમે મોત આવે ને હું મારાં દુ:ખમાંથી છુટું. જો મને એકાદું છોકરૂંબી હોત તો હું આશામાં ને આશામાં દિવસ કહાડત. તેમ પણ નથી તો મારે હવે જીવીને શું કરવું છે? આ સંસારમાં મને ક્યાં કોઈ દિવસે પણ સુખ મળનાર છે?"

આ સઘળું સાંભળી મને બહુ લાગી આવ્યું. એક તો તેનું રોવું અને બીજું તો તેનાં દુ:ખની વાતોથી મારા ઉપર જબરી અસર થઈ. વિધવાઓનાં સંકટો તરફ મારૂં મન ખેંચાયલું તો હતુંજ, તેમાં આ નજરે જોયલા અને અનુભવેલા બનાવથી મને જેવી તેવી લાગણી થઈ નહી. મેં પેલી બાઈને ધિરજ આપી દિલાસો દીધો કે "માણસે હંમેશાં ધિરજ રાખી જગકર્ત્તાની મરજીને આધિન રહેવું જોઈયે. ઈશ્વર ઉપર હંમેશાં ભરૂસો રાખવો અને માથે જે દુ:ખ આવે તે સહન કરવું, એ માનવીમાત્રનો ધર્મ છે." એજ વખતે મને એટલુંબધું લાગી આવ્યું અને મારૂં મન એટલું તો ઉસકેરાઈ આવ્યું કે મને એવોજ વિચાર આવી ગયો કે શું આગળા ભવમાં કંઈ ઘણાં પાપો કર્યાં હોય તેમનેજ ઈશ્વર વાણિયા કે બ્રાહ્મણને ઘર જન્મ આપતો હશે? કારણ કે દુનિયાની બીજી કોઈ પણ ન્યાતોમાં આવો ગેરઈનસાફ નહી હશે કે પુરૂષ જોઈયે તો દશ વખત પરણે અને વળી મરજી પડે તો સીતેર ને એંશી વર્ષનો મરણકાંઠે આવેલો ડોસોબી પરણે તો તેને કોઈ અટકાવે નહી, પણ બિચારી બાળકીઓ દશ વર્ષની ઉમરમાં વિધવા થાય તો તેને કોઈ ફરીથી પરણવા દે નહી, જેથી તે બાપડીઓને પોતાનો જન્મારો પશુઓના જેવી હાલતમાં ગાળવો પડે! એકવાર વિધવા થઈ તો પછી તે સદાની દુનિયાથી ગઈ! બેવકુફાઈ અને વહેમના એ પ્રતાપ! આવા અધમ રિવાજ,

રે આવા મોટા અધર્મને••શાસ્ત્રથી, નીતિથી કે ડહાપણથી કદી પણ આધાર મળશે ?

પેલી બાઈને દિલાસો દઈ હું મારા મકાનમાં સુવા ગયો. પણ મને ઉંઘ આવી નહી. થોડીજ વખત ઉપર મેં જે દેખાવ નજરે જોયલો તે પાછો મારી સામે ઉભો થયા કીધો, અને તેથી મારૂં હૈયું ભરાઇ આવ્યું. મારૂં મન બસ વિધવાઓનાં સંકટોનીજ વાતમાં ચકચુર બની ગયું. હું મારી સ્ત્રીનાં મરણથી શોકાતુર તો હતોજ, તેમાં પેલી વિધવાનાં દુઃખદ દેખાવથી મને અતિ સંતાપ થયો. હું પરમેશ્વર પાસે પ્રાર્થના કરવા લાગ્યો કે "હે ઇશ્વર, આવી બિચારી હજારો બલકે લાખો મારી હિંદુ બેનીઓ તથા બેટીઓ આવા મહા-દુઃખમાં પિળાયછે તેનાં દુઃખનો તું કયારે અંત આણીશ ? હે પરમેશ્વર, તું મારા હિંદુ ભાઇઓને તેમની બેભાન હાલતમાંથી જાગૃત કર અને તારો પવિત્ર પ્રકાશ તેઓ ઉપર પાંથર, કે જેથી તેઓ અસંખ્યાત હિંદુ વિધવાઓ ઉપર કેવાં કેવાં સંકટો પડેછે તે પોતાની નિર્મળ નજરે જુએ, અને તે જોયાથી તેમના હૃદયમાં દયા આવે તો તે બાપ-ડીઓનાં દુઃખો ઓછાં કરી તેમને પશુની હાલતમાંથી માનવીની સ્થિ-તિમાં આણવાનો પ્રયત્ન કરે, અને એ રીતે માનવી દાખલની પોતાની ખરી ફરજ તેઓ બજાવે ! રે ! એ બિચારીઓ વિધવા થઇ તેમાં એમનો શો વાંક થયો ?"

આમ પ્રાર્થના કરતાં કરતાં મને એકાએક વિચાર આવી ગયો અને જાણે મારા પ્રશ્નનો ઉત્તર મારાંજ મનમાં તૈયાર થયો હોય તેમ એકદમ મારાથી પાછું બોલાઇ પડાયું કે "પણ અરે, આટલું બધું વિધવાઓનું દુઃખ હું સમજુંછું તે છતાં મારા જેવા કપાળે હાથ દઇ•બેસી રહે તો પછી બીજા લોકોથી તે શી આશા રાખવી ? હું કે મારા જેવા બીજા જો આનો કંઇ ઉપાય ન કરે તો હવે પછીની ઓલાદને પણ એજ દુઃખના ભોગ થઇ બેસવું નહી પડે ! જો આપણા વડીલોએ આ બાબતમાં કંઇ હિલચાલ કરી હોત અને પોતે થોડું ઘણું કષ્ટ ખમી પોતાની ફરજ બજાવી હોત તો આજે તેમના વંશજોને આટલું બધું દુઃખ ખમવું ન પડત. તે તો વાત વહી ગઇ; પણ હવે આજે જો આપણે પણ કંઇ નહી કરીયે અને આવતી ઓલાદને માટે જે કરવું ઘટેછે તેના ઇલાજો ન લઇયે તો

આપણો ખરો ધર્મ ચૂકયા એમ ઠરશે, એટલુંજ નહી પણ હાલ જે દુઃખ સોસવું પડેછે તે કરતાં વધારે આપણા વંશજોને માટે આપણ વારસામાં મૂકી જઈશું. માટે આજેજ આપણા હિંદુઓએ કષ્ટથી ડરી ન જતાં દાખલો બેસાડવો જોઈયે અને લોકને ખરો રસ્તો દેખાડવો જોઈયે. દરેક રૂડું કામ કરતાં ચોકસ ભોગ તો આપવો પડવાનોજ, પણ કામ રૂડું છે માટે તેની દરકાર ન કરતાં તે હાથ ધરી બજાવવુંજ જોઈયે."

આવા વિચાર કરતાં કરતાં પેલી વિધવાની આગળી કહાણી જે હું જાણતો હતો તે મારાં મનમાં પાછી તાજી થઈ, અને તે વળી તે બિચારીનાં દુઃખનો નફો સફો ખુલ્લો કરનારી છે. તેણી શેઠ વરજી વનદાસ માધવદાસની ભત્રીજી થાયછે. તેને બાળપણમાં મા અને કાકાઓએ એક નાદાન છોકરા સાથ પરણાવી હતી. હવે માઠાં ભાગ્યે આ છોકરો સર્વ અપલક્ષણોમાં પૂરો હતો. એક વખત એક ભાટિયા ગ્રહસ્થને ઘર ચોપટ રમવા ગયો હશે ત્યાંથી એક કિમતી ઘડિયાળ ચોરી લાવ્યો, અને પોલિસે તેને મુદ્દા સહિત પકડયો. મેજીસ્ટ્રેટ આગળ તપાસ ચાલ્યા બાદ તેનું નામ અપરાધીઓનું છાંડણ કરનારી સેશનને માટે નોંધાયું, પણ છોકરાને તો જામિન ઉપર છોડયો હતો. હવે તેના ઉપર દયા લાવવા માટે તેની સ્ત્રી (તે ઉપલી દુઃખી વિધવા) ના કાકાઓ તરફથી પેલા ભાટિયા ગ્રહસ્થને ભલામણ થઈ, અને તેની આગળ તેઓ પોતાની આ ભત્રીજીને વિનંતી કરવા લઈ ગયા. તે બિચારી પોતાના ધણીના છુટકારા માટે પગે લાગી, આજીજી કીધી, અને ઘણી કરગરી, જેથી તે ગ્રહસ્થને દયા આવી. આથી તેણે સેશનમાં સામે નહી થવાની કબૂલાત આપી. જડજ સર રિચર્ડ કાઉચ આગળ તપાસ ચાલી, ફરિયાદી તરફથી ભાગી તુટી સાક્ષી પડી, અને તોહમતદાર તરફના ધારાના હિમાતી મી૦ બાર્ટને જુરીને વિનંતી કરી કે એકબારગી તોહમતદારે તકસીર કરેલી સાબિત પણ થાય, તોબી તેની કાચી ઉમર તરફ નજર કરી તેને છોડી મુકવો. જડજે જુરીને મુકદમાની કેફિયત સમજાવતાં તોહમતદાર તરફ દયા બતાવી, અને જુરીએ જડજને પગળે ચાલી તેને અપરાધમાંથી મુકત કીધો. આ પછી તે છોકરો ખરાબ લક્ષણનો ભોગ થઈ પડયો, અને તેની બુરી અસરથીજ અંતે તેનું મોત નિપજયું.

પેલી દુઃખી વિધવાનાં માબાપે તેને કેવા વર સાથ બાળપણમાં પરણાવી હતી તે આ એકજ દાખલા ઉપરથી સ્પષ્ટ જણાયછે. પણ તેની જોડે એ ઉપરથી એમ પણ જણાયછે કે તે બિચારી ઉપર વિધવા થયા પછીજ દુઃખો પડવાનાં ન હતાં, પણ પરણેલી જીંદગીમાંબી સંસાર સુખ તેણીને સૂજેલુંજ ન હતું. બાળલગ્ને તેનું એ સુખ લૂટયું હતું, અને પરણેલા સંસારનાં સંકટોમાંથી મૂકત થઇ તેણી કંઇ પણ ખરૂં સુખ ભોગવવાની ઉમેદ બાંધે એટલામાં તો તેણીને માથે કુછંદી ભર્તારનાં અકાળ મરણથી વિધવાપણાનું અતિ મોટું સંકટ આવી પડયું. તે બિચારી ઉપર પડેલી અને પડતી વિપત્તિઓનો આ રીતે વિચાર કરતાં કરતાં મને તે બાઇની હાલત ઉપર બહુ દયા આવી; તેનાં કષ્ટોની કહાણીથી મારૂં દિલ પિગળી ગયું; અને જો મારેથી બને તો હું તેને સાહ્ય થાઉં, અને તે કેમ થાઉં તેના વિચારમાં ને વિચારમાં હું નિંદ્રાવશ થઇ ગયો.

## પ્રકરણ ૪ થું.

## એક ભડકાવનારી જાહેર ખબર.

છેલા બનાવો ઉપરથી મેં કરેલો નિશ્ચય—મી૦ કાબરાજી સાથની મુલાકાત—રાસ્ત ગોફતારમાં એક નવાઈ જેવી જાહેર ખબર—કપોળ ન્યાતમાં ખળભળાટ—જાહેર ખબર છપાવનાર બાબે ચર્ચા—"એ તો માધવદાસનુંજ કામ"—શેઠિયાઓની જાહેર ખબર બાબે બેદરકારી. સર મંગળદાસ—તેમની સાથનો મારો સંબંધ—જાહેર ખબર સંબંધી તેમની જોડે સંવાદ—પુનર્લગ્ન સામેની તેમની તકરાર—મારી તરફના રદ જવાબ. વિધવાને જાહેર ખબરની જાણ થાયછે—તેણીની કાળજી.

પેલી વિધવાને કેમ અને કેવી પ્રકારે મદદ કરવી તેના વિચારમાં હું સુતો, અને બીજે દિને ઉઠયો ત્યારે એક નક્કી ઠરાવ ઉપર હું આવી અટકયો. મેં મારાં મનથી નિશ્ચય કર્યો કે જો મારે ફરી સંસાર માંડવો તો એક વિધવા સાથેજ લગ્ન કરવું. શું એમ બને ? હું સારી પેઠે જાણતો હતો કે વાણિયાઓમાં આજસુધી એક પણ પુનર્વિવાહ થયલો ન હતો, અને તેથી મારી ખાતરી હતી કે મારો ગમે એવો ઠરાવ હોવા છતાં એક પણ વિધવાને પુનર્લગ્નને માટે મેળવવી કેવળ અશકય

છે. વળી મારો પુનર્વિવાહ કરવાનો ઈરાદો છે એમ વાત પણ કોની આગળ કરી શકાય ? આ મારી મુશ્કેલીઓએ મને પ્રથમથીજ દબાવવા માંડયો, પણ મેં જોયું કે એથી હારી ખાવી જોઈયે નહીં; બને તેમ તજવીજ કરવી અને આ શુભ કામનું શુભ છેવટ આણવાને બનતા ઈલાજ લેવાને ચુકવું નહી.

આમ ઠરાવ કરીને હું મારા મિત્ર મી૦ કેખશરૂ નવરોજજી કાબરાજીને મળ્યો, જેઓ મુંબઈના એક મોભાદાર અને પેહલા વર્ગના વર્ત્તમાન પત્ર "રાસ્ત ગોફતાર" ના એડિટર છે. તેમની જોડે વાતો કરીને ૧૮૭૧ ના એપ્રેલ માસની તા૦ ૨ જીનાં તેમનાં પત્રમાં નિચે લખ્યા મુજબની એક જાહેર ખબર પ્રગટ કરાવી:—

"જાહેર ખબર.

"રૂ ૫૦૦) નું ઈનામ.

"કપોલ વાણીયાની નાતનો એક આબરૂદાર ગરહસથ એજ નાતની આસરે ૧૫ થી ૩૦ વરશની ઉમરની કોઈ પણ આબરૂદાર વીધવા સાથ પુનરવીહીવા કરવાને ખુશી છે. એટલામાટે જે શખ્સ તેવી કોઇ લાએક વીધવા સાથ પુનરવીહીવાનું સુભ કામ પાર પાડી આપશે તેને એ કામ પાર પાડવાથી ઉપલા ગરહસથ તરફથી રૂ૫૦૦ નું ઇનામ મળશે.

"આ બાબતસર કાંઈ પણ વધારે જાંણવું હોય તો રાસત ગોફતાર તથા સતય પરકાશના અધીપતીને પુછવું.

"મુંબઈની તા૦ ૩૦ મી માર્ચ ૧૮૭૧."

ઉપલી જાહેર ખબર છપાયાથી અમારી આખી કપોળ વાણિયા ન્યાતમાં ચર્ચા ચાલી રહી. સર્વ શેઠિયા લોકની તો ખાતરીજ હતી કે તે છપાવનાર હુંજ છું, કેમકે સુધારા પક્ષના અને વિધવા વિવાહની તરફેણના મારા વિચારોથી તેઓ જાણીતા હતા; માટે મારા સિવાય આખી ન્યાતમાં એવું કરે એવો બીજો કોઇ હોય નહી એવું તેઓ સમજયા. ઘણાએક ન્યાતિલાઓ તો એમ સમજયા કે જાહેર ખબર મેં છપાવીછે ખરી, પણ મારી મતલબ કંઇ ખરેખર પુનર્લગ્ન કરવાની નથી, પણ ફકત લોકોને દેખડાવવાની છે કે હું પણ એક મોટો સુધારાવાળો છું. આમ સમજનારા કેટલાક શેઠિયાઓ પણ હતા, અને તેથી તેઓએ આ જાહેર ખબરની ઝાઝી દરકાર રાખી નહી. તેઓ અને તેમનું જોઇને બીજા ઘણાખરા ન્યાતિલાઓ એમ ધારવા લાગ્યા કે પુનર્વિવાહ

તો મ્હોડે કહેવાની વાતો માત્ર છે; તે ખરેખર કરવા એ વાત તો કદી બનેજ નહી. શેઠિયાઓ સર્વે એવેજ ભરૂસે રહ્યા; પણ તેઓમાં એક ગ્રહસ્થ એવા હતા કે જેઓએ જુદોજ વિચાર કીધો. તેઓ મને સારીપેઠે ઓળખતા હતા, અને હું બોલું તેમ ચાલું તેવો છું એવી તેમની ખાતરી હતી; માટે બીજા શેઠિયાઓના વિચાર સાથ તે મળતા થયા નહી. એ શેઠ સર મંગળદાસ નથુભાઈ હતા. તેમને મારે વિષે ખરેખરી ધાસ્તી*લાગી. તેઓ સાહેબ તે વખતે મારા મુરબી જેવા હતા. મને ધંધા રોજગારમાં પણ એ શેઠની કેટલીક મદદ હતી અને તેથી તેમનો હું આભારી હતો. વળી તેઓ સાથે મને થોડો ઘણો દોસ્તી જેવો પણ વ્યવહાર હતો, અને તેથી તેઓને ત્યાં હું અવારનવાર જમવા ખાવા પણ જતો હતો. તે વખતે તેઓ મને ઘણા ચહાતા અને મારૂં ભલું ઈચ્છનારા પણ હતા. પણ મેં પુનર્વિવાહ કર્યા પછી એ શેઠ સાથ મારો કોઈબી જાતનો સંબંધ ન હતો, અને તેઓ તરફથી મને કોઈબી જાતની મદદ પણ મળી ન હતી. તેમ વળી એઓ તરફથી મને સતાવવાની નિચ યુક્તિ કશી થઈ નથી, જેવી તજવીજો શેઠ વરજીવનદાસ માધવદાસ અને શેઠ ત્રિભોવનદાસ વરજીવનદાસ તેમજ શેઠ રૂગનાથદાસ ગોપાળદાસ તરફથી મારાં પુનર્લગ્ન વખતથી આજસુધી અનેક થઈછે અને હજી સુધી થતી રહીછે.

હવે સર મંગળદાસની જાણમાં મારી મજકુર જાહેર ખબરની વાત આવતાંજ તેઓએ મારા ઉપર એક ચિઠી લખીને મને ફરમાસ કીધી કે મારે આફિસમાં જતી વેળા એમને મળી જવું. હું તેજ દિવસે બપોરે ગિરગામના બંગલામાં મળવા ગયો, જ્યાં સર મંગળદાસ સાથ મને ઉપલી જાહેર ખબર અને મારા પુનર્વિવાહના સંબંધમાં કેટલાક સવાલ જવાબો થયા, જે હું નિચે ટપકાવવા દરૂસ્ત ધારૂંછું :—

**સવાલ**—મી૦ માધવદાસ, તમને પુછવાનો મને અધિકાર નથી તે છતાં તમે મારા મિત્ર છો તેથી હું તમને પુછવા માગુંછું કે "રાસ્ત ગોફતાર" માં જે પુનર્વિવાહની જાહેર ખબર આવીછે તે તમે છપાવીછે ?

**જવાબ**—હું કોઈનેબી ઉત્તર દેવાને બંધાયલો નથી તેમ છતાં આપ મારા મુરબી છો તેથી હું કહુંછું કે હા તે મેં છપાવીછે.

**સ૦**—તમે ઘણી નાદાની કરીછે. વિધવાઓનાં પુનર્લગ્નને માટે હજી વખત આવ્યો નથી. તે વખત આવતાં હજી ઓછામાં ઓછાં બીજાં પચાશ વર્ષ જોઈયે. કેમ ?

**જ૦**—પચાશ વર્ષ પછીબી જે ઘણી પુનર્લગ્ન કરવા નિકળશે તેને મુશ્કેલી તો આજે છે તેવીજ અને તેટલીજ ખમવી પડવાની. પણ જો આજથી પચાશ વર્ષ આગમચ કોઈએ એવાં લગ્ન કર્યાં હોત તો આજે કરનારને મુશ્કેલી ને સંકટ ઓછાં ખમવાં પડત. માટે જયારેબી એ વિવાહ કરવા કોઈ નિકળશે ત્યારે તે નવાને નવાજ ગણાશે અને તેને સંકટો તો જરૂર ખમવાં પડવાનાંજ.

**સ૦**—એ બધી ખરી વાત, પણ પુનર્વિવાહ કરીને એકલા ન્યાત બહાર રહેવું એ કેમ બની શકે ? કોઈ જંગલમાં એકલું ઝાડ પણ રહી શકતું નથી, ને રહેછે તો શોભતું નથી. તો પછી માણસથી તો એકલા કેમ કરી રહી શકાય ? ભણસાળી, ભાવસાર, કણબી, કુંભાર, સુતાર, જેવી હલકી ન્યાતોમાં પુનર્લગ્નનો રિવાજ છે ખરો, પણ તે ન્યાતોમાંબી અગરજો તમે જવા માંગશો તો તે કાંઈ તમને લેવાના છે ? તેબી નહી લે, તો પછી તમે એકલા રહીને શું કરવાના છો ? તમારે પેટે દિકરી પડીછે તેનું શું કરશો ? તેને તમો કોને પરણાવશો ?

**જ૦**—મારે કોઈબી ન્યાતમાં જવું નથી; મારે તો એકલા કપોળ વાણિયા દાખલ રહીને લોકોને દેખાડી આપવું છે કે એકલા ન્યાત બહાર રહી શકાયછે કે નહી. મારી દિકરી હજી તો માત્ર ત્રણ વર્ષની છે. તેને પરણાવવાને તો હજી બાર ચૌદ વર્ષનો વખત છે. તેટલામાં તો ઘણાએક લોકોના આજના ખોટા વિચારમાં ફેરફાર થઈ જશે, માટે તેની ચિંતા હું આજથી કરતો નથી. ન્યાતબહાર મારાથી જયાંસુધી રહેવાશે ત્યાંસુધી હું રહીશ, પણ ન્યાતથી વેગળા પાડયા સિવાય બીજું કંઈબી દુઃખ આપણાં અદલ ઈનસાફી ઈંગ્રેજી રાજયમાં મને કોઈ દઈ શકનાર નથી. મને એ રીતે હરકત તો કશી આવનાર નથી, પણ તેમ છતાં જો મારાથી ન્યાતબહાર નહીજ રહી શકાય એવું હશે તોપણ હું કંઈ ન્યાતિલાઓને પગે લાગવા જનાર નથી. હું બીજી ન્યાતમાં પણ જનાર નથી ને તે મને લેનાર પણ નથીજ. તોપણ કલકતા તરફ બ્રહ્મોસમાજ નામની એક મંડળી કેટલાક વિદ્વાન ગ્રહસ્થોએ ઉભી કરીછે તેમાં હું સામિલ થવા માંગીશ તો તેઓ મને

ઘણી ખુશીની સાથે લેશે. તે ન્યાતની મંડળીમાં સંખ્યાનો દિનપર દિન વધારો થતો જાયછે. તેમાં દાખલ થવાનો ઉપાય મારા હાથમાં છે, પણ મેં નિશ્ચય કર્યોછે કે હું જીવું ત્યાંસુધી મારે કોઇબી ન્યાતમાં દાખલ થવું નહી, પણ એકલાજ રહીને લોકોને દેખડાવવું કે એકલા રહેવામાં અડચણ કશી નથી, અને પુનર્વિવાહ કરનાર પણ બીજા માણસોની પેઠે સલાહસંપજથી જીંદગી ગુજારી શકેછે.

**સ૦**—એ બધી વાત હું કબૂલ કરૂંછું, પણ મારી તને સલાહ છે કે તારે એ વિચાર માંડી વાળવો, અને જાહેર ખબર છપાવવો બંધ પાડવી, અને આપણી ન્યાતની કોઇ કુમારિકા સાથે લગ્ન કરી નાખવું. હું જે તને આ કહુંછું તે તારાં ભલાંને માટે કહુંછું, પછી જેવી તારી મરજી. મારૂં નહી માનીશ તો ખચિત દુઃખી થઇશ.

**જ૦**—આપ મારૂં ભલું ચાહોછો તેથી હું આપનો આભારી છું, પણ હું ઘણા દિવસ થયા પુનર્લગ્નની તરફેણમાં વિચાર ધરાવતો આવ્યો-છું, અને જયારે મને ઇશ્વરે પુનર્લગ્ન કરવાની તક આપીછે તો તે વખતે મારે તેની તજવીજ પણ નહી કરવી? એ તો વાજબી નહી કહેવાય. કોઇ આબરૂદાર વિધવા મળશે કે નહી તે ચોકસ નથી; હજી સુધી તો કોઇ વિધવા મળી નથી, અને નહીજ મળી આવશે તો મારો વિચાર કંઇ અમલમાં આવી શકવાનોજ નથી. માટે આપે મારે માટે આટલીબધી ચિંતા રાખવાનું કંઇજ કારણ નથી.

**સ૦**—વારૂં ત્યારે એટલું તો કબૂલ કરશોની કે હવે પછી જાહેર ખબર નહી છપાવવી?

**જ૦**—વારૂં સાહેબ, તમારા હુકમને તાબે છું. હવે ફરી નહી છપાવું. જે આગળ છપાવીછે તેજ બસ છે.

ઉપલી વાતચિત પછી, સર મંગળદાસને આપેલી કબૂલાત મુજબ મેં પેલી જાહેર ખબર ફરીથી છપાવી નહી. પણ મારી જાહેર ખબર એકજ વખત પ્રગટ થઇ કે આખી ન્યાતમાં વિજળીને વેગે વાત ફેલાઇ ગઇ, અને સૌ કોઇ એમજ અનુમાન કરવા લાગ્યા કે તે છપાવનાર મારા સિવાય બીજો કોઇ હોય નહી. જાહેર ખબરની વાત પેલી દુઃખી વિધવાને પણ થઇ; અને તે આ રીતે.

તેની માતા અને ભાઈ આ વખતે સર મંગળદાસવાળાં મકાનમાંથી ખાલી કરી ગયાં હતાં. સર મંગળદાસ આ મકાન કોઈને ભાડે આપતા ન હતા, પણ ફક્ત આજારી માણસોને થોડા દિવસ હવા ફેરબદલ કરવા સારૂં મફત વાપરવા આપતા હતા. હવે ઉપલાં કુટુંબે આ મકાનમાં ઘણા દિવસ કહાડયા હતા માટે સર મંગળદાસે તેમને ખાલી કરવા ફરમાવ્યાથી તેઓ ત્યાંથી ખાલી કરી વાલકેશ્વરમાંજ બીજાં મકાનમાં રહેવા ગયાં હતાં. આ નવાં મકાનમાંથી એક દિને પેલી વિધવા બહારકોટ પોતાને સાસરે એટલે પોતાના જેઠને ઘેર બે દિવસ રહેવા ગયલી હતી. તેનો આ જેઠ પોતે પિસ્તાળીશ વર્ષનો હોવા છતાં ત્રીજી વખત એક દશ વર્ષની બાળકી સાથે તરતનોજ પરણેલો હતો. હિઆં પેલી દુઃખી બાઈને તેના જેઠે ખબર આપી કે "આપણી ન્યાતમાં હવે પુનર્લગ્ન કરવાનો ચાલ નિકળેછે."

વિધવાએ પુછ્યું કે "કોણ કાઢેછે?"

જ્યારે જવાબ મળ્યો કે છાપામાં જાહેર ખબર આવીછે, ત્યારે ફરીથી સવાલ થયો કે "તે કોણે છપાવીછે?"

"જાહેર ખબરમાં કોઈનું નામ નથી," તેના જેઠે કહ્યું, "પણ તે માધવદાસે છપાવીછે."

"તમે કેમ જાણ્યું કે તે માધવદાસેજ છપાવી છે?" વિધવાએ અચરતીથી પુછ્યું.

"માધવદાસ સિવાય બીજો એવું કામ કોણ કરે? આપણી ન્યાતમાં બીજો કોઈ છે? સર્વે લોકો એમજ કહેછે કે એ તેનુંજ કામ છે."

જેઠનો આ જવાબ સાંભળી પેલી વિધવા મુગી રહી, અને પછી તેણી જ્યારે પાછી વાલકેશ્વર પોતાની માતાને ઘર આવી ત્યારે ત્યાં પણ એજ વાત ચાલતી હતી, અને એમજ બોલાતું હતું કે એ જાહેર ખબર છપાવનાર માધવદાસ રૂગનાથદાસ છે.

"એવી તે કોણ વિધવા એને મળશે?" પેલી વિધવાએ પોતાની માતા તથા ભાઈ તરફ ફરીને પુછ્યું.

"કેમ નહી! કોઈ દુઃખિયારી, ભુખે મરતી હશે તે એને મળશે; બાકી આબરૂદાર તો કોઈ નહી મળે." માતાએ જવાબ દીધો અને એ વાત એટલેથી અટકી.

ખરે, અત્યારસુધી મને નબળી કે સબળી એક પણ વિધવા હાથ લાગી ન હતી. પણ તેથી હું હિમત હાર્યો નહી. શેઠિયાઓ સમજયા કે તેઓએ જે અનુમાન કર્યું હતું તે ખરૂં પડયું, કેમકે મારી માંગણી છતાં કોઇ મને વરવા આવી નહી. વળી અમારા નાતિલાઓ સમજયા કે તેઓ ધારતા હતા તેમ માધવદાસે તો માત્ર ખાલી હોહા કરવા અને સુધારાવાળામાં ખપવાની બડાઇ મારવાજ છપાવી કાઢયું હતું, બાકી પુનર્લગ્ન કરવાની મારી દાનત તો નથીજ!



## પ્રકરણ ૫ મું.

## અમારી પહેલી મુલાકાત.

હજી કોઇ વીધવા મળી નથી—પેલી દુઃખી વિધવાનો નવો બળાપો—મથુરાંદાસ એતસી—વિધવાને પુનર્લગ્ન કરવાની ભલામણ—તેણીની શંકા—મારે કાને આવેલી ખુશ ખબર—એક અજાયબ જેવો સમાગમ—ધનકોરબાઇ મને મળવા આવેછે—ચાંપી જોયલો ચોઓ—માતાની રજા ઉપર ધનકોરની મરજીનો આધાર—મારી સલાહ—ધનકોર તરફની ઉમેદ.

આમ કેટલાક દિવસ વહી ગયા કેડે મી૦ કરસનદાસ મૂળજી રાજયનાં કોઇ કામ સર મુંબઇ આવી વાલકેશ્વરમાં શેઠ લખમીદાસ ખીમજીના બંગલામાં ઉતર્યા. હું તેમને મળવા ગયો, અને વાતચિત થતાં મને પુછયું તેના ઉત્તરમાં મેં કહ્યું કે "હજીસુધી તો કોઇ વિધવા પુનર્વિવાહને માટે નિકળેલી જણાતી નથી." પણ જ્યારે મેં આ શબ્દો કહાડયા તેજ સમયમાં મારાં ભવિષનાં સુખ માટેની તૈયારીઓ ઇશ્વરેચ્છાથી અને ઇશ્વર કૃપાથી જુદીજ રીતે ચાલતી હતી.

મી૦ કરસનદાસ નેનસી નામે એક આબરૂદાર ભાટિયા ગ્રહસ્થ આ વખતે કોટમાં એક માળા ઉપર રહેતો હતો, અને તેજ માળા ઉપર પડોશી તરીકે પેલી દુઃખી વિધવાની માતા અને ભાઇ સર્વે પણ રહેતાં હતાં. ભાટિયાની સ્ત્રી સાથે પેલી વિધવાને ઘણો સ્નેહ બંધાયો હતો, માટે તે ગ્રહસ્થ પાછળથી વાલકેશ્વર હવા ફેરબદલ કરવા ગયો હતો ત્યારે એક દિને તે વિધવા બાઇ તેની સ્ત્રીને મળવા ત્યાં ગઇ. સુખ દુઃખની વાતો કરતાં વિધવાનું દિલ અતિશય ભરાઇ આવ્યાથી તે રડવા લાગી અને બોલી કે "ઓ બેન! હવે તો વિધવાપણાંનું

દુઃખ મારાથી સહન થઇ શકતું નથી મેંરે એવો વિચાર આવેછે કે જીવપર કરીને આ વૈધવ્યકષ્ટનો અંત આણું." એવી એવી વાતો ચાલતી હતી એટલાંમાં પેલી બાઇ યાને મી૦ કરસનદાસ નેનસીની પત્નિનો ભાઇ મી૦ મથુરાંદાસ ખેતસી જે ત્યાં ઉભેલો હતો તેણે કંઇ એક એવું બોલી દીધું, કેજેથી તે વિધવાનાં દુઃખોની વર્તમાન સ્થિતિ બદલાઈ જવાનાં શુભ ચિન્હો પ્રગટ થયાં. આ જવાન હિમત ધરીને એકવાર ઇંગ્લંડની મુસાફરી કરી આવ્યો હતો, અને તેથી તેના વિચાર કેટલેક દરજ્જે સુધરેલા હતા. તેણે પેલી વિધવાનાં સંકટોની વાતો સાંભળીને કહ્યું કે—"બાઇ, તું મારી ધર્મ બેન છે, માટે જો તું મનમાં માઠું ન લે તો હું તને એક વાત કહું."

વિધવા દુઃખથી ગદગદિત થઇ બોલી, "શું કહોછો?"

"તમે હમણા જે આપઘાત કરવાની ગાંડી ગાંડી વાતો કીધી તેમાં કંઇ ડહાપણ નથી. તમારો જીવ આપો તેમાં તમને કે બીજાને શો લાભ? પણ જો ખરો લાભ જોશો તો તે એકજ છે, અને તે એ કે તમારે પુનર્લગ્ન કરવાં જોઇયે. મારૂં જો કહ્યું માનો તો સર્વથી ડહાપણ ભરેલો, આબરૂ ભરેલો અને ફાયદા ભરેલો માર્ગ એજ છે."

"પણ સ્ત્રીએ ફરી પરણવાનો અમારી ન્યાતમાં ચાલ નથી," તે વિધવા પ્રથમ ચોંકી, પણ પછી કંઇક હુશિયાર થઇ બોલી.

"તમારે ન્યાતને શું કરવી છે?" મથુરાંદાસે ઉત્તર દીધો. "આપઘાત કર્યા પછી એ ન્યાત તમને શું કામ લાગવાની છે? માટે ન્યાતની દરકાર મૂકી બેધડક પુનર્લગ્ન કરો અને તમારાં દુઃખોનો અંત લાવો તો વધારે સારૂં છે."

પેલી વિધવાને આ વાતોથી કંઇક ધીરજ આવી હોય એમ જણાયું, કેમકે તેણીએ તરત આશાભેર પુછ્યું કે "કોની સાથે પુનર્લગ્ન કરૂં?"

પેલા હિમતવાન જુવાન ભાટિયાએ મારૂં નામ દીધું, અને મેં છપાવેલી જાહેર ખબરની વાતો કીધી, અને પછી કહ્યું કે "માધવદાસ તમારી ન્યાતનો એક આબરૂદાર માણસ છે. મારે પોતાને કંઇ તેની સાથે વાતચિત થયલી નથી. પણ જો તમારી મરજી હોય તો હું તેને મળીને નક્કી કરી આપું."

આથી પેલી વિધવાનાં દિલમાં ઘણી ખુશી પેદા થઇ અને ઉમેદ વધતીજ ચાલી. પણ તેણી બહારથી નાઉમેદી દેખાડવા લાગી. તે

બોલી કે "માધવદાસને મોંરી માતા સાથે તથા મારા કાકાઓની સાથે ઘણોજ સંબંધ અને ઘરવટ જેવું છે તેથી તે મારી સાથે પુનર્લગ્ન કરે નહી, પણ કોઇ બીજી વિધવા સાથે કરે એમ હું ધારૂં છું."

"પણ તમારી મરજી છે?" મથુરાંદાસે અંકે કરાવવા માંગ્યું. "જો તેમ હોય તો હું મારેથી બને તેમ તજવીજ કરીને નક્કી કરૂં."

"ના, ના, તમે પુછશો નહી," પેલીએ મનની સઘળી ખુશી છતાં બહારથી અખાડા જેવો ઉડાવનારો જવાબ આપવા માંડયો; "હું માધવદાસને સારીપેઠે ઓળખું છું, માટે હું પોતેજ તેને મળીશ."

આ જવાબ મથુરાંદાસને બહુ હરખાવનારો જણાયો. તે તો જઈને મી૦ કરસનદાસ મૂળજીને મળ્યો, અને ઉપલી સઘળી વાતચિત માંડીને કહી, અને વળી એમ પણ કહ્યું કે પેલી બાઇ માધવદાસને મળવા જનાર છે. આ ખુશ ખબરથી કરસનદાસ જેવા ખરા અને પહેલા સુધરાવાળાના હર્ષનું તો પુછવુંજ શું? તે તો જેવી મથુરાંદાસને મુખથી વાતો સાંભળી તેવાજ મને મળવા આવ્યા, અને ખુશી ભરેલે ચેહરે મને કહેવા લાગ્યા કે "તમારી ઉમેદ કદાચિત પાર પડશે ખરી." તેઓએ ઉપલી સઘળી વાતચિત જેમ પોતે સાંભળી હતી તેમ મને કહી સંભળાવી, અને પછી મને કહ્યું કે "જો તે વિધવા તમને મળવા આવે તો તમે તેને હીમત આપજો." મેં આમ કરવાની હા પાડી, પણ તેજ વખતે કહ્યું કે "જો તે મને મળવા ન આવે તો હું કંઇ તેને મળવા જનાર નથી; કેમકે પાછળથી લોક એમ બોલે કે પુનર્વિવાહ કરવાને મેં તેને લલચાવી હતી, તે મને ઠીક લાગતું નથી."

બીજે દિને શેઠ મનમોહનદાસ દેવીદાસ, કે જેઓ શેઠ વરજીવનદાસ માધવદાસના પિત્રાઇ થાય, તેવણનાં ધણિયાણી સ્વર્ગવાસ થયાં હતાં, તેઓને ઘર હિંદુઓની રીત પ્રમાણે રોવા કુટવા જવું જોઇયે, માટે પેલી વિધવા જે આ વખતે પાછી પોતાના જેઠને ઘર હતી તેને તેણે પોતાની ૧૨ વર્ષની સ્ત્રી જોડે શેઠ મનમોહનદાસને ઘર જવા ફરમાવ્યું. આ ઠેકાણેથી પાછાં ફરતી વેળા જેઠાણીનો કોઇ સગો આજારી હતો તેને જોવા જવાનું તેણીએ મન કીધું, તે ઉપરથી પેલી વિધવા જે તેની દેરાણી થાય તેણે કહ્યું કે "આપણે મરણ પામેલાંને ઘેરથી પાછાં ફરેલાં છીયે માટે ત્યાંથી બીજા

આજારી માણસની ખબર લેવા જવાય નહીં; માટે ચાલો પાસેનાં ઘરમાં માધવદાસ રૂગનાથદાસ રહેછે તેને ઘેરથી પાણી લઈ, હાથ પગ ધોઈ, કોગળા કરી લઈયે, અને પછી સગાને ઘેર જઈયે." આમ ઠરાવ કરી તેઓ બંને મારાં ઘેર આગળ આવ્યાં. દરવાજા ઉપર મારો એક નોકર બેહેલો હતો તેને પેલી વિધવાએ કહ્યું કે "તારા શેઠને ખબર આપ કે ધનકોરબાઈ આવ્યાંછે તેઓ પાણી માગેછે; અને તેમ પુછીને તું પાણીનો એક લોટો ભરીને લાવ." હવે આ બાઈને માત્ર પાણી જોઈતું હતું તેમાં શેઠની રજા શેની જોઈયે, એમ સમજીને નોકરે મને કશી ખબર આપ્યા વિના પોતાની મેળેજ પાણીનો લોટો લઈ જઈ આપ્યો. પણ પેલી બાઈના પુછવાથી જ્યારે તેણે કહ્યું કે શેઠને તેમના આવ્યાની ખબર મળી નથી, ત્યારે તેણીએ ફરીને ઉપર મુજબ કહેવા ફરમાવ્યું.

આ ઉપરથી જ્યારે ચાકરે આવી મને ખબર આપી કે "ધનકોરબાઈ નામની કોઈ બાઈ બહાર આવેલી છે," ત્યારે હું ચમકયો અને ગભરાટમાં પડયો, કેમકે મારાં ઘરમાં કોઈ સ્ત્રી નથી અને તેઓ એકલીને ઘરમાં કેમ કરી બોલાઉં, એવો મને વિચાર પડયો. તોપણ હું ઝટ મારા ઓરડામાંથી બહાર નિકળી આવ્યો, અને જોઉંછું તો દાદરનાં સર્વથી નિચેનાં પગથિયાં ઉપર એક બાળક સ્ત્રી અને મધ્ય ભાગમાં પેલી વિધવા ઉભેલીછે. હવે દાદરનાં સર્વથી ઉપરનાં પગથિયાં ઉપર હું જઈને ઉભો. પેલી વિધવા, જેનું નામ ધનકોરબાઈ હતું, તેણે મને સામો લેવા આવેલો જોઈ કંઈક લજ્જિત થઈ ખોલાસો કરવા માંડયો કે "અમો શેઠ મનમોહનદાસને ઘેર કુટવા આવ્યાં હતાં ત્યાંથી તમારે ઘેરથી પાણી લઈને હાથ પગ ધોવા આવ્યાં છીયે."

હવે મને નિશ્ચય થયો કે તેઓ મારી સાથે વાત કરવા આવેલાં છે ખરાં, પણ તેનાથી બોલીને બોલાતું નથી અને શરમાયછે. આમ મનથી મેં નકી માની લઈને ચોખો ચાંપી જોવા ધિમેથી ફકત ઈશારા દાખલ પુછ્યું કે "તમારે મથુરાંદાસ ખેતસી સાથે જે વાતચિત થઈછે તે શુભ કાર્ય અમલમાં આણવાની તમારી મરજી હોય તો હું તૈયાર છું." આ ઉપરથી ધનકોર શરમાઈને નિચું જોવા લાગી. પછી તે બોલી કે "હા, એ વાત ખરી, પણ એ કામ બહુ મુશ્કેલીનું છે; માટે મારી માતા જો રજા આપે તો એ કામ થાય."

"એવી આશા તમારે કોઈ કાલેબી રાખવી નહી," તેણીના ઉપલા જવાબથી લગાર દલગીર થઈને મેં કહ્યું, "કે તમારી માતા એ કામ કરવાની રજા આપે ને પછી તમે કરો. એ તો તમારો તદન ભૂલ ભરેલો વિચાર છે. એમ જો હોય તો તમારે એ વિચાર માંડીજ વાળવો. તમે પુનર્લગ્ન કરનાર છો એવો જરા સંસારોબી તેને કાને જશે તો તમને બહુ ભારી પડી જવાનું. તે તમને ફરી લગ્ન કરવાની રજા આપે તે કરતાં તમે મરી જાઓ તો તે હજાર વખત પસંદ કરશે. તે તમને વધારે કબજામાં રાખશે, તમોને જરા પણ છુટાં નહી મૂકશે, પણ ઘરમાં બંધ કરી નજર કેદની પેઠે રાખશે, જેથી ઉલટાં તમો મુશ્કેલીમાં આવી પડશો. હું સારીપેઠે જાણુંછું કે તમારાં માતાજી ઘણાં ભોળા દિલનાં અને દયાળુ સ્વભાવનાં છે, અને તેથી એઓને તમારૂં આ દુઃખ જોઈને મનમાં બહુ સંતાપ થતો હશે. તેઓ પણ બિચારી ભર જુવાનીમાં વિધવા થયલીછે, તેથી તેઓને વિધવાપણાંનાં દુઃખનો કંઈ થોડો અનુભવ હોય નહી. તેમ છતાં તેઓ તમને આ કામની રજા કદી પણ આપી શકવાનાં નથી. તેઓ પરતંત્ર છે. પૈસેટકે પણ ઘસાઈ ગયલાંછે. તેમાં વળી તેમને માથે ગોપાળદાસ, વરજીવનદાસ અને નરોતમદાસ જેવા તમારા ત્રણકે કાકાઓ હૈયાત બેઠેલાછે, જેઓ સુધારાના દુરાગ્રહી કટ્ટા શત્રુઓ છે. વળી તેઓ ધનવાન છે, અને જો કદાપી તમારી માની આ શુભ કામમાં મરજી હોય તોપણ તે બિચારી આ શેઠિઆઓ સામે શું હિમત કરવાની છે? માટે માતાને પુછી કામ કરવાનો વિચારતો મનમાંથી કાઢીજ નાખજો; પણ જો તમારાં પોતાનાં મનની હિમત હોય તો એ કામ સુખે કરજો. હું તમને કદી પણ દુઃખી થવા દેનાર નથી. હું જીવીશ ત્યાંસુધી કોઈ તમારો વાંકો વાળ પણ કરી શકનાર નથી, એ તમારે સત્ય માનવું. પછી તો જેમ તમારી મરજી."

મારૂં આ લગાર લાંબું સંભાષણ ધનકોરે ચૂપ રહી ધ્યાનથી અને આતુર્તાથી સાંભળ્યું. પછી તેણે કહ્યું કે "ઠીક છે, હું એ વિષે ખુબ વિચાર કરીને તમને ચિઠી મારફતે હા કે ના નો જવાબ મોકળાવીશ." મેં કહ્યું કે "તમે ગમે તે જવાબ પુખ્ત વિચાર કરીને મોકળજો, પણ તે જેમ બને તેમ જલદીથી મોકળજો, કેમકે જો આ કામ કરવાનું નક્કીજ થશે તો આપણને કેટલાએક મિત્રોની મદદ લેવાની જરૂર પડશે. મારા મિત્ર કરસનદાસ થોડા દિવસમાં લિંબડી પાછા

ફરનાર છે, માટે તેઓ હિયાં છે તેટલામાંજ આ શુભ કામ પાર પડી જાય તો બહુ સારૂં. તે મારા પરમસ્નેહી છે, અને તેમની સલાહ ને મદદ મને બહુ કિમતી થઇ પડશે એમ છે. વળી તમે આ કામ ઢીલમાં નાખશો તો નવી મુશ્કેલીઓ ઉભી થશે અને મને નિરાશ થવું પડશે."

ધનકોરે ઉતાવળો જવાબ મોકળવાની હા પાડીને કહ્યું કે "હું જો કરીશ તો તમારીજ સાથે કરીશ; બીજા કોઇનીબી સાથે કદીબી કરનાર નથી એ તમારે સત્યજ માનવું."

આ પછી તે અને તેની જેઠાણી ચાલી ગયાં. તે બિચારી બાળકી માત્ર ૧૨ વર્ષનું બચું હતી માટે અમારી ઉપલી વાતચિત તે કાંઇ સમજી શકી નહી. ઉપર ચાલીમાં દરજીઓ બેસી શિવતા હતા તે પણ કાંઇ સમજી શકયા નહી. આ રીતે મારી ભવિષની પત્નિ સાથની મારી પહેલી મુલાકાતનું શેવટ આવ્યું.

## પ્રકરણ ૬ ઠું.

## પરસપરની પત્રિકાઓ.

વિધવાનાં મનના સામસામી વિચારો—માતાનાં ભવિષ માટેની કાળજી—તે પુનર્વિવાહ બાબે વિચાર પુછેછે—વિધવાઓની અનીતિનો દોષ કોને માથે?—ધનકોરનો પુનર્વિવાહ માટે નકી વિચાર—મારે વિષે તેણે આપેલું સર્ટિફિકેટ—એક સખી તરફથી તેણીને ઉતેજન—ધનકોરની મારાજોગી પત્રિકા—કરસનદાસની સલાહ—મારો પ્રત્યુત્તર—"માથુ મુન્ના."

ધનકોર ફરી લગ્ન કરવાને અંદરખાનેથી કેવી આતુર અને ઉમંગી હતી તે મેં તેની સાથના ટુંક વાદવિવાદ ઉપરથી જોઇ લીધું. પુનર્લગ્નને માટે દરેક વિધવાને એવીજ હોંસ થતી હોવી જોઇયે, પણ તે દરેક બિચારીના સંબંધમાં સંજોગો સદા શુભ હોતા નથી. ધનકોર પોતાની માતાને ઘર પાછી ફરી, અને પુનર્વિવાહ વિષે પોતાનાં મનથી ઘણોજ વિચાર કર્યો. તેનાં દિલમાં સામસામી બે જાતના જુસ્સાઓ ઉભા થતા, અને એકવાર આનું તો બીજીવાર પેલાનું એમ એક પછી એક પ્રબળ થતું, જેથી તે બાપડીની છાતી ચાલતી નહી. એકવાર તે હિંમત પકડી એવા ઠરાવ ઉપર આવતી કે મારે પુનર્લગ્ન કરવું અને તેમ કરી મારાં દુઃખોનો અંત આણવો. પણ

તરત બીજો વિચાર એમ આંવતો કે "અરે! આમ કરીશ તો પછી મારાં માતાની શી વલે થશે? હું તો સુખી થઇશ, પણ તે તો અગાધ દુ:ખમાં પડશે તેનું કેમ?" વળી તેને બીજો હિંમત હરાવનારો એવો વિચાર આવતો કે "મારી ન્યાતમાં આવું કામ આગળ કોઇએ કર્યુંછે? બાપદાદાઓથી ચાલતો આવેલો વિધવાએ સદા દુ:ખમાંજ દહાડા કહાડવાનો રિવાજ તો બુરો છે ખરો—તે એક જુલમી બેડી છે—પણ તે બેડી તોડનાર પહેલી મજ સરખી અબળા બહાર પડે તો તેને ન્યાત શું નહી કહેશે? ચોતરફથી મારા સામે તોફાન નહી ઉઠશે, ને સર્વે કોઇ મને હિણભાગ્યની અને પાપી નહી ગણશે? પછી મારી માતાને જોવાનું કે કોઇ સગાં વહાલાંને મળવાનું તો કયાંથીજ બનશે? તેઓને મનથી તો હું એક ધિક્કાર અને તુચ્છકાર કરવા જેવો પાપી જીવડો થઇ પડીશ. તેઓ હું મરીશ કે જીવીશ તોપણ મારા ઉપર આડી નજરે પણ જોવાનાં નથી. તે તો કહેશે કે હું જન્મી નજ હોત તો ભલું! હવે ત્યારે શું કરૂં?"

આવા આવા વિચારોનાં સામસામા અથડામણથી બાપડી ધનકોરને નવું દુ:ખ થયું. કોઇવાર તેને નવા સંસારનાં સુખ માટે ઉમેદ અને ખુશી ઉત્પંન થાય; કોઇવાર તેને લોકલાજ, માતૃભાવ અને ભવિષનાં નવાં સંકટોનો વિચાર આવ્યાથી નાઉમેદી અને નાખુશી ઉત્પંન થાય. એક માણસ આ રીતે મુઝાય એ બહુ ખેદકારક છે. પણ આમ એક ઠરાવ ઉપર નહી અવાયાથી ધનકોરે પોતાની માનો અભિપ્રાય જાણી લેવાનો વિચાર કીધો. અમારી ન્યાતની કેટલીએક જુવાન વિધવાઓ અનીતિમાં ફરી વ્યભિચાર જેવાં કુકર્મો કરી ગર્ભપાત, બાળહંત્યા વિગેરે ઘણાંએક પાપકર્મો કરેછે. તેવી વિધવાઓને તે વખતે તેની માતા અથવા બેન, ભાઇ, જે કોઇ હોયછે તે તિર્થયાત્રાને બહાને કોઇ દૂરની એકાંત જગ્યામાં લઇ જાયછે, અને ત્યાં તેનો છૂટકારો કરી પાછાં પોતાને ઘેર આવેછે. એ વિષે ગામનાં લોકને કશી ખબર પડતી નથી. પણ કેટલાક લાગતાવળગતાઓ જાણેછે તો તેઓ આંખ આડા કાન કરી બેસી રહેછે. એવા કેટલાએક દાખલા ધનકોરનાબી સાંભળવામાં આવ્યા હતા, તે દર્શાવી તેણીએ પોતાની માતાને એક દિને તક જોઇ આ મુજબ પુછ્યું:—

"આપણી ન્યાતની અમુક વિધવાઓ આવાં આવાં પાપી કર્મો કરેછે તેના કરતાં એકજ કોઇ ચોકસ માણસ સાથે ઘર માંડી રહેતાં હોય તો કેવું સારૂં ?"

"હા, ઘણુંજ સારૂં," માતાએ ઉત્તર દીધો; "પણ આપણી ન્યાતમાં જયાંસુધી ઘરડા ઘરડા શેઠિયાઓ બેઠાછે ત્યાંસુધી કાંઇ એવો ચાલ નિકળવાનો નથી."

ધનકોરને આ જવાબ નાહિમત કરનારો હતો. પણ એટલેથીજ તે અટકી નહી. તેણે પોતાની માતાની માતા યાને મોટી માને ઉપલોજ સવાલ પુછયો, જેનો જવાબ તે બાઇએ એવો દીધો કે "હા, દિકરી, વિધવાઓ અનીતિમાં ફસે તે કરતાં તો પરણી બેસે તે બહુજ સારૂં; પણ જે વાત અરગે તે અરગે, પણ કાંઇ વાણિયા બ્રાહ્મણ તે ગરગે ? માટે વાણિયા અને બ્રાહ્મણથી તો એમ લગ્ન કરાયજ નહી !"

મોટી માનો ઉત્તર તો વધારે ભડકાવનારો જણાયો. હલકી ન્યાતનાં લોકો પુનર્લગ્ન કરે, પણ વાણિયા બ્રાહ્મણ જેવી ઉંચ ન્યાતોથી તેમ થાય નહી !

હવે શેઠ વરજીવનદાસની એક પિતરાયણ, કે જે ઘણી પુખ્ત ઉમરની, ને ઘણી ડાહી તથા સમજુ હતી, અને જેનું નામ હરખી શેઠાણી હતું, તેઓની પાસે જઇ ધનકોરે ઉપલી બાબત ઉપર તેમનો અભિપ્રાય જાણવા માંગ્યો. શેઠાણીએ પુનર્વિવાહની તરફેણમાં મત આપ્યું, પણ કહ્યું કે "વિધવાઓ આવાં લગ્ન નથી કરતી તેને આપણે શું કરીયે ?" પણ જો તેઓ તેમ કરે તો આ બાઇ ખુશી થાય ખરાં. આ કંઇક હિમત આપનારો જવાબ હતો.

છેલ્લે ધનકોર એક સખીનું મત પુછવા ગઇ. તે એક દેશી વૈદની સ્ત્રી હતી, જેની જોડે ધનકોરને ઘણોજ સ્નેહ હતો. આ બાઇ આગળ ધનકોરે પોતાનાં મનની વાતો પણ જાહેર કરી દીધી. "બેન," તેણી બોલી, "અમારી ન્યાતની કેટલીએક જુવાન વિધવાઓ અનીતિને માર્ગે ચાલીને અઘોર પાપો કરેછે, તેવી વાતને હું મારાં અંતઃકરણથી ધિક્કારૂંછું; તેમજ આત્મઘાત કરી મરવામાં પણ હું પાપ સમજુંછું. માટે મેં તો એક ઉત્તમ માર્ગ લેવાનો નિશ્ચય કર્યોછે."

"તે શું, બેન ?" પેલી સખીએ પુછયું.

"તે એકે અમારી ન્યાતનો એક આબરૂદાર માણસ પોતે પુનર્લગ્ન કરવા તૈયાર થયલોછે, તેની સાથે તેવાંજ લગ્ન કરવાનો મેં વિચાર કર્યોછે. માટે હું તમારી સલાહ લેવા આવીછું."

"તે માણસને તમે ઓળખોછો ?" તેની સખીએ પુછયું. "તે માણસ પાછળથી દગો દઇ તમને ફસાવશે એવો તો નથી ? જો પાછળથી એમ કરે તો તમારા બહુ બુરા હાલ થશે."

"ના, તે બહુ સારો માણસ છે," ધનકોરે કહ્યું. "તમારી ચેતવણીને માટે ઉપકારી થઇછું; પણ હું તેને ઓળખું છું, અને મારાં માતાજી સાથ તેને પિછાન છે, તે ઉપરથી તેઓ તેને માટે સારો વિચાર ધરાવેછે. તેની મરનાર બાયડી મારી સગી થતી હતી. તેની કંમરમાં વાયુનું દરદ હતું તેથી તે બિચારી શરીરે અશકત થઇ પડી હતી. તેનાં શરીરના સાંધા ઝલાઇ ગયા હતા, માટે તેને ઉઠવા બેસવાની બહુજ હરકત થતી હતી. તે લંગડાતી લંગડાતી ચાલતી હતી. તેમ છતાં તે તેણીને ઘણીજ સારી રીતે રાખતો હતો, અને બહુજ માયા બતાવતો હતો. તે જાતે સુખી છે. તેને ઘર ગાડી ઘોડા, રસોઇ કરનાર રસોયો અને બીજા નોકરચાકરો છે. માટે તેને ઘર મને જરાબી દુઃખ થશે એમ હું માનતી નથી. પણ જો કિસ્મતમાં તેથી ઉલટું બનવાનું હશે તો તે મારે ખમવુંજ જોઇયે. વિધવાની હાલતનાં દુઃખો કરતાં તો મારે વધારે કષ્ટ ભોગવવાં નહી પડશે. આમે દુઃખ અને આમે દુઃખ. પણ પુનર્લગ્નથી મને દુઃખ થશે એમ હું ધારતી નથી, કેમકે માણસ ભલો છે ને મારાં માતાજી પણ તેનાં હંમેશ વખાણ કરેછે. પછી તો ઇશ્વરની જેવી મરજી."

"સખી, જો તેના ઉપર તારો પૂરતો ભરોસો હોય તો તું સુખેથી તેની સાથ પુનર્લગ્ન કર," પેલી વૈદની સ્ત્રીએ સલાહ આપી. "બેન, તું જો આત્મઘાત કરીને મરી જઇશ તો પછી હું તારૂં મ્હોડું કયાંથી જોવાની હતી ? પણ લગ્ન કરીને જીવતી રહીશ તો કોઇ દિવસે પણ મુલાકાતનો લાભ થશે. માટે તારી મરજીમાં હોય તેમ સુખે કરવું. હું તારા ભવિષ્યના ધણીને ઓળખતીબી નથી, માટેજ તું ફસી નહી પડે તેની તને સંભાળ રાખવા કહુંછું. બીજું કાંઇ નહી. ઇશ્વર તારા ઉપર સાહેતા રાખજો, અને તારા નવા સંસારમાં તું સુખી થજો !"

ધનકોરે હવે પુનર્લગ્ન કરવાનો પાકો ઠરાવ કીધો. તેણી પોતાની સખીને મળીને વાલકેશ્વર માતાને ઘર ગંઇ, અને ત્યાંથી એક ચિઠી લખી એક નોકરની સાથ મને મોકલાવી. આ ચિઠીની તેણે મને કબૂલાત આપેલીજ હતી. તે મેં મારી કને એક વહાલી યાદ દાખલ જાળવી રાખેલીછે, જેમાં નિચે પ્રમાણે લખેલું હતું :—

"પરદુઃખભંજન માધવદાસ,

તમને મળી ગયા પછી ચાર દિવસ સુધીમેં મારા મન સાથે ઘણા-એક વિચાર કીધા. આપણી ન્યાતની કેટલીએક જુવાન વિધવાઓ આડે માર્ગે વર્તિને પોતાના દિવસ ગુજારેછે તેને હું ખરેખર ધિક્કારૂંછું, તેમજ આત્મઘાત કરીને મહા પાપ કરવાની તો મારી હિમત ચાલતી નથી. બીજું મારી જુવાન અવસ્થામાં મારી વહાલી માતાજી બેઠેલીછે ત્યાંસુધી તો મને કાંઇબી ફિકર ચિંતા જેવું લાગતું નથી. પરમેશ્વર કરેને તે સો વર્ષ સુધી જીવે ! પણ જો ઇશ્વિરેચ્છાથી મારી માતાને કાંઇ થાય તો પછી મારી શી અવસ્થા ! મારી સંભાળ લેનાર કોઇ મળે નહી. ભાઇ ભોજાઇના હાથ નિચે રહી, તેનાં મેણાં ટોણાં સાંખી, તેનો ઓશિયાળો રોટલો ખાવો, તે મને કાંઇ ઠીક લાગતું નથી. મારી જે કાંઇ થોડી ઘણી માયા પુંજી હતી તે સર્વે મારાં સગાં વહાલાંઓ દાબી બેઠાંછે. હું જો તેની પાસે માગુંછું તો તેને હું દુશ્મન જેવી લાગુંછું. માટે હવે મેં તો છેવટનો ઉપાય એજ પસંદ કર્યો છે કે તમારી મરજી મુજબ ઉત્તમ રસ્તો અખત્યાર કરવાને માટે હું હવે તૈયાર છું. મારી તરફની હવે કાંઇબી ઢીલ નથી, અને મને સ્વપ્નામાં ઇશ્વરે પણ એજ રસ્તો અખત્યાર કરવાની પ્રેરણા કરીછે. માટે હું ઇશ્વરનો ઉપકાર માની, ઇશ્વરની કરેલી પ્રેરણાને માન આપવા તૈયાર છું. હાલ એજ વિનતિ.

લા૦ હું છઉં તમારી દાસી થવાને ઉમેદવાર

**ધન.**"

આ ચિઠી મળવાથી મને અત્યંત આનંદ થયો, અને મારા મનમાં હજારો વિચાર ઉત્પન્ન થવા લાગ્યા. મને એમ પણ લાગ્યું કે આ કામમાં ખચિત ઇશ્વરનો હાથ છે. ત્યાં વગર આવો સંજોગ કદી પણ બની શકેજ નહી. થોડાજ દિવસ ઉપર મારી બાયડી થવાને રાજી હોય એવી એક લાયક વિધવા મળી આવવાની મને મુદલ વકી ન હતી; વળી એવી વિધવા આટલી જલદી મેળવવાને હું ભાગ્યશાળી થઇશ એમતો મેં સ્વપ્ને પણ આશા રાખી ન હતી. પણ મારી ધારણા પાર પાડવાની તક મને મળી તે માટે મેં ઇશ્વરનો પાડ માન્યો. મારી ન્યાતના શેઠિયાઓ,

જેઓ એવું સમજતા હતા, કે મેં માત્ર પ્રખ્યાતીને થકી પુનર્વિવાહ કરવાની જાહેર ખબર છપાવી હતી, તેઓને હું જે બોલું છું તે બજાઉં છું એમ દેખાડી આપવાની પણ હવે મને તક મળશે, અને વિધવા વિવાહના ફાયદા મારા દાખલાથી દેખાડી આપવાનું પણ હવે મને બનશે; એ સઘળા વિચારોથી મને ઘણી ખુશી ઉપજી.

હજી મારા મિત્ર કરસનદાસ મૂળજી મુંબઈમાંજ હતા, માટે ધનકોરની મજકુર ચિઠી હું તેમને બતાવવા દોડયો, અને તે વાંચીને તેઓબી અત્યંત ખુશી થયા. તેઓએ કહ્યું કે "હવે આપણે સર્વે તૈયારી આગમજથી કરી રાખવી જોઈયે, કેમકે તે કરતાંજ બે ત્રણ દિવસ તો નિકળી જશે. આપણે તા૦ ૨ જી મે ૧૮૭૧ અને મંગળવારનો દિવસ લગ્નને માટે મુકરર કરીએ અને એ મહાભારત શુભ કામ તે દિવસે પાર પડવું જોઈયે. માટે તમે ધનકોરબાઈ ઉપર ચિઠીનો જવાબ લખતાં આ દિવસ લગ્ન માટે મુકરર કીધેલો છે તે તથા તેણીએ શું કરવું તે વિષે બીજી સર્વે સૂચનાઓ લખી મોકળાવો." આ ઉપરથી મેં ઘેર આવીને નિચે મુજબની ચિઠી લખી :—

"મારાં ભવિષ્યનાં થનારાં પ્યારાં ધનકોર,

તમારા સુંદર હસ્ત દસ્કતની લખેલી ચીઠી મને પહોંચીછે. વાંચી હર્ષથી મારૂં હૈયું ભરાઇ જાયછે. હવે હું સર્વે રીતની તૈયારી કરવામાં રોકાવાનો છું. ઇશ્વરે તમોને બહુજ ડહાપણ ભરેલો વિચાર સુચવેલોછે. માટે તમો ખચીત માનજો કે આ કામમાં ઇશ્વરનો હાથ જરૂર જરૂર છે, એમાં કાંઇ પણ ફેર સમજશો નહી. હવે પછી આપણા ભવિષ્યના થનારા હરીફો ઘણા બળવાન છે, એટલે પૈસે, વગ વસીલે, સર્વે વાતે પુરા છે. આપણે તે લોકોની આગળ એક મગતરા જેવા છઇએ. પણ ઇશ્વર આપણને હિંમતવાન બનાવશે; ઇશ્વર આપણને એવા હરીફોની સામે ટકી રહેવાની શક્તિ આપશે; અને ઇશ્વર સર્વે રીતે આપણું ભલું કરશે. માટે તમે કોઇબી જાતની મનમાં ફિકર ચિંતા બિલકુલ રાખશો નહીં. હવે આપણું ધારેલું કામ પાર પાડવાનો શુભ દિવસ સંવત ૧૯૨૭ ના વૈશાખ શુદ ૧૨ ને મંગળવાર, તા૦ ૨ જી મે ૧૮૭૧ નો દિવસ ઠેરવ્યોછે. તે દિવસે બપોરના એક વાગતાને સુમારે તમો તૈયાર થઇને તમારા ઘરની બારીએ ઉભાં રહેજો. હું સર્વે કામની તૈયારી કરી મથુરાંદાસ ખેતસીને તમારા ઘરની બારીની સામે આવીને ઉભો રહેવા મોકલું એટલે તમો નીચે ઉતરીને તેની પાછળ પાછળ ચાલીને આવજો. હું સઘળી તૈયારી કરીને હું અને મારો મિત્ર કરસનદાસ મુળજી, શેઠ લખમીદાસ ખીમજી-

ના બંગલાની પાસે ગાડી તૈયાર રાખીને ઉભા રહેશું. તે ઠેકાણે તમારે મથુરાંદાસની પાછળ ચાલી આવી પહોચવું. બીજી મારે તમોને સુચના એ કરવાની છે કે તમો આવો તો ફક્ત તમારા અંગમાં પહેરેલાં કપડાં શિવાય બીજો કાંઇબી એક પઇનો માલબી સાથે લાવશો નહીં. જે કાંઇ તમારૂં હોય તે સર્વે તમારી માતાને ઘેર મેલીને આવજો. જો કાંઇબી એક નજીવી ચીજબી સાથે લાવશો તો પછી તે લોકો આપણને હેરાન કરવાની મતલબને માટે ચોરીના ચાર્જ આપણા ઉપર મુકશે, અને આપણને બંનેને મોટાં સંકટમાં લાવી નાંખશે. માટે એ બાબતમાં બહુજ સાવચેત રહેજો. હું કાંઇ ભુખે મરતો માણસ નથી કે તમોને ત્યાંથી કાંઇ લાવવાની જરૂર પડે. હવે બીજી ચીઠી હું કાંઇ તમોને લખવાનો નથી માટે આ ચીઠી છેવટનીજ સમજજો. હાલ એજ.

લી૦ હું છઉં, તમારો હાથ મેળવવાનો ઉમેદવાર
**માધુ ભુલા."***



## પ્રકરણ ૭ મું.

## લગન આગમજની તૈયારીઓ.

પોલિસ કમિશનરની મુલાકાત—બંગલો ભાડે લેવાની ગોઠવણો—ધનકોર બાબે શંકા—પંડિત વિષ્ણુ શાસ્ત્રી—ગાડી ઘોડા અને બીજી સામગ્રીઓ—પોલિસ મેજીસ્ટ્રેટોને આમંત્રણ—સર ફ્રાન્ક સુટરની બીજી મુલાકાત—પોલિસના બંદોબસ્ત બાબે અરજ. તા૦ ૨ જી મે ૧૮૭૧ નો દિવસ—તેની યાદગારી—આગળી રાતની મારી હાલત—સંસારી યુદ્ધમાં મારૂં પહેલું કદમ—ધનકોરનાં મનની સ્થિતિ—તેણીની માતાજોગી પત્રિકા—તે મને વરવા આવેછે.

મારાં ભવિષ્યની થનારી પત્નિ ઉપર આ મુજબની ચિઠી લખીને મેં મારી ગોઠવણો કરવા માંડી. એજ વખતે મી૦ કેખશરૂ નવરોજજી કાબરાજી અને મી૦ કરસનદાસ મારે ઘેર આવ્યા હતા તેઓને મેં સઘળી વાત કહી, અને પછી અમો ત્રણેએ મળીને આ શુભ કાર્યની સઘળી જરૂરજોગી તૈયારીઓ કેવી પ્રકારે કરવી તે બાબે ઘણીએક મસ્લતો કીધી. સૌથી પહેલાં તો હું મી૦ કરસનદાસ જોડે પોલિસ કમિશનર સર ફ્રાન્ક સુટરને મળવા ગયો અને તેને પુનર્લગ્નની સર્વ

* આ નામનો ખોલાસો એ છે કે હું જયારે નાનો હતો ત્યારે મશ્કરીમાં મારા સોબતીઓ મને માધુ ભુલા કહીને બોલાવતા હતા.

હકીકત વિસ્તારીને કહી અમેં વિધવા વિવાહનું કામ કેવું દિકટ છે તથા સામા પક્ષવાળા કેવાં આંધળાં ઝનુનથી આ શુભ કામની આડે આવશે અને તેથી અમને કેવી જબરી મુશ્કેલી નડશે તથા સંકટો ખમવાં પડશે તે ખોલાસાથી સમજાવ્યું, અને તેમ કરીને છેવટ અમે તેની પુરતી મદદની ખાહેશ દેખાડી, જે ઉપરથી કમિશનરે અમને મોટી ખુશી સાથે પોલિસની બનતી મદદ આપવાની કબૂલાત આપી.

સમાધાની જાળવવાનું સર્વથી પહેલું કામ આ રીતે નકી કરીને અમે લગ્નની ક્રિયા અને મિજલસ માટે એક બંગલો શોધવા નિકળ્યા, અને કેટલીક મહેનતે પરેલ તરફ ચિંચપોગળીની પાસે એક પારસી ગ્રહસ્થનો બંગલો રૂ૧૬૫ બદલ એક મહિનાને ભાડે રાખ્યો. જોકે અમને તો માત્ર એકજ દિવસને માટે આ મકાન જોઈતું હતું, તોપણ એક દિવસનું અને એક મહિનાનું ભાડું એકસરખુંજ પડશે એમ જણાયાથી અમે એવી શરતે આ બંગલો કબૂલ રાખ્યો કે અમે જો તા૦ ૨ જી મેને દિને બંગલામાં પગ મૂકિયે તો ભાડું લાગુ પડે, અગર નહી મૂકિયે તો અમે બંગલો ભાડે રાખ્યોજ નથી એમ સમજવું. આમ કરવાનું કારણ એ હતું કે ધનકોર બાબે અમને હજી શક હતો. વખત પર તેણી પોતાનો વિચાર બિકને લીધે યા બીજાં કોઇ કારણથી ફેરવી નાખે અને પુનર્વિવાહને માટે ઠરાવેલે વખતે હાજર થાય નહી; વખતપર તેણીની હિલચાલની તેનાં ખેશીઓને ખબર પડે અને તેઓ તેણીને અટકાવી પાડે, ઇત્યાદી. એટલામાટે અમને હજી પુરતો ભરોસો ન હતો કે ધનકોર કબૂલાત મુજબ હાજર થઇ શકશેજ. અને તેથીજ અમે ઉપર મુજબની શરત કીધી કે તેણી જો હાજર ન થાય તો બંગલાનું ભાડું માથે પડે નહી. ઉપલા બંગલાવાળી જગા એકાંતમાં અને વસ્તી કે વ્યબહારથી દૂર હતી, તેથી તે અમને બહુ પસંદ આવી હતી.

આ રીતે લગ્ન માટેની જગ્યા નકી કરીને અમો પંડિત વિષ્ણુ પરશરામ શાસ્ત્રીને મળવા ગયા. તે "ઇંદુ પ્રકાશ" પત્રના માલીક હતા અને પુનર્વિવાહના મોટા અને ચુસ્ત હિમાયતી હતા. તેમના વિચારો સુધરેલા હતા અને તેવાજ શુદ્ધ વિચારો તેઓ પોતાનાં પત્ર મારફતે બહાર પાડતા હતા. અમે તેઓને મારા પુનર્લગ્ન સંબંધી સર્વ હકીકતોથી વાકેફ કર્યા, જેથી અલબત તે શુભ કાર્યનો મોટો

મદદગાર અંતઃકરણથી ખુશી થયો. તેની આ ખરી ખુશાલીનો લાભ લઈ અમે વિનતી કરી કે પુનર્વિવાહની ક્રિયા કરવાની સર્વ ગોઠવણ તેમણેજ કરવી, જે તેઓએ હર્ષ સાથ કબૂલ રાખવાથી છેવટ અમે જણાવ્યું કે અમે ખબર પહોંચાડીયે તે દિવસે મજકુર બંગલામાં તુર્ત સર્વ મિત્ર મંડળ સાથ હાજર થવું. પંડિત વિષ્ણુ શાસ્ત્રીને આ રીતે વિદિત કરીને અમો એક બીજા ગ્રહસ્થને મળ્યા, જેને અમે ફરમાસ કરી કે ઠરાવેલે દિને બપોરે બાર વાગતે ઘણા તેજી ચાલના સરસ ઘોડાઓ જોડેલી બે ગાડીઓ વાલકેશ્વર ખાતે શેઠ લખમીદાસ ખીમજીના બંગલા આગળ તૈયાર રાખવી. હંઇથી નિકળેલા અમે શેઠ લખમીદાસને મળ્યા, જેઓએ મારી સર્વ હકીકત સાંભળી લઈ અમારી ફરમાસ મુજબ ઠરાવેલે દિવસે પાછળા પહોરે ૩ કલાકે ઉપલા બંગલામાં એક ઈંગ્રેજી બેંડ યાને વાજું, તથા ફુલના તોરા તથા હાર, અને પાનનાં બિડાં, તથા ગુલાબદાની અને તે માંહે ગુલાબજળ, વગેરે તૈયાર કરાવીને મોકળી આપવાનું મોટી ખુશીની સાથે કબૂલ કીધું.

આ સઘળાં પરચુરણ કામો થયાં કે હવે અમો પોલિસના મેજીસ્ત્રેટોને મળ્યા. આ વેળા કોટની પોલિસ કોર્ટના મેજીસ્ત્રેટ રાવબહાદુર નાના મોરૂજી તથા ગીરગામની પોલિસ કોર્ટના મેજીસ્ત્રેટ રાવબહાદુર મહાદેવ ગોવિંદ રાનાડે હતા. અમો એ બંને ગ્રહસ્થોને મળ્યા તથા સર્વે હકીકતોથી તેમને જાણીતા કર્યા; અને અરજ ગુજારી કે પુનર્લગ્ન માટે ઠરાવેલે દિવસે ખબર કરવામાં આવે તે વખતે કોર્ટનું કામકાજ જલદીથી આટોપી લઈ ચિંચપોગળીવાળા મજકુર બંગલામાં લગ્નની મિજલસમાં બિરાજવાની કૃપા કરવી. આ વિનંતી આ બંને સાહેબોએ ઘણી ખુશી સાથે કબૂલ રાખી. હવે જોકે પોલિસ કમિશનરે તો અમને દરેક મદદ આપવાની ખુશી દેખાડી હતી, તોપણ સર ફ્રાન્ક સુટરને એકવાર ફરીને મળવાની અમે જરૂર જોઈ. આ બીજી મુલાકાતને દરમ્યાન અમે તેને એટલીજ અરજ કીધી કે લગ્ન માટે ઠરાવેલે દિને બપોરે બાર વાગતે ચિંચપોગળીવાળા બંગલા આગળ પોલિસ અમલદારોની ચોકસ સંખ્યા હાજર રાખવી, તથા તેજ દિને વાલકેશ્વર ખાતે શેઠ લખમીદાસ ખીમજીના બંગલા આગળ ચાર પોલિસના સફેત દ્રેસવાળા એટલે છુપા પટાવાળા માણસોને હાજર રાખવાની મેહર-

બાની કરવી. અમારી આ અરજ પણ સર ફ્રાન્કે મોટી ખુશી સાથે મંજુર રાખી. આ પછી હવે એકજ કામ બાકી રહ્યું, અને તે મિજલસમાં સામિલ થવા માટે ચોકસ અતલગના મિત્રોને આમંત્રણ કરવાનું હતું. તેઓને એટલીજ સૂચના કરી રાખી હતી કે ફલાણે દિવસે એક ચોકસ જોડાંનાં પુનર્લગ્ન થનાર છે માટે તે દિને ખબર પહોંચાડવામાં આવે તે વખતે અને તે બંગલામાં હાજર રહેવાની કૃપા કરવી. કોણ જોડાંનાં લગ્ન છે તે જાહેર કરી દેવું ડહાપણ ભરેલું ન હતું અને તેથીજ એ બિના તુર્તવેળા ખાનગી રાખી હતી.

એમ કરતાં હવે પેલો મહત્વનો દિવસ આવી પુગ્યો. તે તા૦ ૨ જી મે સને ૧૮૭૧, સંવત ૧૯૨૭ના વૈશાખ શુદ ૧૨ ને મંગળવારનો મંગળ દિવસ હતો. આખી ગુજરાતી વાણિયા ન્યાતની તવારીખમાં આ દિવસ નોધાઇને સદા યાદગાર રહી જશે. એક જોડાંનાં લગ્ન થાય એ એક એવોતો સાધારણ સંસારી બનાવ છે કે તેને માટે પરણતાં જોડાં અને તેના અતલગના ખેશીઓ અને સ્નેહીઓ સિવાય બીજા કોઇને લાગતુંવળગતું હોય નહી. અને મારાં પુનર્લગ્નનો બનાવ પણ તેવીજ રીતે ગુપચુપ પસાર થઇ જવો અને થવા દેવો જોઇતો હતો તેમ નહી થયું તે માટે હું નિશ્ચય દલગીર છું. એ બનાવને હું પોતે કશી અગત્યતા આપતો નથી, તેમજ તે મહત્વનો હતો એમ હું પોતે કહેતો પણ નથી; પણ મેં પહેલાં પ્રકરણમાં કહ્યું છે તેમ સુધારાના શત્રુઓએજ તેને તેવો ગણ્યોછે, અને તેથી એ બનાવ જો જાહેર લોકોની જાણમાં આવ્યો હોય અને પ્રસિદ્ધતા પામ્યો હોય તો તે મારી તરફથી નહી પણ મારા શત્રુઓ તરફથી છે. અમારી આખી કોમમાં એ બનાવે ખળભળાટ કરી મેલ્યો એ ખરૂં છે, પણ તેમાં મારો નહી પણ ઝનુન, જુસ્સો અને જોશ બતાવનારા અમારા શેઠિયાઓ અને તેમને પગળે ચાલનારા ન્યાતિલાઓના પૂર્વથી ચાલતા આવેલા જંગલી, પાપી, અધમ રિવાજનો દોષ ગણાવો જોઇયે. ગમે તેમ હોય તોપણ એ બનાવ પછી એવાજ બીજા બનાવો જોઇયે એટલા બનતા નથી, માટે તા૦ ૨ જી મે ૧૮૭૧ને દિને થયલા પુનર્વિવાહનો બનાવ ગુજરાતી હિંદુઓમાં સર્વેથી પહેલા પુનર્વિવાહ દાખલ યાદગાર ગણાવોજ જોઇયે. આ યાદગાર બનાવથી મારા જેવાઓનાં મનમાં બહુ હર્ષ ભરેલી યાદ સદા તાજી થઇ જીવને ખુશ કરેછે, અને વિધવાવિવાહના શત્રુઓને બહુ દુઃખ ઉપજેછે તથા પરિતાપ થાયછે.

એ સુખકર દિવસની આગળી રાત્રેઅને નિંદ્રા આવી નહી. આખી રાત મનમાં હજારો વિચારો ઉત્પંન થયાં કીધા. મેં ઇશ્વર પાસે પ્રાર્થના કરી કે મેં ધારેલું છે તે શુભ કામ સમાધાની અને ફતેહ સાથે પાર પડે. મને ચિંતા પેદા થઇ કે જો ધનકોર હિમત હારી બેસે અથવા તેણીની માતાને કે કોઇ બીજાં સગાંઓને અમારી હિલચાલની ખબર પડે તો પછી આ કામ કદી બનવાનું નથી, અને મારા શત્રુઓ એ પછી મને જંપીને બેસવા દેવાના નથી. તેઓ ધનકોરને વારે, મારાં કામમાં નડે, મારી હાંસી કરે, અને ભવિષ્યમાં મને ધંધા ધાપામાં કે બીજી હર બાબતમાં હેરાન કરે—એ સઘળી મારી ફિકર હતી. એ સઘળા ચિંતાતુર વિચારો એક પછી એક આવ્યા કીધાથી મને રાતે બરાબર ઉંઘ આવી નહી. હું સહવારમાં વહેલો ઉઠયો. એક સિપાહબચ્ચાનાં મનમાં લડાઇમાં જતી વેળા એવા વિચારો ઘુગ્યા કરે કે લડાઇમાંથી જીત મેળવીને પાછા જીવતા ઘેર આવીશું કે નહી, તેવાજ વિચારો મારાં ઉસકેરાયલાં મગજમાં ઘુમવા લાગ્યા. જોકે આ વેળા મારૂં મન ઉસકેરાયલું હતું તોપણ સ્નાન કરી હું ઇશ્વર પ્રાર્થના કરવા બેઠો, અને પછી ભોજન લઇ નવાં કપડાં પહેરી લીધાં. હવે હું મારાં સંસારી યુદ્ધમાં જવા નિકળ્યો. મેં મારા નોકરોને હુકમ આપી મૂકયો કે આજે મારે કાંઇ અગત્યનાં કામ સારૂ બહાર જવું છે માટે સાંજે રાબેતા મુજબ અગરજો મારાથી વખ્તસર આવી ન પુગાય તો બહાર રોકાઇ પડેલાછે એમ સમજી મારી વાટ જોશો નહી. જે અગત્યનું કામ બજાવવા હું જનાર હતો તેથી આ માણસોને જાણીતાં કરવાં ડહાપણ ભરેલું ન હતું—વખતપર તેઓમાંનાજ કોઇથી મારાં કામમાં નહી ધારેલી હરકત આવી પડે—એટલામાટે તેમને આ રીતે અજ્ઞાન રાખી હું મારી ત્રણ વર્ષની બાળક દિકરીને લઇ મી૦ કરસનદાસ મૂળજીનાં મકાનમાં બપોરે બાર કલાકે જઇ બેઠો; જયાં આગમનથી રાખેલી ગોઠવણ મુજબ ઘણા ઝડપ ચાલના ઘોડાની બે ગાડીઓ આવી ઉભેલી હતી તથા પોલિસના બે ત્રણ છુપા જાસુસો ઉભેલા તૈયાર હતા. અહીંથી અમે મી૦ મથુરાંદાસ ખેતસીને ધનકોરનાં મકાનની બારીની સામે જઇને ઉભો રહેવા માટે રવાના કીધો. પણ તે ત્યાં જઇને તેણીને તેડી લાવે તે આગમજ ધનકોરની તે દિવસની હકીકત જાણવી જોઇયે.

મારી માફક તેણીને પણ આગળી રાત્રે ઉંઘ બરાબર આવી નહીં હતી. તેનાં મનમાં પણ આખી રાત આવતી કાલ સંબંધી તરેહ-વાર વિચારો આવવા લાગ્યા હતા, જેથી સહવારે તે બેચેન હાલતમાં ઉઠી. તેનાં મનમાં મારી પેઠે તરેહવાર વહેમો અને ચિંતા ઉત્પન્ન થયાં. જાતે અબળા એટલે તેનામાં પુરૂષના જેટલી તો હિમત કયાંથીજ હોય ? તોપણ ધનકોર આ બારીક સમયે એક પુરૂષને પાછો પાડે એવી નિવડી. તેણીએ કરેલો નિશ્ચય દ્દઢ હતો. તેણીએ આપેલી કબૂલાત કદી તુટે નહી એવી હતી. જે કામ તેણી કરવા જનાર હતી તે કેટલું મુસ્કેલ અને જાતજાતના વિટંબનાથી ભરપુર હતું તે છતાં પરમેશ્વર ઉપર ભરોસો રાખીને તેણે એક ખરા વિર પુરૂષની પેઠે સંસારી યુદ્ધમાં ઉતરવાની કંમર બાંધી, અને લખતાં મને પરમ સંતોષ થાયછે કે ધનકોર છાતીની મજબૂત હતી તેથી મારાં અને તેનાં કામમાં ફતેહ મળી. પોતાની સર્વે તૈયારીઓ કર્યા પછી ઘરના એક એકાંત ભાગમાં બેસી ધનકોરે પોતાનાં માતાજી જોગી એક ચિઠી લખી તૈયાર કીધી, જેમાં નિચે મુજબ લખ્યું હતું :—

"મારી વ્હાલી માતાજીને માલમ થાય જે મારાથી આ વિધવાપણાનું ઘાતકી દુઃખ નહીં સહન થઇ શકવાથી મેં મરી જવાનો વિચાર કીધો હતો, અને અન્નનો ખોરાક મુકી દઇને રોજ એક પૈસાનું દહી ખાઇને રહેલી હતી. તેમાંથી આ દાંતૂખીલી અને ચાવણીઆં બેસી જવાનો રોગ ઉત્પન્ન થયો, પણ મોત કાંઇ આવ્યું નહી. માતાજી, તું જ્યાંસુધી હેયાત બેઠીછે ત્યાંસુધી મને કોઇબી ચિંતા જેવું નથી, પણ તારા જવા પછી ભાઈભોજાઇના હાથ નિચે હું એક દિવસ કહાડી શકું તેમ મને લાગતું નથી, અને પાછળથી હું એકલી પડીને કોઇ આડે રસ્તે ઉતરી જાઉં તેનાં કરતાં આ ઉત્તમ રસ્તો લેવાનું મેં વધારે પસંદ કર્યુંછે. માતાજી, હવે મારો અને તમારો કોઇબી દિવસે મેલાપ થશે એ વાત તો બહુ મુસ્કેલ છે, માટે તમો મનમાં એમ સમજજો કે હું મરી ગઇછું. પણ તમો સર્વે ખુશી છો એમ હું કોઇનેબી મહોડેથી સાંભળીશ તો હું ઘણીજ ખુશી થઇશ. મેં કોઇનીબી શિખવણીથી આ કામ કર્યું નથી, પણ મારી પોતાનીજ ખુશીથી આ કામ કર્યુંછે, માટે તમે બીજા કોઇનેબી દોષ દેશો નહીં. હું તમારા ઘરમાંથી કાંઇબી તમારી જણસ માલ લઈ ગઈ નથી, માટે તમે તમારૂં સર્વે સંભારી લેજો. હવે આ મારી જે ઠાકોરજીની સેવા છે, ને ઠાકોરજીનાં જે કાંઈ ઘરેણાં છે, તે કોઈ સારા માણસને આપી દેજો; જે ઠાકોરજીની સેવા પુંજા કરે એવાં હોય તેને આપજો.

બીજું મારો સોનાનો એટલે હેમનો દોરો એક મારા મામાને જે વેચવા આપેલોછે તેના જે કાંઈ રૂપીઆ આવે તે તથા મારાં કપડાં લત્તાં જે તારા ઘરમાં હું મુકી જાઉંછું તે સર્વે મારા ભાઇની દીકરીને તથા મારી બેનની દીકરીને વહેંચી આપજો. હવે આ મારી છેલી સલામ છે.

લા૦ તમારી વ્હાલી પણ દુઃખીઆરી દીકરી
**ધનકોર.**"

આ મુજબની ચિઠી લખી ધનકોરે પોતાનાં ઘરની એક પેટીમાં મૂકી, અને પછી નહાઇ ધોઇ, દરરોજના નિયમ પ્રમાણે દહીંનો આહાર કરી, અમે આગમજથી રાખેલી ગોઠવણ મુજબ તૈયાર થઇ બારી આગળ જઇ ઉભી. આ વેળા તેનાં ઘરમાં કોઇ નહીં હતું. તેનો ભાઇ જમીને કોટમાં પોતાના ધંધાસર શેર બજારમાં ગયો હતો. શેઠ મનમોહનદાસની પત્નિ દેવલોક થયાં હતાં તેનો આજે નવમો દિવસ હોવાથી તેની માતા તેને ત્યાં કોટમાં ગયાં હતાં. એ રીતે ધનકોર બારી પાસે જઇ ઉભી એટલે તેની નજર મથુરાંદાસ ખેતસી ઉપર પડી, જે તેની બારી સામે ઉભેલા હતા. તેને જોતાંજ ધનકોરે ઘરમાં રહેલા પોતાની માતાના કારભારી એટલે મહેતા અને પોતાની ભોજાઇને કહ્યું કે "હું મારી નણંદને ત્યાં જાઉંછું." આમ કહી તેણી નિચે ઉતરી પડી અને વાલકેશ્વર તરફનો રસ્તો લીધો, કેમકે તેની નણંદ પણ ત્યાંજ રહેતી હતી.

## પ્રકરણ ૮ મું.

## અમારા પુનર્વિવાહ.

ધનકોરની હિમત—ચિંચપોગળી તરફ સ્વારી—ધનકોરની બિક—એક નહી ધારેલો અકસ્માત—બિકમાં વધારો—બંગલા આગળ પોલિસની ગોઠવણ—મિત્ર મંડળને ખબર—તેમનું આવી પુગવું—મિજલસીઓનાં નામો—ધનકોરને મારી તરફની બક્ષીશ—વિવાહનું સંતોષકારક શેવટ—રાતના ધુજારાનો ભય—પોલિસ તરફની હિમત.

ધનકોર મારા તેડાગર મથુરાંદાસની પુઠે પુઠે ચાલીને ઠરાવ મુજબ મી૦ લખમીદાસ ખીમજીના બંગલા સુધી આવી પહોંચી. અહીં હું મારા મિત્ર મી૦ કરસનદાસ મૂળજી સાથ તેની વાટ જોતો ઉભેલો હતો. તેને આવકાર દેવાને, તેના તરફ હર્ષથી હસીને અંતઃકરણથી

મદદનો હાથ આપવાને હું તૈયાર હતો. તેને મારી ભવિષની પ્રિયા કરવાને, મારાં સુખ દુઃખની ભાગિયણ કરવાને, મરતાં સુધી તેને સાથ થઇ તેનું રક્ષણ કરવાને અને તેના બદલામાં તેનો પવિત્ર પ્રેમ અને પતિવૃત્ત મેળવવાને હું ત્યાં હાજર હતો. એ સર્વ એક તરફથી મારી કનેથી લેવા અને બીજી તરફથી મને પોતે આપવાને ધનકોર ચાલતી ચાલતી મારી સનમુખ આવી લાગી. આહા ! તે વખતની મારી ખુશીનો શો પાર ! પહેલી ખુશાલી તો ધનકોરે પોતાની કબુલાત પાળી તે હતી. મને તે બાબે કાંઇએક શંકા હતી, પણ ધનકોરે તે પોતાની હાજરીથી એકદમ દૂર કરી; અને મેં જોઇ લીધું કે કપોળ વાણિયા ન્યાતમાં પહેલવહેલાં પુનર્લગ્ન માટે જેવી હિમતવાન, સુશિળ અને ગુણિયળ કામિની જોઇતી હતી તેવી આ ધનકોરમાં મળી એ મારાં મોટાં ભાગ્યની વાત હતી.

તેણીને આવી પુગતાંજ અમોએ તૈયાર રાખેલી એક ગાડીમાં બેસાડી, અને તેની જોડેજ હું અને મારી ત્રણ વર્ષની બાળક દિકરી ગોતી પણ બેઠાં. બીજી ગાડીમાં મી૦ કરસનદાસ મૂળજી તથા મી૦ મથુરાંદાસ ખેતસી બેઠા. પેલા છુપા લેબાસમાં આવેલા પોલિસના માણસો એક ભાડેની ગાડી કરીને અમારી પુઠે નિકળ્યા. ગાડીમાં બેસતાં ધનકોરના પગ ધ્રુજવા લાગ્યા, અને શરીર નેતરનાં ઝાડની પેઠે થરથર કાંપવા માંડયું. તેનું મન જાણે અસ્વસ્થ હાલતમાં હોય તેમ ધડકવા લાગ્યું. શું તે બેભાન થશે ? મને લગાર ચિંતા થઇ. પણ ધનકોરે મને આગળથી કહી રાખ્યું હતું કે જો દાંતખીલી થાય એટલે તેનાં ચાવણિયાં બંધાઇ જાય તો નાક તથા મોઢું બંધ કરી થોડો વખત શ્વાસ રૂંધવાથી, તથા આંખ ઉપર થંડાં પાણીની ધારા કરી થોડુંક પાણી પાંવાથી હુશિયારી આવશે. માટે જયારેબી આમ થાય ત્યારે આવો ઉપાય કરવાનું મેં ધ્યાનમાં રાખેલું હંતું. પણ શું આ વખતેબી તેમ થશે કે ! ગાડીમાં તેણી એક ખુણામાં ચંપાઇને કેવળ મુગી થઇ બેઠી. તે એક અક્ષર બોલી નહી, તેમજ સાડીની સોડ વાળી, શિર નિચું નાખી, ફિકી પડી ગયલી સાવજ જેવી બેસી રહી. તેની ધાસ્તી પુનર્લગ્ન કરવા માટેની નહી પણ તે કરવા પહેલાં ન્યાતિલાઓથી ઝલાઇ જવાની હતી. તેઓમાંના કોઇને ખબર પડી જાય, કોઇ પુઠે દોડી આવે, તેને જબરદસ્તી કરી પાછી ઘેર તેડી જાય,

અને પછી તેને જીંદગી સુધી એક. ગુલામડીની હાલતમાં સખ્ત જાપ્તા તળે રાખી સબડાવે અને જુલમ પાડે, ઘડી ઘડી મેણાં મારે અને ઘેર છોડી નાસી જવાની વાતો કરી તેને દુઃખી કરે—એ સઘળી ધનકોરની ધાસ્તી હતી. આ ઉપરથી વળી લોકમાં જાતજાતની ખોટી અફવા ચાલે અને અભણ, અજ્ઞાન ન્યાતિલા પુરૂષ તેમજ સ્ત્રીઓ નવી નવી કલ્પીત વાતો જોડી કહાડી સતાવે અને તેણીની પવિત્રાઈને લાંછન લગાડે, એ બધું ધનકોરથી નહી ખમી શકાય એવું હતું. એ સઘળા વિચારો ગાડીમાં બેસતાંજ તેનાં મનમાં ઉઠી ઉભા થયા અને તેથી તેણી માથાથી પગ સુધી ધ્રુજવા લાગી હતી. જો તેણી ધારતી હતી તેમ થાય તો મારી પોતાની પણ કાંઇ થોડી ખરાબી થાય નહી. મારાં માથે ઉઠાવેલાં કામમાં મને નિષ્ફળતા મળે, મારી શુભ મતલબો ઉંધી વળે, મારા શત્રુઓ મારી ભલી નેમનો ખોટો અર્થ ઉઠાડે, મારી આબરૂ અને ઇમાનદારી ઉપર શક લઇ જાય અને મારૂં ખરાબ કરવામાં કશી ઢીલ કે બખીલાઇ ન કરતાં મારાં ભવિષનાં સુખનો તદન નાશ કરી નાખે. પણ મારી અંગત ખરાબી ઉપરાંત હું જે નુકસાન વધારે મોટું સમજતો હતો તે તો પુનર્વિવાહનાં શુભ કામનું સત્યાનાશ વળવાને લગતું હતું. અગરજો હું પોતેજ એ કામની પહેલ કહાડતાં નિષ્ફળ થાઉં અને શત્રુઓનાં જબરાં દળ આગળ તેમનાં બળ નિચે કચડાઇ મરૂં તો પછી એ કામ આગળ કયાંથી વધશે ? તે કરવાની ફરી કોણ હિમત ચલાવશે ? મારી શિકસ્તથી બીજાઓનાં દિલમાં ધાસ્તી નહી પેદા થાય અને હિમત ધરાવનારાઓ પણ નાહિમત નહી બને ?

ધનકોરની ધાસ્તી અને તેનાં તથા મારાં મનમાં ઉત્પંન થતા આ ભયંકાર વિચારોમાં એક નહી ધારેલા બનાવથી વધારો થયો. અમારી ગાડીને અકસ્માત થયો ! શેઠ લખમીદાસના બંગલા આગળ રસ્તો ઘણોજ સાંકડો હોવાથી ગાડી ફેરવવાની બહુ મુશ્કેલી નડી. ગાડી ચક્રાવો ખાઇ ફરી શકે એટલો પણ રસ્તો પહોળો ન હતો. આ કારણને લીધે ગાડી ફેરવતાં ઘોડાએ મસ્તી કીધી અને ગાડીનો એક પોલ ભાંગી ગયો. આ બનાવથી અમો સર્વે ગભરાઇ ગયાં. અમારા ગભરાટનો પાર એમ ન રહ્યો કે જો આ વખતે ધનકોરનું કોઇ સગું સ્નેહી ત્યાં આવી પડે તો તેને તેણીએ

હિમતથી જવાબ શો દેવો ? તે તો મેં ઉપર કહી તેવી હાલતમાં હતી. વળી જાતે ઘણાં પોચાં મનની હતી, માટે કોઇ ઠઠરાવીને પુછે તો તે જવાબ કેમ દઇ શકે ? અને જવાબ શો દે ? પોતે અહીં કયાંથી, કયાં જાયછે, કોની સાથે જાયછે, શા માટે જાયછે, એવા એવા અનેક પ્રશ્નોનો તે શો જવાબ આપે ? એ વખતે અમારા બધાની ફજેતી ન થાય ? આ રીતે આ અકસ્માતથી અમો સર્વે ઘણાં બીધાં. હવે ગાડી જેમ બને તેમ ઉતાવળે ચલાવવી જોઇયે, માટે મજબૂત દોરી આણીને પોલને બાંધી લીધો. મોટી મુશ્કેલીથી ગાડીને પેલા સાંકડા માર્ગમાંથી જેમતેમ કરીને ફેરવી, અને ઘોડાને ચાબકની એક જબરી ચિમકી લગાવતાંજ તે ચારે પગે ગાડી લઇ દોડવા લાગ્યો. તે હવે રસ્તે પડી ચુકયો હતો, અને લગામ ખેંચવા કરતાં ઢીલી મુકવાની મોટી જરૂર હતી, માટે અમે શરેસ્તા કરતાં વધારે ઝડપથી ચિંચપુગળીવાળા બંગલામાં જઇ પુગ્યાં. સારાં ભાગ્યે માર્ગમાં બીજી કશી હરકત નડી નહીં. ધનકોરની બિક પણ ધીમે ધીમે મટી ગઇ. તેનાં ચાવણિયાં બેસી જવાનો મને ભય હતો તેવુંબી કશું થયું નહી. દરેક મુશ્કેલ કે મહત્વનાં કામ વેળા દરેક માણસના સંબંધમાં બનેછે તે સિવાય કશું વિશેષ ધનકોરના સંબંધમાં બન્યું નહીં. એ રીતે શરૂઆતનો ગભરાટ નરમ પડયો કે અમે ધારેલે ઠેકાણે આવી પુગ્યાં.

બંગલાના ચોકમાં અમારી ગાડી પેસતાંજ અમે જોયું કે ત્યાં પોલિસ અમલદારો આગમજથી આવીને ઉભેલાજ હતા. એક યુરોપિયન પોલિસ અધિકારી તથા રાવબહાદુર દાજી ગંગાજી જોડે બીજા જમાદારો અને સિપાઇઓનો સારો બંદોબસ્ત હતો, જે જોઇ જેમ મને તેમજ ધનકોરને હિમત આવી અને ધાસ્તી મટી ગઇ. ગાડીમાંથી ધનકોરને ઉતારી અમે બંને જણ બંગલામાં જઇ બેઠાં. બીજી તરફથી કરસનદાસ અને મથુરાંદાસ અમને આ સલામત હાલતમાં મૂકીને શેહરમાં અમારા મિત્રો અને સ્નેહીઓને ખબર આપવા દોડયા. તેઓ પોતાની જોડે મી૦ મૂળજી ઠાકરસીને પણ તેમને ઘરથી તેડી ગયા. આશરે ત્રણ વાગતાને શુમારે બંગલા આગળ બેંડ (વાજાં) વાળા હાજર થયા અને મધુર સ્વરે પોતાનાં વાજીંત્ર વગાડવા લાગ્યા. એટલામાં પુનર્વિવાહના મોટા હિમાયતી પંડિત વિષ્ણુ પરશરામ લગ્ન ક્રિયાની સર્વ સામગ્રી તેમજ પોતાના લાગતાવળગતા અને

પુનર્લગ્નને પસંદ કરનારા કેટલાક ગ્રહસ્થો અને બાનુઓને લઈને ત્યાં આવી પહોંચ્યા. પંડિતજી લગ્નક્રિયાની ગોઠવણમાં પડયા એટલે થોડા થોડા કરીને બીજા સદ્‌ગ્રહસ્થોની ગાડીઓ ઉપરા ઉપરી આવવા માંડી. એમ કરતાં સાંજે પાંચ વાગતાને શુમારે સ્ત્રી પુરૂષોનો આશરે બસો માણસનો મેળાવડો ત્યાં જમાવ થઈ ગયો. જેઓ સામિલ થયા હતા તેઓમાં નિચે લખેલા મુખ્ય ગ્રહસ્થો હતા:—શેઠ લખમીદાસ ખીમજી, શેઠ કરસનદાસ મૂળજી, પંડિત વિષ્ણુ પરશરામ શાસ્ત્રી, શેઠ રઘુનાથ નારાયણ ખોટે, રા. બા. નાના મોરૂજી, રા. બા. મહાદેવ ગોવિંદ રાનાડે, રા. સા. જનાર્દન સખારામ ગાડગીલ, ડાકટર આત્મારામ પાંડુરંગ, ડાકટર ધીરજરામ દલપતરામ, મેશર્સ રામકૃષ્ણ ગોપાળ ભાંડારકર, જેફર્સન, બાલા મંગેશ વાગલે, ભાઈશંકર નાનાભાઈ, બાલાજી પાંડુરંગ, ઠાકરસી નારાયણજી, લીલાધર ઓધવજી, નાનાભાઈ રૂસ્તમજી રાણીના, કેખુશરો નવરોજજી કાબરાજી, માણુકજી બરજોરજી (મુંબઈ સમાચારવાળા), મેહરવાનજી ફરદુનજી મરજબાન, મૂળજી ઠાકરસી, મથુરાંદાસ ખેતસી, નારાયણ મહાદેવ પરમાણંદ, જાંહગીર બેહરામજી મરજબાન, ભાસ્કર હરી ભાગવત, વાસુદેવ બાબાજી નવરંગે, ઈત્યાદી. એ વિના બીજા ઘણાએક ગ્રહસ્થો હાજર થયલા હતા.

લગ્નક્રિયા શરૂ થયા આગમજ એક ઈંગ્રેજી લખત તૈયાર કરેલું હતું તેનો મી૦ બાળાજી પાંડુરંગે મને અને ધનકોરને ગુજરાતીમાં તરજુમો કરી વાંચી સંભળાવ્યો. આ લખતમાં રૂ૮૦૦૦ અંકે આઠ હજાર મેં મારી હવે પછી થનારી ધણિયાણી ધનકોરને બક્ષીશ આપવાની કબૂલાત કરી આપી હતી તે તથા બીજી શિરેસ્તા મુજબની કબૂલાતો અને શરતો લખેલી હતી, કે જે મુજબ અમો બંને જણ એક બીજા સાથ વર્ત્તવાને બંધાયલાં હતાં. આ સર્વ બરાબર સમજી લીધા પછી તે લખત ઉપર મેં અને ધનકોરે સહી કરી, અને ત્યાં પધારેલા બંને મેજીસ્ત્રેટ સાહેબોનાં દેખતાં હાજર રહેલા ગ્રહસ્થોમાંના બીજા ચારે શાખ કરી હતી. એ બાદ લગ્ન ક્રિયા ચાલુ થઈ. મી૦ કરસનદાસ મૂળજી ધનકોરના ધર્મપિતા થઈને બેઠા હતા તેઓએ તેણીનું કન્યાદાન મને આપ્યું. આ પછી સાંજના છ વાગે આ શુભ ક્રિયા સર્વે પુરી થઈ અને ત્યારબાદ પાન ગુલાબ લઈને સર્વે ગ્રહસ્થો વિદાય થવા લાગ્યા.

એ રીતે અમારી મુશ્કેલી અને મહેનતનું, અમારી ચિંતા અને આતુર્તાનું છેવટ આવ્યું, અને હું મારી ધનકોર સાથ મરણ સિવાય બીજા કોઇબી સબબથી કદી નહી છુટાં પડીયે એવા ગાંઠથી બંધાયો. આહા ! તે ઘડીની અમારી ખુશાલીનો શો પાર ! એક પ્રદેશ જીતનારની ખુશાલી આ વેળાના અમારા હર્ષ કરતાં વધારે હોય નહી. તેની પેઠે અમે પણ યુદ્ધમાં નિકળ્યાં હતાં અને ફતેહ મેળવી હતી. તેનો રાજદ્વારી તો અમારો સંસારી જય હતો.

ચિંચપોગળીવાળા બંગલામાંથી સર્વે સજ્જણોના વિદાય થયા બાદ હું તથા કરસનદાસ મૂળજી, મથુરાંદાસ ખેતસી અને મૂળજી ઠાકરસી, એટલા જણ ત્યાં રહ્યા હતા. અમારે ત્યાં રાત રહેવું હતું માટે ભોજનની તૈયારી કરાવવા માંડી. હવે જયારે પુનર્વિવાહનો શુભ પ્રસંગ સર્વે પ્રકારની સમાધાની અને ખુશાલી સાથ સમાપ્ત થયો ત્યારે અમારાં રક્ષણને માટે પોલિસ કમિશનરે મોકલેલાં માણસો અને અમલદારો પણ રવાના થવા લાગ્યા. તોપણ પરેલ ડિવિઝનનો યુરોપિયન ઇન્સ્પેકટર, જે અમારા બંગલાની નજદીકમાં રહેતો હતો, તેણે જતી વેળા એક પોલિસ સિપાઇનો પહોરો અમારી સંભાળને માટે ત્યાં રાખ્યો, અને તે અમને હિંમત આપી ગયો કે “ હું નજીકમાં રહું છું, માટે રાત્રે એક બે વખત આવી તમારી ખબર લઇ જઇશ. તમો બેફિકર રહેજો.” પણ અમને ભારે ધાસ્તી હતી કે રખેને રાતના કોઇ લુચ્ચાઓને મોકલી શત્રુઓ અમારા ઉપર હુમલો કરાવે, માટે અમારા સ્વબચાવને માટે પેલા યુરોપિયન પોલિસ ઇન્સ્પેકટરે અમોને ચાર ડંડુકાં મોકલી આપી સૂચવ્યું કે એ હથિયારો બિછાના નિચે લઇને સુવું અને જરૂર પડે તો બચાવમાં તેનો ઉપયોગ કરવો. વળી અમોએ અમારે • ખર્ચે ચાર મજબુત બાંધાના કાબૂલી પઠાણોને અમારા બચાવને માટે બંગલા આગળ રાખ્યા હતા, અને તેઓની પાસે પણ મજબૂત ડંગોરાં તૈયાર હતાં. પણ આ સઘળી તૈયારીઓની રાત્રે કશી જરૂર પડી નહી. ઇશ્વરકૃપાથી તે તમામ શાંતિ અને નિર્વિઘ્ને પસાર થઇ. શત્રુઓ તરફથી કાંઇબી હરકત આવી નહીં અને આખા દિવસની જેહમત અને થાકને લીધે અમે સઘળા નિરાંતે એવા ઉંઘી ગયા કે સહવાર પડી ત્યાંસુધી કશું જાણ્યું નહીં.



## પ્રકરણ ૯ મું.

# દલગીરી અને દિલસોજી.

ધનકોરનું ગુમ થવું—તેને માટે શોધાશોધ—માતાની નાસિપાસી—કુવા તળાવમાં શોધખોળ—ધનકોરના આપઘાતનું અનુમાન—તેનો ભાઇ લખમીદાસ—ઠાકરસી નારાયણજી સાથ મુલાકાત—ખરો ખોલાસો જાહેર થાયછે—ધનકોરનાં ઘરમાં કલ્પાંત—તેની માતાજોગી પત્રિકા—શેઠિયાઓને ખબર. તા૦ ૩ જી મેની સહવાર—શેહરમાં એક ખુશ ખબર—પુનર્લગ્નની છાપામાં હકીગત—"મુંબઈ સમાચાર" માંની કવિતા—મી૦ કાબરાજીની મુબારકબાદી—શેઠ સોરાબજી બંગાળીની મુલાકાત—કહેવું એક અને કરવું બીજું એવો તેમને મળેલો ધડો.

ધનકોર કયાં ગઇ? મંગળવારે સાંજના તેની માતા અને ભાઇ પોતપોતાનાં કામોથી પરવારી કોટમાંથી વાલકેશ્વર ખાતે પાછાં ફર્યાં ત્યારે જુએછે તો ધનકોર ઘરમાં મળે નહીં. તે કયાં ગઇ? એવા સવાલના જવાબમાં તેની ભોજાઇએ ખબર આપી કે "ધનકોર તો પોતાની નણંદને ઘેર ગયલાંછે." આ ઉપરથી માતાએ એક નોકરને ત્યાં બોલાવવા મોકલ્યો, પણ નણંદે જવાબ કહાવ્યો કે "મારે ઘેર તો ધનકોર આજે આવીજ નથી." વાલકેશ્વરમાં ધનકોરને મળવા ભેટવા જવાનાં બીજાં બે ચાર ઠેકાણાં હતાં ત્યાં સઘળે માણસોને મોકલી ખબર કઢાવી. પણ ત્યાં સઘળે ધનકોરની કાંઇ પણ ખબર ન પડી શકવાથી તેની માતા તેમજ ભાઇ અને ભોજાઇ બહુ ગભરાટમાં પડયાં. તેણીનું ગુમ થવું તેમને બહુ અકળામણ કરનારૂં થઇ પડયું. હવે તેઓએ બહારકોટ ધનકોરની મોટી માને ઘેર, તેમજ તેના જેઠને ઘેર, તથા એવાંજ બીજાં એકાદ બે સગાં વહાલાંને ઘેર ખબર કહાડવા માણસો દોડાવ્યાં, પણ ત્યાં કોઇબી ઠેકાણે ગુમ થયલી ધનકોરનો પત્તો લાગ્યો નહી. તેને શોધવા ગયલાં માણસો નાસિપાસ થઇને પાછાં ફર્યાં: હવે?

ધનકોરને ગુમ થવાની ખબર તેનાં સગાંસ્નેહીઓને થતાંજ તેઓ સર્વે વાલકેશ્વર ખાતે તેની માતાને ઘેર આવી ભેગાં થયાં. ગભરાટ અને ગુચવણમાં કોઇ કાંઇ બોલે અને કોઇ કાંઇ. શો રસ્તો લેવો અને ધનકોરને કયાં શોધવી તે કોઇને સુઝે નહીં. બિચારી તેની માતાની હાલત બહુ દયા ઉપજાવવાજોગ થઇ પડી. ઘરમાં કલાપિટ

ચાલી. પણ રોવા કુટવાથી ધનકોરનો પત્તો મળે એમ ન હતું. આ વેળા કોઇએ સૂચવ્યું કે ધનકોર રોજરોજ મરી જાઉં મરી જાઉં કરતી હતી માટે રખેને તેણીએ આપઘાત કીધો હોય? વિજળીના ચમકારાથી અંધારી રાતે એકાએક ઉજેરડું જોઇ રાહદારીઓ ચોંકેછે તેમ આ સૂચના ઉપરથી સર્વે કોઇ ચોંકયાં. ખરે, આમ બન્યું પણ હોય! ધનકોર આપઘાત કરે એવી કમઅકલ તો ન હતી, પણ દુઃખની મારી તેણે તેમ કીધું હોય. પણ આપઘાત શા પ્રકારનો કીધો હશે? કયાં પડી હશે? કોઇ કહે વાલકેશ્વરના તળાવમાં શોધો, કોઇ કહે દરિયામાં પડી હશે, અને કોઇ મત આપે કે કુવામાં કાં નહીં પડી હોય? આ ઉપરથી રાત્રે મોટી મોટી મશાલો અને કાકડાઓ સળગાવીને કોઇ તળાવ તરફ તો કોઇ દરિયા તરફ અને કોઇ કુવાઓમાં શોધ કરવા દોડયાં. પણ કયાંથીબી તેનો પત્તો હાથ લાગ્યો નહીં. કોઇને પણ એવો વિચાર તો આવ્યોજ નહીં—અને આવે પણ કયાંથી?—કે ધનકોર વિધવાની હાલતમાં પડી ન રહેતાં લગ્ન કરીને પાછી સુખી થવા ગઇછે! એ વિચાર સિવાયના સર્વે વિચારો સર્વે કોઇ કરી ચુકયાં. સર્વેમાં પહેલો અને મજબૂત વિચાર તો એજ કે તેણીએ આપઘાત કરવો જોઇયે. હિંદુ વિધવા દુઃખ નહીં ખમાય ત્યારે બીજું શું કરે? ન્યાતિલાઓ તેને બીજું શું કરવા દે? તેનાં નસીબમાં પુનર્લગ્નનું પવિત્ર સંસારસુખ તો લખેલું હોયજ નહીં, તેવું સુખ તેઓ તેને આપેજ નહીં, એટલે તે તેને મળે અને તે તેણી મેળવવાને તૈયાર થાય એ વાત તેઓના ખ્યાલમાં ઉતરેજ કયાંથી? મધ્ય રાત્રી સુધી ધનકોરની ખોળ ચાલી, પણ તેની કશી ભાળ મળી નહીં.

છેવટે ધનકોરનો ભાઇ લખમીદાસ વધારે તલાશ કરવા બહારકોટ જવા નિકળ્યો. વાલકેશ્વરની ચોકી આગળ ભાડુતી ગાડી મેળવવા માટે તે ઉભો હતો એટલામાં મી૦ ઠાકરસી નારાયણજીએ તેને જોઇ ઓળખ્યો. મી૦ ઠાકરસી મારાં લગ્નમાં સામિલ હતા. તેઓ ત્યાંથી પોતાની ગાડીમાં બેસી વાલકેશ્વર પાછા ફરતા હતા. તેઓએ એકદમ ગાડી ઉભી રખાવી, અને લખમીદાસને પુછયું કે "મોડી રાત્રે અહીં કેમ ઉભાછો?"

લખમીદાસે મોટા સંતાપ સાથ જવાબ દીધો કે "મારી બેન કોણ જાણે કયાં જતી રહીછે તેની શોધમાં હું બહારકોટ જવા માગુંછું."

"તમે તમારે ઘેર જઇને બેસો," ઠાકરસીએ તેને દિલાસો દઇ ખોલાસો કરવા માંડયો; "હવે તમારે ધનકોરની શોધ કરવાની કાંઇ જરૂર નથી. તમારી બેન સલામત છે, ને ઠેકાણાસર છે."

"તે કયાંછે ? શું જીવતી છે કે ? આપ સઘળો ખોલાસો કેમ કરી દેતા નથી ? અમે સઘળાં બહુ ગભરાટમાં છીયે. અમે કુવા તળાવમાં ખોળ ચલાવીછે અને બનતા ઇલાજો લઇ શોધ કીધીછે, પણ ધનકોરનો કયાંઇએ પત્તો મળતો નથી." લખમીદાસે ગદગદિત છાતીથી હૈયું ભરાઇ આવ્યા છતાં પોતાની બેનને જીવતી જોવાની કુદરતી કાળજીથી પુછવા માંડયું, જે ઉપરથી મી૦ ઠાકરસીએ તેને ઝટ ખરો ખોલાસો કરી દીધો. "તમે ગભરાશો નહીં. ગભરાવાનું કારણ પણ નથી. ધનકોર સલામત છે. તે સુખી છે. તેઓએ માધવદાસ રૂગનાથદાસ સાથે પુનર્લગ્ન કીધાંછે. હું તે લગ્નક્રિયામાં સામિલ હતો, અને ત્યાંથીજ આ ફુલનો તોરો અને પાનનું બિડું લઇને આવ્યોછું. માટે હવે તમે શોધ કરવાની છોડી દઇને ઘરમાં જઇને બેસો અને સર્વેને દિલાસો આપો."

આ ખોલાસાથી હવે લખમીદાસની જીગ્નાસા ઉસકેરાઇ. "તે કઇ જગ્યાએ છે ?" તેણે ઉલટથી પુછયું.

પણ મી૦ ઠાકરસી ઠાવકા આસામી હતા. તેઓ કંઇ કાચે પાયે ભડભડ બોલી દે એવા ન હતા. "હું તે ઠેકાણું તમને અત્યારે બતાવી શકતો નથી," તેઓએ ઉત્તર દીધો. "પણ સહવારે છાપો વાંચવાથી સર્વે હકીકત તમને ખબર પડશે."

આમ કહી મી૦ ઠાકરસી ગાડી ચલાવી ગયા અને ધનકોરના સમાચાર લઇ તેનો ભાઇ લખમીદાસ પોતાને ઘેર પાછો ફર્યો. જે બેનને તે મરણ પામેલી સમજતો હતો તે જીવતી છે એવી ખબર મળવાથી તેને કાંઇ પણ ખુશી ઉપજી હોય એવું હતું નહી. પોતાનું ઘર નજીક આવતાંજ રસ્તામાંથી મોટી મોટી પોકો મુકતો તથા મોટા અવાજથી રડતો રડતો ઘર પાસે આવી પહોંચ્યો. તેની માતા અને મોટી મા તથા બીજાં સગાં વહાલાં તેને પાછો ફરવાની બહુ આતુરતાથી વાટ જોતાં બેઠાં હતાં. તેઓમાંનાં કોઇ કોઇ આપસઆપસમાં ચર્ચા ચલાવતાં અને બીજાં શોકાતુર બેઠેલાં હતાં, એટલાંમાં રાતની શાંતિ ભાંજનારો હો હો હો કરી રડવાનો સાદ તેમને કાને પડયો. તે લખમીદાસનો

હતો. તેને રડતો જોઇ સર્વે એકઠાં મળેલાં સગાં સ્નેહીઓ મોટી મોટી મોટી પોકો મૂકી રડવા અને છાતી કુટવા મંડી ગયાં, અને જબરૂં કલાહરણને કલ્પાંત કરી મૂકયું. કોઇ ઘરમાં માણસ મરી ગયું હોય ને જેમ બૂમાબૂમ અને કુટવાના ધડાકા થઇ રહે તેમ આ ઘરમાં થઇ પડયું. કોઇ પુછતુંબી નથી કે શો બનાવ બન્યોછે, ધનકોર કયાંછે, અને મરી ગઇ છે કે કેમ ? સર્વે કોઇ એમજ સમજયાં કે તેણી મરીજ ગઇછે અને તેથીજ લખમીદાસ રડેછે. તેને રડતો જોઇ તેઓબી છાતી કુટવા અને માથું ફોડવા લાગ્યાં, જેથી આસેપાસેનાં લોકો ઉંઘમાંથી ભડકી ઉઠયાં.

અંતે કેટલીએક વેળા વિત્યા પછી કોઇએ લખમીદાસને પુછ્યું કે "ભાઇ થયું શું તે તો કહે ?" ત્યારે લખમીદાસે મી૦ ઠાકરસી તરફથી સાંભળેલી સર્વે ખબર રડતાં રડતાં કહી, જે સાંભળી લઇ ભેગાં મળેલાં સઘળાં આગળ કરતાં પણ વધારે જોરમાં રડવા કુટવા લાગ્યાં ; કેમકે ધનકોર આવું પાપી પગળું ભરે એમ તેઓને કદી વિચાર ગયો ન હતો. એ પગળું તેનાં મરણ કરતાંબી તેમને મનથી ભુડું અને નર્કે જવા જેવું હતું. આ વખતે કેટલાએક ડાહ્યા અને સમજુ પડોશીઓએ આવી દિલાસો દેવા માંડયો અને ઘણીએક વારે તેઓ સર્વેને શાંત કીધાં. એમ કરતાં શરૂઆતની દલગીરી અને કલ્પાંત નરમ પડયા પછી કોઇને બુદ્ધિ સુઝ પડી તે ઉપરથી ધનકોરની પેટી ઉઘાડી તેમાં શું શું છે તેની ખોળ ચલાવી. તેમાંથી પેલી ધનકોરે લખીને મૂકેલી ચિઠી હાથ લાગી. આ ચિઠી સર્વે સાંભળે તેમ મોટેથી વાંચવામાં આવી, અને તે જેમ જેમ વાંચતા ગયા તેમ તેમ તેનાં મા અને ભાઇ બેન વિગેરે સૌ પાછાં વધારે રૂદન કરવા લાગ્યાં. બીજા લોકોએ તેમને શાંત થવા માટે ઘણુંએ સમજાવ્યું, પણ સઘળું ફોગટ. ઘરનાં લોકોએ તે રાતે ભોજન લીધું ન હતું માટે તેઓને સમજાવીને ભોજન લેવાની ઘણીએક કોશેશ થઇ, પણ તેબી ફોગટ ગઇ. કોઇ જમ્યાં, પણ બીજાંતો રડવા બેઠેલાં ત્યાંથી ઉઠયાંજ નહી. છેવટે સમાધાની કરીને પડોશીઓ પાછા પોતાને ઘેર વિદાય થયા, અને ધનકોરનાં ઘેરમાં સઘળે ગમગીની અને દલગીરી વ્યાપી રહી.

હવે ધનકોરની માતા તથા ભાઇએ પોતાના સગાઓ શેઠ વરજીવનદાસ તથા શેઠ ગોપાળદાસને તેમજ સર મંગળદાસ નથુભાઇને

ઉપલી બાબતની ખબર પહોંચાડવા પોતાના કારભારી મહેતાને તથા લખમીદાસના મામા પરભુદાસ લાધાને મોકલ્યા, અને રાત્રે બાર વાગે તે સર્વે સગા શેઠિયાઓને ધનકોરનાં પુનર્લગ્નની ખબર મળી. તેઓ સર્વે તે સાંભળીને ખુશી તો હોયજ નહી—પણ રાત્રીમાં તેનો ઉપાય શો થાય ? "જે હોય તે સહવારે" એમ ઉત્તર દઈને તેઓએ ખબર આપવા આવેલાં માણસોને વિદાય કીધાં.

* * * * *

પુનર્લગ્નનો દિવસ પુરી ફતેહ સાથે પસાર થયા પછી તા૦ ૩ જી મેની સહવાર પડીછે. લોકોને ઘેર "ટાઇમ્સ આવ ઇંડિયા" અને બોમ્બે ગેઝેટ" ના ઇંગ્રેજી તથા "મુંબઇ સમાચાર" ના ગુજરાતી છાપા આવી પડયાછે. પુનર્વિવાહ સંબંધી ગઇ રાત્રેજ થોડી થોડી ચર્ચા ગામમાં ચાલી રહેલી તો હતીજ, પણ બીજે દિને સહવારના પહોરમાં વર્તમાનપત્રો મારફતે આખા શેહરમાં ચો તરફ ખબર ફેલાયાથી હાહાકાર થઈ રહેલોછે. ઘેરેઘેર અને દુકાનો તથા આફિસોમાં, ચકલાઓપર અને રસ્તાઓપર છાપા વંચાયછે. એક વાંચેછે ને સંખ્યાબંધ તે સાંભળવા ટોળે મળી ઉભાછે. એ રીતે પુનર્વિવાહની ખબર ચો તરફ ફેલાઇ ગઇછે. હજારો લોકોમાં આણંદ પથરાઇ રહ્યો છે, તેમ કેટલાએક લોકોમાં દલગીરીએ દાખલ થઇ તેઓને ક્રોધાયમાન બનાવ્યાછે. કોઇ કહેછે કે હવે કળજુગ આવ્યો, તો કોઇ બોલેછે કે પૃથ્વિ હવે ગર્ક જશે. એ રીતે આખાં શેહરમાં પુનર્વિવાહનીજ વાતો ચાલી રહીછે. કોઇ કાંઇ બોલેછે અને કોઇ કાંઇ વિચાર આપેછે. એની જોડે વળી હજાર તરેહના ગપાટા ચાલી રહેલાછે. ઘણીએક વિધવાઓ આ ખબરથી અત્યંત ખુશીમાં આવી ગઇછે અને પોતાનેબી ધનકોરનાં જેવું સુખ મળે એવી ઉમેદ બાંધી બેઠીછે. પણ બીજી તરફથી તેમના વાલીઓ તે બાપડીઓ ઉપર આગળ કરતાં વધારે જાપ્તો રાખવાનો વિચાર કરેછે.

આ રીતે તા૦ ૩ જી મેની સહવારની હકીગત છે. એ દિને "મુંબઇ સમાચાર" પત્રમાં પુનર્વિવાહનો ખાસ હેવાલ પ્રગટ થયો હતો અને તેની જોડે નિચે ટાંકેલી એક કવિતા પણ છપાઇ હતી. આ કવિતા, જે ઘણી હોંસથી રાગ કહાડીને વંચાતી હતી, તે આ ઠેકાણે ઉતારી લેવી દરૂસ્ત ધારૂંછું :—

"જય જય જય જય જય બોલો સહુ ભાઇ" એ રાગનું

૫૬.

ધન્ય ધન્ય ધનકોર, સારી ચાલ પાડી,
વિધવાને પરણવાની, બારી તેં ઉઘાડી—ટેક.
પેહેલવેહેલી વાણીઆમાં ચાલ તેંજ પાડી,
ધીરવંતી ધીર ધારી નહીં ચાલી આડી. ધન્ય૦ ૧
દુરીજંન દુષ્ટ લોક—થોક છો વખોડે,
વિદ્વાન સમજુ શાણા, દેછ માન કોડે. ધન્ય૦ ૨
રાંડીરાંડો આડી ચાલે, ચાલ તેં ધિ:કારી,
છાનું જાર કરવું તેથી, સાદી કરવી સારી. ધન્ય૦ ૩
કીર્તિવંતી કુળવંતી, ગુણી તું ગણાઈ,
કેમકે ન કુડું કીધું કર્મ એ સરસાઈ. ધન્ય૦ ૪
ધર્મ મર્મ સમજી પર્મ જાણું નીતિ જાણી,
શુભ કર્મે સર્મ શાની? પુનર્લગ્ન માંહી. ધન્ય૦ ૫
રાંડી રાંડો રાજી થાશે, આશીશો ભણાશે,
દાખલો દેવાથી તારો સ્વર્ગવાસ થાશે. ધન્ય૦ ૬
શેઠીઆની છોકરી તેં કીધીછે શેઠાઈ,
કપોલ પોલ દાબવાને જુકતી તેં જણાવી. ધન્ય૦ ૭
વિવીધ દુઃખ વિધવાને, રડે બહુ નિરાશે,
રાંડી માંડી સર્વ થાશે, જેથી નહી ખમાશે. ધન્ય૦ ૮
ચુડી ચાંલ્લો ચોટલોને, વેશ નહી ઉતારે,
વાણીએણો ઉપકાર માને તારો ભારે. ધન્ય૦ ૯
માધવદાસે મોટું કામ હામથી કર્યુંછે,
તોયપણ તે તારા વડે માનીએ થયુંછે. ધન્ય૦ ૧૦
સુધારાના સાથી સૌનું નાક રાખ્યું ભાઈ,
માટે ઘોને માધવદાસને હર્ષની વધાઇ. ધન્ય૦ ૧૧
પાંડવોની પેરે એણે વીંધ્યો મચ્છ ભારી.
માધવદાસને . ધનકોર પોડવો પંચાળી. ધન્ય૦ ૧૨
માધવ કો' કે કૃષ્ણ કો' પણ નંદ સુત ભાઈ,
રૂકમાણી હર્ણ જેવું કીધું શી નવાઇ ! ધન્ય૦ ૧૩
ગોપાળદાસ ગુણવાન, વરજીવન વીવેકી,
ન્યાત શેઠ છુટ આપો, કરો સારી નેકી. ધન્ય૦ ૧૪
વીધવાને વાંઢા કેરાં દુખ દીલ જાણી,
ભાર રાખો ભાર ભાગ્યે જાશે છાની માંની. ધન્ય૦ ૧૫
ધંનવાન, પુત્રવાન, કીર્તીવાન થઇને,
અખંડ જોડું ઝાઝું જીવો, આ આશીશ લઇને. ધન્ય૦ ૧૬

આ કવિતા જે નવાઈભરેલા બનાવને માટે જોડી હતી તેને લીધે બહુ વંચાતી અને ગવાતી હતી. ઘણા દિવસો સુધી તે મોહોલે અને ચકલે, ઘરોમાં અને નિશાળોમાં છોકરાંઓમાં હોંસથી ગવાતી સંભળાઈ હતી. "મુંબઈ સમાચાર" મારે ઘર આવતું હતું માટે તે માંહેલી આ કવિતા અમોએ પણ વાંચી હતી, પણ તેનો રાગ ન આવડ્યાથી પડતી મૂકી હતી. હવે પુનર્લગ્નને બીજે દિને અમને મળવા ભેટવા અને મુબારકબાદી આપવા માટે જે જે મિત્રો આવ્યા તેઓમાંના એક મી૦ કેખશરૂ કાબરાજી હતા. તેવણે ઉપલી કવિતા ગાઈ બતાવી અન તેને ઢાળમાં કેમ ઉતારવી તે ધનકોરને શિખવીને તેની પાસે તે ગવડાવી. ધનકોરે પહેલાં તો શરમાઈ શરમાઈને તે ગાઈ, પણ પછી એવા તો સુસ્વરથી તે ગાઈ બતાવી કે તેથી ખુશી થઈ મી૦ કાબરાજીએ મને આવી સુઘડ, કેળવાયલી અને કોમળ સ્વરવાળી ધણિયાણી મળવા માટે અંતઃકરણથી મુબારકબાદી આપી. મી૦ કાબરાજી અમને સાંજે મળવા આવ્યા હતા, પણ તે પહેલાં સહવારે શેઠ સોરાબજી શાપુરજી બંગાળી મારે બંગલે તસ્દી લઈ મુબારકબાદી આપી ગયા હતા. શેઠ સોરાબજી શેઠ વરજીવનદાસના ભાગિયા થાય, અને તેથી તેવણની મુબારકબાદી અનેક રીતે આવકારદાયક અને હર્ષ ઉપજાવનારી હતી. તેઓએ ઈંગ્રેજી છાપામાં પુનર્લગ્નનું વર્ણન વાંચી પોતાને થયલો અત્યાનંદ ધનકોરની અને મારી આગળ દર્શાવી કહ્યું કે "હું શેઠ વરજીવનદાસને પણ આજે મુબારકબાદી આપનાર છું."

આ ઉપરથી મેં શેઠ સોરાબજીને ચેતવણી આપી કે "શેઠ વરજીવનદાસ તમારી મુબારકબાદી અંતઃકરણની ખુશી સાથ કબૂલ રાખે તે વિષે મને મોટો શક છે. મારાં અને પોતાની ભત્રીજીનાં આ શુભ કાર્યને માટે આનંદ પામવા અને ખુશી થવાને બદલે તેઓ રિશે ભરાયલા હોવાને લીધે કદાચ તેઓ તમારી ઉપર ગુસ્સે થશે."

મારો આ શક શેઠ સોરાબજીને અસંભવિત લાગ્યો, કેમકે તેમને એવું યાદ હતું કે શેઠ વરજીવનદાસ પોતાની ન્યાતના વહેમી રિવાજો અને ધારાઓ ઉપર તેઓની આગળ વારંવાર ધિક્કાર બતાવતા હતા અને પુનર્વિવાહ જેવાં ઉત્તમ કાર્યને ખરાં દિલથી સંમતિ આપતા હતા. સાંજે પાછા મળવા આવવાનું કહીને શેઠ સોરાબજી વિદાય થયા. પોતાની આફિસમાં ગયા પછી શેઠ વરજીવનદાસને

મળ્યા ત્યારે તેમણે અમારાં સુરાલોકપ્રિય કૃત્યને માટે પોતાની ખુશાલી બતાવવા અને મુબારકબાદી આપવાની તક લીધી કે "તમારાંજ કુટુંબમાં આ શુભ કાર્ય થયું છે એમ જાણી હું બહુજ ખુશી થયોછું." મી૦ સોરાબજી પોતાના ભાગિયા તરફથી પોતાના જેવીજ ખુશાલી દર્શાવનારા ઉત્તરની વકી રાખતા હતા, પણ તેને બદલે તેવણે જે દેખાવ જોયો તે ઉપરથી તેમની ખાતરી થઇ કે મેં જે શક બતાવ્યો હતો તે કેવળ ખરો હતો. મી૦ બંગાળીના સખુનો સાંભળીને શેઠ વરજીવનદાસ તો અત્યંત ક્રોધાયમાન થઇ ગયા અને આઠ દિવસ સુધી મી૦ સોરાબજી સાથે બોલ્યા નહી! ક્રોધમાં ફકત એટલોજ ઉત્તર દીધો કે "તમારે એ વાત અમારાં મોઢાં આગળ ફરીથી કદી કરવી નહી." શેઠ સોરાબજીને શી ખબર કે જે શેઠિયાએ તેવણની આગળ પુનર્લગ્ન માટે અનેકવાર ખુશી બતાવેલી અને પોતાની ન્યાતના અનેક કુચાલો માટે ધિક્કાર દેખાડેલો તેઓ પોતાનાંજ અતલગનાં ખેશીનાં—પોતાનાંજ ઘરની દિકરીનાં કહિયે તો ચાલે—લગ્નની વિરૂધ થશે અને પોતાને ઘેરથી એ નવો શુભ ચાલ શરૂ થયલો જોવાને નારાજી થશે? કાંઇ સર્વે માણસો બોલે તેમ કરતા નથી. આપણા "સુધારાવાળાઓ" પણ તેમ કરતા નથી, અને મી૦ સોરાબજી બંગાળીએ ઉપલા દાખલા ઉપરથી જોઇ લીધું કે અમારા હિંદુ શેઠિયાઓ પણ બોલે તે પ્રમાણે ચાલતા નથી. મતલબી વાત કરનારા દુનિયાને કદી સુધારી શકે નહી. સુધારો તો તેજ ધણીથી થાય કે જે બોલે તે બજાવે; કહી દેખાડે તેમ કરી પણ દેખાડે. પેલા કાજીજીની વાત છે તેમ "આપણ તો કહેનેકા કુછ કરનેકા નહી," એવી ગતમાં જેઓ રમતા હોય તેઓ કદાચ સ્વાર્થ સાધતા હશે, પણ પરમાર્થનું તો તેઓને ભાગ્યેજ ભાન હોયછે. "પગે માછલાં મારી મ્હોડે રામ પોકારે" તે એવાજ સ્વાર્થિ હોયછે.



## પ્રકરણ ૧૦.મું.

## સંકટોની શરૂઆત.

દુનિયામાં એકેકથી ઉલટાં જોડકાંઓ—પુનર્વિવાહ પછીનાં પરિણામોની ગણત્રી—કરસનદાસને મારવાનો પ્રપંચ—તેમની વિદાયગીરી—જુદાઈ માટેની દલગીરી—તેમની ધનકોરને ભેટ. સંકટોની શરૂઆત—નાણાં મૂકનારાઓનો ધુજારો—તેમના ભૂલ ભરેલા વિચારો—કોટમાં જઈ રહેવાનો મારો વિચાર—સર મંગળદાસ તરફનો જવાબ—માગનારાઓની પતાવટ. અમને જોવા માટે લોકોની જીજ્ઞાસા—પુનર્વિવાહ બાબે વર્તમાનપત્રોમાં છાપાછાપી—પુનર્વિવાહનાં ચોપાનિયાં અને પુસ્તકો—તેમનો બહોલો ખપ.

પુનર્લગ્ન તો થયાં, પણ તે પછી શું શું નિપજશે તેની મેં જે ગણત્રી રાખી હતી તે એક પછી એક ખરી પડતી ચાલી. હમેશાં રૂડાં કામ પાછળ ભુડું બોલાયછે; હમેશાં ભલાઈ પાછળ બુરાઈ ચાલતી આવેછે. દુનિયામાં બે એકેકથી ઉલટા ગુણદોષ ધરાવનારી વસ્તુઓ એક બીજા સાથ ભળેલી જણાયછે. પૂન્ય અને પાપ, નેકી અને બદી, અજવાળું અને અંધારૂં, સાચ અને જૂઠ, હસ્તી અને નિસ્તી, સારૂં અને માઠું; એમ એકની પુઠે બીજી ઉલટાજ ગુણદોષ વાળી વસ્તુ ઉતરતી આવેછે. તે વાત હું જાણું છું, અને તેથી મારાં છેલાં કૃત્યને હું ગમે એટલું ભલું ગણતો હતો તોપણ હું કેવા માણસોમાં વસતો હતો અને તેઓ કેવા બુદ્ધિસાગર હતા, તે હું જાણતો હતો, તેથી મારાં આ લગનને માટે મને ખમવું પડશે અને બીજાઓ મારાં એ કામને ભુડું ગણી મને હેરાન કરશે એમ મેં મનથી નિશ્ચય માની રાખેલું હતું. અને તે મારી ગણત્રી ધીમે ધીમે ખરી પડતી ચાલી. તે કેમ ખરી પડતી ગઈ તે હવે હું દર્શાઉં છું.

ચિંચપોગળીના બંગલામાં મેં જે કાબૂલી પઠાણોને રાખેલા હતા તેમની મારફતે વાલકેશ્વર ખાતેનાં સર મંગળદાસ નથુભાઈવાળાં મારાં મકાનમાંથી મારો જે સર સામાન હતો તે મેં મંગાવી લીધો. મારા હુકમ મુજબ મારા માણસો સર્વે સામાન સરંજામ ત્યાંથી ગાડાંમાં ભરીને મારે નવે બંગલે લઈ આવ્યા, જે વેળા તેઓ તરફથી મને ખબર મળી કે વાલકેશ્વરના રસ્તા ઉપર કેટલાએક લુચ્છા માણસો મી૦ કરસનદાસ મૂળજીને મારવા માટે ઉભેલાછે, માટે એ ગ્રહસ્થે વાલકેશ્વર પોતાને ઉતારે ચોકસીથી જવું. આ લુચ્છાઓને અલબત

ધનકોરના કોઈ સગા અથવા લાગતાવળગતાઓ તરફથી રોકવામાં આવેલા હોવા જોઈયે. અમારા શત્રુઓએ એમ માની લીધેલું જણાય છે કે પુનર્વિવાહનું જે શુભ કાર્ય બન્યુંછે તે કરસનદાસના આગ્રહ અને મહેનતથી થયુંછે, અને તેટલામાટે તેઓએ પોતાનો ખાર મારા એ આબરૂદાર મિત્ર ઉપર લેવા માટે ઉપલા મારાઓને ભાડે રાખ્યા. કરસનદાસ અને હું ઉપલી ખબર સાંભળીને મુગા રહ્યા, અને સાંજે શેઠ સોરાબજી બંગાળી પોતાની કબૂલાત મુજબ પાછા અમારી મુલાકાતે આવ્યા ત્યારે તેમની તથા શેઠ લખમીદાસ ખીમજીની આગળ કરસનદાસે ઉપલી ખબર કહી. આ ઉપરથી એવો ઠરાવ થયો કે કરસનદાસની જોડે આ બંને ગ્રહસ્થોએ પણ એકજ ગાડીમાં વાલકેશ્વર જવું, અને જોવું કે કોણ બદમાશો તેમના ઉપર હાથ ઉગામેછે. આ ઠરાવ મુજબ શેઠ લખમીદાસની બે ઘોડાની ગાડીમાં તેમની જોડે મી૦ બંગાળી અને મી૦ કરસનદાસ ઉપડી ગયા.

હવે પેલી તરફથી પેલા મારાઓએ આખો દિવસ સુધી કરસનદાસની વાટ જોઇ, પણ જ્યારે તે પોતાને ઉતારે જતા જણાયા નહી ત્યારે થાકીને પાછા ફરવા માંડયું. તેમને પાછા ફરતા ગાડીમાં બેઠેલા ત્રણડે ગ્રહસ્થોએ જોયા. મારાઓએ પણ કરસનદાસને જોયા, પણ તેઓમાંના કોઇએ એઓને આગળ જોયલા નહી તેથી તેઓએ તેમની દરકાર કીધી નહી અને પોતાનું બદમાશપણું દેખાડયું નહી. મી૦ કરસનદાસને એ રીતે તેમના બંને મિત્રોએ વાલકેશ્વર ખાતે સહી સલામત પુગાડયા. તેઓએ તે રાત શેઠ લખમીદાસના બંગલામાં ગુજારી, પણ બીજે દિને પોતાનો સર્વે સરસામન લઇ તેઓ મારી સાથે રહેવા ચિંચપોગળી આવ્યા. પણ તેમને લિંબડી જવાની બહુ તાકીદ હતી માટે તેઓ બીજેજ દિને અમને છોડી ગયા, જેથી અમે બહુ દલગીર થયાં. જતી વેળા તેઓએ ધનકોરને ઘણોએક દિલાસો દઈ હિમત આપીને કહ્યું કે "તમારી પાસે થોડાક દિવસ વધુ રહેવાની મારી તો ઘણી મરજી છે, પણ સરકારી નોકરી ઉપર તો મુદતસર હાજર થવું જોઈયે, માટે મારે હવે જવું જોઈયે. તમે બેફિકર રહેજો. આપણુ વચે ઘાડો સંબંધ થયલોછે માટે હું તમને વખતે વખત કાગળ પત્ર લખતો રહીશ, અને તમો પણ અહીં શું શું બનાવો બનેછે તે બાબે વિસ્તારીને દરરોજ પત્રો લખ્યા કરજો.—આજે તો હું જાઉંછું,

પણ પરમેશ્વર વળી એવોબી વખત નજીક આણશે કે જ્યારે આપણે સર્વે સાથે મળીને ભેગાં રહીશું."

આ શબ્દો જોકે થોડા છે તોપણ તે બોલતાં કરસનદાસની છાતી ભરાઇ આવી. છુટા પડતી વેળા તેમની આંખોમાંથી આંસુ ટપકતાં જણાયાં. ધનકોરને અને મને પણ એમજ થયું. એવા એક મિત્રથી છુટા પડતાં કોને નહી લાગે? કરસનદાસ જેવા માણસો થોડાજ થશે. તે બોલે તેમ કરે એવા હતા. મારા તે પરમસ્નેહી અને વળી સાચા મિત્ર હતા. પુનર્વિવાહનાં કામમાં તેમની મને મદદ અને હિમત બંને હતાં. તેમની સલાહ અને સંગત બંને કિમતી હતાં. તે અમારેથી છુટા પડતી વેળા ફરીને કોઇવાર સાથે ભેગાં રહેવાની ઉમેદ બાંધી ગયા હતા, પણ ઇશ્વરેચ્છા તેવી ન હતી. કરસનદાસને અમે આ વખત પછી ફરી જોવા પામ્યાં નહી. જતી વેળા તેઓ ધનકોરને રૂ૨૦૦ ની કિમતની સોનાની ચાર બાંગડીઓની ભેટ કરી ગયા હતા. તે વખતે તે હજી ઘડાઇ તૈયાર થઇ ન હતી. તેમની તે ભેટ આજસુધી ધનકોરે પોતાનાં સંસાર સુખની એક વ્હાલી અને પવિત્ર યાદગારી દાખલ જાળવી રાખેલીછે.

અમારાં પુનર્લગ્ન થયા આગમજ મારી પેઢી ઉપર હું કોઇ કોઇનાં નાણાં અનામત ("ડિપાઝિટ") રાખતો હતો. આ રકમ કાંઇ ઘણી મોટી ન હતી. સર્વે મળીને ફક્ત દશ બાર હજાર રૂપીયા જેટલીજ રકમ રાખતો હતો. હવે જ્યારે પુનર્લગ્ન થયાં, અને મુંબઇની મોટી ન્યાતના અને મહાજનના શેઠિયાઓની વિધવા ભત્રીજી સાથેજ એ લગ્ન થયાં હતાં એવી વાત શેહેરમાં ફેલાઇ, ત્યારે મારી પેઢી ઉપર નાણાં મૂકનારાઓ ગભરાટમાં પડયા. મારા હવે બુરા હાલ થવાના, કેમકે જે શેઠિયાઓની સામે મેં કંમર બાંધી હતી તેઓ પૈસે ટકે પૂર અને સરકાર દરબારમાં બહુ મોટા વગવાળા છે તો તેમની સામે હું કેવી રીતે ટકી શકવાનો છું, એવો આ નાણાં મૂકી જનારાઓ વિચાર કરવા લાગ્યા. વળી તેઓ અભિપ્રાય આપવા લાગ્યા કે અંતે મારો અને ધનકોરનો હાલ એવો ખરાબ થશે કે અમે રઝળી રવડીને કોણ જાણે કયાં અને કેવી રીતે મરી જઇશું તેનો પત્તોબી મળવાનો નથી; કેમકે તેઓની કને દાખલો હાજર હતો! "જુઓની, સ્માલ કાઝ કોર્ટના મોટા જડજ રા. બા. મોરૂબા કાનુબાએ પ્રભુ ગ્નાતમાં

પહેલવહેલો પુનર્વિવાહ કર્યો હતો તે અને તેની બાયડીના કેવા હાલ થયા! આ વિવાહ કરનારાં જોડાંનાં મુડદાં કુવામાંથી મળી આવ્યાં, એ શું બતાવેછે? પુનર્વિવાહ જે કોઇ કરે તેના એવા હાલ થાયછે, તો જોકે મૌરૂબા તો મોટો જડજ હતો. તો પછી માધવદાસની શી ગણત્રી?"

આવો ગાંડો વિચાર કરતા પેલા નાણાં મૂકનારાઓ મને ડુબેલો અથવા ડુબતો સમજી મારી પેઢીએથી પોતાની રકમો ઉપાડવા આવ્યા. આ વાતની ખબર મારી પેઢીના મેનેજરે મને મારે બંગલે આવીને રાત્રે કહી. મેં જોયું કે પેઢી કોટમાં અને હું વસું ચિંચપોગળી એ કાંઇ ધંધો ચલાવવાની આ સમયે સારી રીત નથી. એટલામાટે હવે મેં કોટમાંનાં મારાં અસલ મકાનમાં જઇ રહેવાનો વિચાર કીધો, પણ એ વિચાર મુજબનો મારાથી એકદમ ઠરાવ થઇ શકયો નહીં, કેમકે કોટમાંનું મારૂં મકાન સર મંગળદાસની માલેકીનું ઘર હતું. તે મારૂં રોજગાર કરવાનું મથક હતું, એટલુંજ નહીં પણ હું રહેતો હતો પણ ત્યાંજ. હવે સર મંગળદાસ ધનકોરના પિત્રાઇ કાકા થતા હતા, તથા વળી પુનર્વિવાહ નહી કરવાની તેમની મને સલાહ હતી. એટલા માટે મને અંદેશો પડયો કે હું પાછો તેમનાં મકાને રહેવા જઇશ તો તે વાત સર મંગળદાસને પસંદ આવશે કે નહીં? તેઓ મને ત્યાં રહેવા દેશે કે ખાલી કરાવશે? ખાલી કરાવેતો મને વસવાને માટે બીજાં બહુએ ઘર હતાં, પણ મારૂં ધંધા રોજગારનું મથકબી હું ખાલી કરૂં તો તેમાં મને બહુ નુકસાન જેવું હતું. ધંધાને માટે મચેલી આ જગા ખાલી કરૂંતો એવીજ બીજી અનુકૂલ જગા એકદમ મેળવવી મુશ્કેલ હતી. વળી એવા વખતમાં જો મારા ધંધાને કાંઇ નુકસાની પુગે તો મારી બુરી હાલત થવાનો સંભવ હતો.

આ ઉપરથી મૈં સર મંગળદાસનો શો વિચાર છે તે પ્રથમ જાણવાનો ઠરાવ કરી શેઠ લખમીદાસ ખીમજીને તેઓની પાસે મોકળ્યા. મારી તરફનું કહેણ એવી મતલબનું હતું કે "કોટમાંનાં મારાં અસલ મકાનમાં જયાં હું રહેતો હતો ત્યાં પાછો જાઉંતો તમોને કાંઇ હરકત છે?" સર મંગળદાસે આના ઉત્તરમાં નવાઇ જેવો જવાબ આપ્યો. તેઓએ શેઠ લખમીદાસને કહ્યું કે "માધવદાસે હાલમાં તે મકાનમાં જઇ રહેવું નહીં, કેમકે જોકે હું તેનાં પુનર્લગ્નનાં કામમાં કોઇ પણ રીતે સામિલ નથી તોપણ વરજીવનદાસના કુટુંબવાળાઓ

જેઓ મારા દુશ્મનો છે તેઓ અમારી ન્યાતનાં લોકોને ઉસકેરીને મને ગળે પડાવવાની અને બદલામ કરવાની તજવીજ કરેછે. મેંતો માધવદાસને પુનર્વિવાહની જાહેર ખબર છાપતાં પણ અટકાવ્યા હતા તે છતાં તેનાં એ કામમાં હું અંદરખાનેથી મદદ આપતો હોઉં એવી રીતે ન્યાતિલાઓને ભમાવવામાં આવેછે અને મને હલકો પાડવાના પ્રપંચો ચાલેછે, તેમાં જો હું માધવદાસને હાલમાંજ પાછા તેનાં અસલ મકાનમાં જઇ રહેવા દઉં તો મારા શત્રુઓ મારી સામે ચાહે તેવી ખોટી વાતોને જન્મ આપી મને વગોવે. તેમની જોકે હું દરકાર કરતો નથી અને તેમને જવાબ દેવાને પુરતો સામર્થવાન છું, તોપણ મારી એવી ઇચ્છા છે કે માધવદાસે હાલમાં મારાં મકાનવાળી જગામાં રહેવા જવું નહી."

શેઠ લખમીદાસે કેટલીક નાખુશી અને આનાકાની સાથ સર મંગળદાસનો આ સખુન માન્ય કીધો, પણ કહ્યું કે "માધવદાસ રહેવા તો નહી જશે, પણ તેની દુકાન તેજ મકાનમાં છે તે તમારે ખાલી કરાવવી નહીં." આ વાત સર મંગળદાસે કબૂલ રાખી અને વચન આપ્યું, તથા વળી કબૂલાત આપી કે "પુનર્વિવાહની હાલની ગરમાગરમ તકરાર થોડી મુદતમાં થંડી પડી ગયા પછી માધવદાસને તેનાં મકાનમાં રહેવા જવાની પણ હું રજા આપીશ." આ સઘળી વાતો શેઠ લખમીદાસે આવીને મને કહી, જે ઉપરથી મેં શેઠ લખમીદાસ આગળ સર મંગળદાસનો ઉપકાર માની કહ્યું કે "મને રહેવાની રજા નહી આપી તેની કાંઇ ફિકર નહીં, પણ દુકાન જયાંની ત્યાં રહેવા દીધી તેથી હું એ શેઠનો બહુ આભારી છું."

દુકાનનું આ રીતે નકી થયું કે બીજે દિને હું ત્યાં જઇ બેઠો. તે આગમજ મારા બંગલામાં મારી ધણિયાણીનાં રક્ષણને માટે થોડાક કાબૂલી પઠાણોને હું રાખી આર્વ્યો હતો, તથા તે માંહેલા એકને ગાડીમાં મારી જોડે દુકાને લાવ્યો હતો. આ સમયે મારી કને જે સર્વે પુંજી હતી તે માલમાં રોકાયલી હતી. આ માલ કાંઇ એકદમ વેચી નાખવાને બની શકે એમ ન હતું. હવે જોકે મારી પેઢી ઉપર હું દશ બાર હજાર રૂપીયા કરતાં વધારે રકમ રાખતો ન હતો, તોપણ એટલી રકમબી અધિરા પડેલા નાણાં મૂકનારાઓને એકદમ ચૂકવી આપવી જોઇયે, માટે મેં મારા મિત્ર મી૦ કરસનદાસ મૂળજી કનેથી

રૂ૪૦૦૦ ની રકમ ઉછીની લઈ રાખી હતી તે તથા બાકીની રકમ લાગતાવળગતાઓ કનેથી ભેગી કરીને જે લોકો પોતાનું માંગતું નાણું લેવા આવ્યા તેઓને હું આપતો ગયો. આથી તેઓને આસ્તે આસ્તે ધીરજ આવવા લાગી અને માંગનારાઓનો તગાડો કરાવનારા મારા વિરૂધ પક્ષીઓ પોતાની નેમમાં નિષ્ફળ થયા. મારો નાશ કરવાની મારા શત્રુઓની આ પહેલવહેલી તજવીજ હતી, પણ આ તકે ઇશ્વરનો હું મોટો આભાર માનું છું કે આજ સુધી મારો ધંધો રોજગાર હું સારી રીતે અને પ્રમાણિકપણે ચલાવતો આવ્યો છું. મારી નાદાર હાલત બાબે ન્યાતિલાઓમાં મારા દુશ્મનો ગમેએટલું ભાંડયા, પણ અંતે सत्य मेव जयते.

હવે અમે ચિંચપોગળીવાળો બંગલો ખાલી કરી કોટમાં આવી રહ્યાં. મી૦ મૂળજી ઠાકરસીનાં ઘરમાં એક આખો મજલો ભાડે રાખી ધનકોર અને હું ત્યાં આનંદથી વસવા લાગ્યાં. મુંબઇમાં ગુજરાતી હિંદુઓમાં પહેલવહેલા પુનર્વિવાહ કરનાર અમેજ હતાં માટે અમોને જોવાની કેટલાક લોકોની જીજ્ઞાસા બહુજ તલપી રહેલી હતી. પુનર્વિવાહ સહેલથી થઇ શકે છે એવું તેમના ખ્યાલમાં પણ ન હતું, અને જે કામ કદી કોઇથી ન બની શકે તે જયારે અમે બનાવ્યું છે ત્યારે અમે બે જણ તે કેવાંક હોઇશું અને અમારી છાતી તે શાની ઘડેલી હશે, એમ વિચાર કરીને લોકો અમને જોવા આવતા. અમે ફરવા જવાનાં હોઇયે તે વેળા અમારી ગાડી બહાર ઉભી રહેલી જોઇને લોકો ટોળે મળે અને ગાડીની આસપાસ ભિડ કરી ઉભા રહે. પોલિસના માણસો આ ટોળું વિખેરી નાખવા કરે અને કોઇવાર ડંડુકાંનો માર પણ મારે તોબી લોક એક જગા છોડી બીજી જગા ઉપર જઇ ઉભા રહે, પણ ત્યાંથી ખસે નહીં. તેઓની મતલબ નિચ હોય એમ માનવાનો અમને કશો સબબ હતો નહીં. અમો ગાડીમાં બેઠા પછી તે ચાલવા માંડે એટલે લોકો કાંઇબી ગડબડ કર્યા વગર ત્યાંથી વિખરાઇ જાય. તેમની મતલબ માત્ર અમને જોવાનીજ હતી, અને પોતાની એ જીજ્ઞાસા તૃપ્ત થતી કે તેઓ ગુપચુપ ચાલવા માંડતા હતા. આમ એક મહિના કરતાં વધારે મુદ્દત સુધી ચાલુ રહ્યું, પણ તે પછી લોકની જીજ્ઞાસા મરી ગઇ અને અમો તેમનાં મનથી એકવાર જે નવાઇ ધરાવતાં હતાં તે હવે ગઇ કે તેઓ અમને પોતાનાં જેવાંજ માનવા અને ગણવા લાગ્યા.

એજ મુજબ તેઓ પુનર્વિવાહને પણ સાધારણ સંસારી બનાવ દાખલ ગણીને વર્ત્તે તો કેવું સારૂં !

પુનર્વિવાહ પછી થોડીક મુદત સુધી દરરોજ વર્ત્તમાન પત્રો ઉપર જબરી તુટાતુટ પડયા કીધી હતી. દરરોજ કાંઇને કાંઇ નવી નવી કવિતાઓ જોડીને લખનારાઓ છાપાઓમાં મોકલતા, અને "રાસ્ત ગોફતાર", "મુંબઇ સમાચાર", "આર્ય મિત્ર" વગેરે પત્રોમાં કાંઇને કાંઇ કવિતાઓ પ્રગટ થતી અને તે હોંસેહોંસે વંચાતી તથા ગવાતી હતી. વળી અમારા પુનર્વિવાહના સંબંધમાં નવા નવા વિચારો પણ અવારનવાર છપાતા રહ્યા હતા, અને એ સર્વે કારણોને લીધે તે વખતે ગુજરાતી પત્રો અને અગત્ય કરીને સુધારા પક્ષનાં પત્રો બહુ ઉલટ અને ધ્યાનથી વંચાતાં હતાં. કેટલાક સખી ગ્રહસ્થો તો વર્ત્તમાનપત્રોમાં આવેલી કવિતાઓનાં હેંડબિલો હજારોની સંખ્યામાં પોતાને ખર્ચે છપાવી ગામમાં મુફત વહેંચતા હતા. આથી રસ્તે સેરીએ અને મોહોલાઓ તેમજ ગલીઓમાં મોટાં તેમજ બાળકોનાં મુખમાં "ધન્ય ધન્ય ધનકોર, સારી ચાલ પાડી" જેવા હર્ષ ભરેલા શબ્દો ગાજી રહેલા હતા. વળી એક છાપખાના-વાળાએ તો સઘળાં પત્રોમાં આવેલી તમામ કવિતાઓનો સંગ્રહ કરી એક ચોપાનિયું પ્રગટ કીધું હતું, અને એકેક આને વેચવાથી તેની હજારો નકલ ખપી ગઇ હતી. કેટલાકો તો આ ચોપાનિયાંની રકમ-બંધ નકલો ખરીદ કરી દેશાવરો ખાતે પોતાના સગાં સ્નેહીઓ અને દોસ્ત આશ્નાવો ઉપર મોકળાવી દેતા હતા. એજ રીતે એક બૂકડિપો-વાળા પારસી ગ્રહસ્થે ઉપલી કવિતાઓમાં થોડીએકનો પોતાની તરફથી નવો વધારો કરીને તેનું પુઠાં સાથનું કંઇક દળદાર પુસ્તક બનાવી ચાર ચાર આને વેચ્યું હતું. આ રીતે પુનર્વિવાહની પહેલી નવાઇને ટાંકણે નિકળતાં ચોપડી ચોપાનિયાં જથાબંધ નિકળી એક સપાટામાં ખપી ગયાં હતાં, અને તેથી તે પ્રગટ કરનારાઓને સારી કમાણી થઇ હતી. પણ આજે તે માંહેલી એક પણ પ્રત સારી કિમત આપવા છતાં મળી શકતી નથી. આપણી કોમમાં આ રીતે ઉલટ જોઇને હું ઘણો ખુશી થયો, કેમકે એથી ફાયદોજ થશે એવી મને ઉમેદ હતી.

## પ્રકરણ ૧૧ મું.

## ન્યાત બહાર!

કાકાઓનો ગભરાટ—શિક્ષા કરવાની તજવીજ—એક લખ્યત—તે ઉપર બેરિસ્ટરનું મત—ન્યાત બહાર મુકવાની સલાહ—ન્યાતિલાઓની સભા—અમારી વિરૂધ્ધ થયલી ગેરઇનસાફી ભરેલી હિલચાલ—ન્યાત બહાર સંબંધી લખ્યત—તે ઉપર ન્યાતિલાઓની સહી—સર મંગળદાસની સહીની ગેરહાજરી—તેના સબબો. સર મંગળદાસની એક સલાહ—મારી સામેની ખાનગી હિલચાલ બાબે તેઓ તરફની બાતમી—આબરૂની ફરિયાદી માંડવા બાબે મસલત—સર મંગળદાસની મતલબ.

જે સાંજે અમારાં પુનર્લગ્ન થયાં તેજ રાત્રે બાર વાગે ધનકોરના કાકાઓને તે વિષે ખબર થઇ હતી તે હું ઉપર કહી ગયોછું. હવે આ ખબર પડી તે વેળા તેઓએ એવો વિચાર કીધો હતો કે સહવારે કોઇબી તજવીજથી જો ધનકોર પાછી હાથ આવશે તો મેળવીશું અને તેને લઇ જનારને ઘટતી સજા કરીશું. પણ બીજે દિને જયારે તેઓએ વર્તમાન પત્રોમાં પોતાની ભત્રીજીનાં પુનર્લગ્નની હકીકત વાંચી ત્યારે તેઓ પાછા પડયા. તેઓની ખાતરી થઇ કે હવે આમાંથી કાંઇ આપણું વળે એમ નથી. પોલિસની તકેદારી તળે અને એક વગવાળાં આબરૂદાર મંડળ હજુર ધનકોર લગ્નના પવિત્ર ગાંઠથી બંધાઇ ચુકીછે, કેજે મંડળમાંના બે તો હિંદુ મેજીસ્ટ્રેટો હતા, માટે હવે આપણે જે કાંઇ કરવા જઇશું તેમાં ફાવીશું નહી એમ સમજીને સર્વે થંડા થઇ ચૂપ બેઠા.

તોપણ તેઓ મને શિક્ષા કરવાને અશકત હતા શું? ધનકોર તો હાથથી ગઇ, તે હવે પાછી ફરે એમ તો હતુંજ નહી, તેણે સુખમાં જઇ ન્યાતને દુઃખી કીધી તો ખરી, પણ તે માટે હવે કરવું કેમ? એવા શા ઉપાય લેવા કે જેથી જેમ તેણીને તેમજ તેના પતિને સજા થાય, અને તેમની પેઠે બીજાંઓ આવું પાપી કામ કરતાં અટકે? ધનકોરના કાકાઓ શેઠો ગોપાળદાસ, વરજીવનદાસ અને નરોતમદાસ, તથા શેઠ પરશોતમદાસ મોહનદાસ, એ સર્વેએ ભેગા મળી ઉપલી બાબતમાં ખુબ વિચાર કર્યો અને પછી તેઓ એક અમુક ઠરાવ ઉપર આવ્યા. તે ઠરાવ એ હતો કે મને અને મારી ધણિયાણીને ન્યાતબહાર કાઢવાં. "પણ તેમ કરતાં રખેને કાંઇ કાયદાના સપાટામાં આવી જઇયે,"

એવો તેમને ડર પેઠો. એટલામાટે જે કાંઇ કરવું તે સંભાળથી કરવું એમ વિચારીને તેઓએ એક લખત તૈયાર કર્યું. પ્રભુ જ્ઞાતમાં રા. બા. મોરૂભા કાનુભાએ થોડા વખત ઉપર એક વિધવા સાથ પુનર્લગ્ન કર્યાં હતાં તે માટે ન્યાતે તેમને ન્યાતબહાર કહાડયાં હતાં અને તે વિષેનો એક દસ્તાવેજ કર્યો હતો. આ દસ્તાવેજની ઉપલા શેઠિયાઓએ નકલ મેળવીને તે ઉપરથી મને ન્યાતબહાર મૂકવાના સંબંધમાં તેઓએ એક નવું લખત તૈયાર કરી તે ઉપર અત્રેની હાઇ કોર્ટના એક બેરિસ્ટરનું મત મંગાવ્યું અને તે તેણે તેઓની તરફેણમાં આપ્યું.

આથી રાજી થઇને આ શેઠિયાઓએ ન્યાતની એક સભા શેઠ ગોપાળદાસ માધવદાસના કાંદાવાડીમાં આવેલા બંગલામાં બોલાવી. ન્યાતની આ સભાની દેખઇતી મતલબ અમે પુનર્લગ્ન કર્યુંછે તે ખોટું કર્યુંછે એવો અમારી ઉપર વાંક મૂકી તપાસ કરી અમને શિક્ષા ફરમાવવાની હતી. પણ તપાસ વેળા પ્રતિવાદીઓને બોલાવી તેમનો બચાવ સાંભળી લેવાની દરેક અપક્ષપાત ન્યાયાધિશની સર્વેથી પહેલી ફરજ હોયછે, તેમ ન્યાતે કે તેના શેઠિયાઓએ અમારા સંબંધમાં કીધું નહીં. અમારે શું જવાબ આપવો હતો તે કહી સંભળાવવાની અમને તક આપી નહીં. અમને સભામાં હાજર થવાની મના કરી હતી; અમને બિલકુલ ખબર આપ્યા વગર અમારી ગેરહાજરીમાં તે લોકે ન્યાતની સભા બોલાવી હતી; અને આ સભા વિષે ખબર પડવાથી અમોને બોલાવેલાં નહીં હોવા છતાંબી અગરજો અમે સભામાં બચાવ કરવાને હાજર થવાની તજવીજ કરીયે તો અમોને અટકાવવા માટે દરવાજા ઉપર પરદેશી ભૈયા સિપાઇઓની એક સારી સંખ્યા ઉભી રાખી હતી.

એક તપાસને દરમ્યાન જે ધણી ઉપરના વાંક માટે તપાસ ચલાવવી હોય તે ધણીને પોતાનો બચાવ કરવા બોલાવવો નહી. તપાસ બાબે તેને કશી જાણ કરવી નહી, એટલુંજ નહીં પણ અગરજો તે તપાસવેળા હાજર થાય તો તેને ધકા મારીને બહાર કહાડવાનો માણસોને હુકમ આપવો—એ શું અદલ ન્યાય ગણાય ? પણ આ ન્યાય કરનારા કેટલા અન્યાયી હતા તે તો તેઓએ અંધારાંમા અમને કરેલા ઘા ઉપરથી જણાયછે. સભામાં નિચે ટાંકેલાં એક લખત મુજબ ઠરાવ કરી શેઠો ગોપાળદાસ અને વરજીવનદાસે પોતાની ભત્રીજી ધનકોરને અને મને ન્યાતબહાર મૂકયાં, કાંએકે અમે પુનર્લગ્ન કર્યાં હતાં !

તેઓએ આ લખત ઉપર વળી ત્યાં હાજર થયલા ન્યાતિલાઓની સહીઓ કરાવી લીધી હતી. તેમનાં કરેલાં આ ગેરઇનસાફી ભરેલાં કામની ખબર અમને બીજેજ દિવસે પડી. એ રીતે આ શેઠિયાઓએ લખત તો કીધું ખરૂં, પણ તે તેઓએ આજની ઘડીસુધી છુપાવી શા માટે રાખ્યું હશે ? એ લખત કેવી પ્રકારનું છે અને તેમાં શું લખેલું છે તેની મને અત્યારસુધી ખબર પહેલી ન હતી. એક મિત્રની મારફતે આજ બે વર્ષ ઉપર તે લખત મારી જાણમાં આવ્યું, અને તેથીજ હું તે નિચે ઉતારી લેવાને શક્તિવાન થયોછું. બાકી તે વર્ષો સુધી છુપું રાખ્યું હતું તેમજ છુપું રહેત અને મારી જાણમાં કે પ્રજાની જાણમાં આવવા પામત નહી. તે નમુનાદાર કિમતી (!) દસ્તાવેજ આ રહ્યો——

સંવત ૧૯૨૭ના વૈસાખ વદ ૧૦ ને વાર રવેઉ તા૦ ૧૪ મી મે સને ૧૮૭૧ ને દીને શેઠ ગોપાળદાસ માધવદાસની વાડી મધ્યે કપોળની ન્યાત મલી હતી. કારણ એ જે શા૦ માધવદાસ રૂગનાથદાસ નામના કપોળ વાણીયાએ એજ નાતની બાઇ ધંનકોરબાઇ તે મરનાર શેઠ ગીરધરદાસ મોહનદાસની દીકરી તથા મરનાર શા૦ લખમીદાસ ધરમસીની વિધવા સાથે સંવત ૧૯૨૭ ના વૈસાખ સુદ ૧૩ ને વાર ભોમે તા૦ ૨ જી મે સને ૧૮૭૧ ને દીને પુનર વિવાહા કીધાછે તે બાબત વિચાર કરવા સારૂં ન્યાત મલી હતી. તે વખતે નાતે નિચે લખેલા સઘળા ઠેરાવ કરીને એકમતથી કબુલ મંનજુર રાખ્યાછે.

૧ કલમ પેહેલી એ જે પુનર વિવાહા કરવાની રીત આપણી નાતમાં નથી અને તે કામ આપણી નાતની વંસપરમપરાથી ચાલતી આવેલી રીતથી અને જે ધર્મ શાસ્ત્ર આપણે આકીનથી માનીએ છિએ, તેથી વીરૂધ છે. તેથી, મજકુર માધવદાસ રૂગનાથદાસ જેને મજકુર ધંનકોરબાઇ સાથે પુનરવિવાહા કીધોછે તે મજકુર માધવદાસ રૂગનાથદાસ તથા બાઇ ધંનકોરબાઈ સાથે ખાવા પીવાનો તથા શરીર સંબધ એટલે દીકરા દીકરી લેવા દેવાનો વેહવારથી નાલાયક થાયછે. માટે તેઓની સાથે કોઇ પણ રીતનો ખાધા પીવાનો અથવા શરીર સંબંધી એટલે દીકરા દીકરી લેવા દેવાનો વેહેવાર કોઇ પણ આપણા નાતીલાએ કરવો નહી.

૨ બીજું એ જે કોઇ પણ કપોળ ન્યાતવાળો ઉપર લખેલા પુનરવિવાહા કરનાર માધવદાસ રૂગનાથદાસ તથા બાઇ ધંનકોર સાથે ખાવા પીવાનો તથા શરીર સંબંધી એટલે દીકરા દીકરી લેવા દેવાનો સંબધ કરસે

તે આપણાં નાતીલાની સાથના સંબંધથી ઉપર લખ્યા પ્રમાણે એક સરખી રીતે નાલાયક થસે. અને તેમની સાથે વેહેવાર રાખવામાં આવસે નહી.

૩ ત્રીજું એ જે ઉપર લખેલા પુનરવિવાહ કરનાર માધવદાસ રૂગનાથ-દાસ તથા ધંનકોરબાઇનાં કામમાં મદત તથા સામેલગીરી કરનાર આપણી ન્યાતનો કોઇ પણ સખસ અથવા સખસો કોઇબી હતા એવું સાબેત થએથી તેઓની શાથે પણ ઉપર લખ્યા પ્રમાણે એકસરખી રીતે આપણી નાતે વેહેવાર કરવો નહીં.

૪ ચોથું એ જે ઉપર લખેલા ઠેરાવ આજ દીને સર્વે કપોલ ન્યાત મલીને ઠેરાવ કર્યો છે. તે સર્વેને કબુલ મંજુર છે.

ઉપર ઉતારી લીધેલાં લખતની જે નકલ મને મળીછે તેમાં નિચે શેઠ વરજીવનદાસ માધવદાસની તરફથી તેના દિકરા શેઠ ત્રીભોવનદાસે સહી કરીછે, અને તેની પુઠે બીજા ન્યાતિલાઓની સહીઓ છે. કેટલાક સભાજનો સહી કર્યા વગરબી ચાલી ગયા હતા, તોપણ પાછલથી બીજા બાકી રહી ગયલા ન્યાતિલાઓની સહી કરાવવાનું કામ ચાલુ રહેલું હતું. લખત ઉપર સર મંગળદાસ નથુભાઇએ સહી કરી ન હતી, પણ ઉપલી પાછલી હિલચાલ ઉપરથી એ શેઠને ધાસ્તી લાગેલી હોવી જોઇયે કે જો બધા ન્યાતિલાઓની સહીઓ થઇ જશે તો મારે પણ છેવટે તેમ કર્યા વિના છુટકો નથી. મારી જાણ મુજબ સર મંગળદાસ આ સહી કરવાને અંતઃકરણથી રાજી ન હતા, કારણ કે એકતો તેઓ સુધારાવાળામાં ખપતા હતા, અને બીજું તો એ વેળા તેઓ નામદાર ગવરનરની ધારા બાંધનારી સભાના ઑનરેબલ મેંબર હતા. એટલામાટે પોતાની સામે અગત્ય કરીને ઇંગ્રેજી છાપામાં કાંઇ ટિકા થાય તેથી તેઓ ડરતા હતા. સહી નહીં કરવાનાં આ કારણોમાં એક બીજું વજનદાર કારણ એ હતું કે જે હિલચાલ શેઠ ગોપાળદાસનાં વડાપણાં હેઠલ ચાલુ થઇ તેમાં પોતે સામિલ રહીને તૈયાર કીધેલાં લખત ઉપર સહી આપે તો એમ પણ ગણાય કે સર મંગળદાસે શેઠ ગોપાળદાસની ન્યાતની શેઠાઇ કબૂલ રાખી. એ રીતે ત્યારે જાતજાતનાં કારણોથી આ હિંદુ નાઇટ મને અને મારી ધણિયાણીને ગેરકાયદે અને અન્યાયી રીતે ન્યાતબહાર મૂકવાનાં કંગાળ લખતરૂપી ચિથડાં ઉપર બિલાડું ખેંચી આપવાને નાખુશ હતા,

ગમે તેમ હોય, પણ સર મંગળદાસે આ લખત ઉપર પોતાની સહી આપી નહીં. એક હાથ ઉપર સહી નહીં કરવાનાં ઉપર દર્શાવેલાં જાતજાતનાં કારણોને લીધે પોતે સુધારા પક્ષમાં સામિલ રહેવાને રાજી થયા, ત્યારે બીજા હાથ ઉપર સહી નહીં કરનાર આગેવાન કપોળ એકલા પોતેજ રહી ગયલાછે એમ જોઇને તેમને વસમું લાગ્યું. તેઓએ પોતાને ચોકસ ગુચવણમાં આવી પડેલા દિઠા. આ તરફ ફરવું કે પેલી તરફ ઢળવું તેના ગુંચવાડામાં તેઓ આવી પડયા. તેઓ ચપળ બુદ્ધિના માણસ હતા. તેઓએ પોતાની આ ગુચવણ મટાડવા અને પોતે એક પણ પક્ષને નારાજી નહી કરતાં સલામત છટકી જવા માટે એક બારી શોધી કહાડી. મારા સ્નેહી શેઠ લખમીદાસ ખીમજીને તથા ડાકટર બેહરામજી નવરોજજીને પોતાની પાસે બોલાવી સર મંગળદાસે મારા સંબંધમાં બનેલા બનાવો બાબે વાતચિત કરીને પછી એક એવી સલાહ આપી, કેજે ઘણી અગત્યની જણાઇ.

"અગરજો આ ન્યાતબહાર કહાડવાની અને લખત ઉપર સહીઓ લેવાની બાબતમાં માધવદાસ મુગા બેસી રહેશે," સર મંગળદાસે પોતાની વાત આગળ ચલાવી, "અને જે બનેછે તે ગુપચુપ જોયા કરશે પણ કાંઇ ઇલાજ નહી લેશે, તો ગોપાળદાસ અને વરજીવનદાસ-વાળાઓ આગળ જતાં એમને બહુ હેરાન કરશે. તેઓ માધવદાસને દુઃખ દેવાને કે તેમનાં કામમાં હરકતો નાખવાને કશું બાકી રાખશે નહીં. માટે મારી તો સલાહ એવી છે કે માધવદાસે તેઓના ઉપર 'ડીફેમેશન'ની ફરિયાદી માંડવી જોઇયે અને આબરૂનો જવાબ લેવો જોઇયે."

આ સલાહ તે સાંભળનારા ઉપલા ગ્રહસ્થોને કાંઇએક ચોંકાવનારી હતી; પણ સર મંગળદાસે તેમની વધારે ખાતરી કરવા માટે પોતાનું સંભાષણ આગળ ચલાવ્યું. તેઓ બોલ્યા કે—

"ગોપાળદાસે અને વરજીવનદાસે જાહેરમાં તો લખતમાં છે એટલીજ શરતો કરેલીછે, પણ ન્યાતિલાઓમાં માંહોમાંહે ખાનગી રીતે માધવદાસને અનેક રીતે નુકસાન પહોંચે એવી છુપી મસલતો કરેલીછે. તેઓએ ઠરાવ્યુંછે કે કોઇ પણ ન્યાતિલાએ માધવદાસને ઘેર જવું નહીં, તેની કે તેની ધણિયાણીની સાથે બોલવું નહીં, તેઓને અડકવું પણ નહીં, અને એમનાં કુટુંબમાં કાંઇ મૃત્યુ થાય તો ત્યાં

પણ કોઈએ જવું નહીં, અને એ બે માણસો જાણે મરીજ ગયાંછે એમ સમજી સઘળાએ એનું સુતકસ્નાન પણ કરી નાખવું. આ અને એવીજ બીજી ઘણીએક મસલતો માધવદાસને સતાવવા માટે થયલીછે, માટે," સર મંગળદાસે હવે તાકીદ બતાવી કે, "જલદીથી એને માટે કાંઈ ઉપાય લેવા જોઈયે, અને જો માધવદાસ કંમર બાંધશે અને ફરિયાદી ઠોકશે તો હું પણ અંદરખાનેથી મારેથી બનશે તેવી રીતે એ કામમાં મદદ આપીશ."

સર મંગળદાસની કહેલી આ સઘળી વાતો શેઠ લખમીદાસને ઘણી અગત્યની જણાઈ, અને તેથી તેઓ મી૦ ભાઈશંકર નાનાભાઈ (સોલિસિટર) ને લઈને મારી પાસે આવ્યા અને સઘળી બિના માંડીને કહી. ડા૦ બેહરામજીએ પણ આવીને એજ વર્ત્તમાન કહ્યા અને સૂચવ્યું કે જલદીથી કાંઈ ઉપાય લેવા જોઈયે. મી૦ ભાઈશંકરે સલાહ આપી કે "એટેચમેંટ કહાડીને પેલું લખત જપ્ત કરવું જોઈયે."

હવે આ સઘળું મેં બહુ આતુરતા અને ધ્યાનથી સાંભળ્યું. અત્યાર સુધી મારી સામે ચાલેલી હિલચાલો બાબે મેં કશું મનપર લીધું ન હતું. મારા શત્રુઓ જયાંસુધી મને શરીર સંબંધી, ધંધા સંબંધી કે મારી ઇજત સંબંધી મને નુકસાન કરે નહીં યા તેમ કરવાની તજવીજ કરતા પકડાય નહીં ત્યાંસુધી તેઓ સામે કાંઈ પણ કરવું મને યોગ્ય કે ડહાપણ ભરેલું લાગ્યું ન હતું. એટલામાટે જયારે ઉપલા ગ્રહસ્થોએ સર મંગળદાસને નામે તેમજ પોતાની તરફથી મારૂં ભલું ઇચ્છીને મને આગળ પગલાં ભરવાનો આગ્રહ કર્યો ત્યારે મેં તેમને મારો અંદેશો આ પ્રમાણે કહી સંભળાવ્યો——

"તમે કહોછો એ સઘળું તો વ્યાજબી છે, પણ જો આપણે ફરિયાદી માંડિયે તો આપણને સઘળું સાબિત કરવું જોઈયે. હવે તે સાબિત કરવા માટે સાક્ષીઓ જોઈયે તે આપણ કયાંથી લાવિયે? જે ન્યાતિલાઓને ન્યાતમાં રહેવુંછે તે કાંઈ શેઠિયાઓની સામે સાક્ષી આપવા આવવાના છે? જેને ન્યાતબહાર થવું હોય તેજ આપણા તરફથી સાહેદી પુરે, અને તેવી શિક્ષા હાથે કરીને કોણ લેવાને રાજી થાય?"

મારી આ તકરાર સાંભળીને શેઠ લખમીદાસે કહ્યું કે "સર્વે સાક્ષીઓ સર મંગળદાસ મેળવી આપશે."

આ ઉપરથી મેં શેઠ લખમીદાસ તરફ ફરીને કહ્યું કે "સર મંગળદાસ કહેછે તે સઘળી વાત મને ખરી લાગતી નથી. એમની મદદ ઉપર પણ મને ઇતબાર બેસતો નથી. તોપણ જ્યારે તમો ખાતરી આપોછો કે સાક્ષીઓ ભેગા કરવાનું સર મંગળદાસ બજાવી આપશે ત્યારે તેમની સલાહ માન્ય કરવાને હું તૈયાર છું."

શેઠ લખમીદાસ રાજી થઇ વિદાય થયા, અને મારા શત્રુઓને ફટકો લગાવવાની મને તક મળીછે એમ સમજી મને ખુશી ઉપજી. સર મંગળદાસ મારી મદદમાં રહે અને તેમના ઉપર ભરોસો રાખીને હું ફરિયાદી માંડું તો હરકત નથી, એમ સમજીને મેં મારી આબરૂની જાળવણીને માટેના ઘટિત ઇલાજો લેવાની જરૂર જોઇ. સર મંગળદાસે કહેવાડયું તે સઘળું મેં ખરૂં માન્યું. પણ તે સઘળું કાંઇ ખરૂં ન હતું. એ તો પોતાની ચોકસ મતલબ પાર પાડવા માટેનું છટકું હતું. એ તો પેલાં લખત ઉપર પોતે સહી નહીં આપતાં સટકી જવાની એક બારી હતી. સર મંગળદાસ પોતાની આ નેમમાં ફાવ્યા.

તેઓ કેમ ફાવ્યા તે હવે આપણ જોઇયે.



## પ્રકરણ ૧૨ મું.

## આબરૂની ફરિયાદી.

સર મંગળદાસ ફાવ્યા—મારા હરીફો ઉપર આબરૂની ફરિયાદીનો મુકદમો—ચિથડિયાં લખતનું પાછું ખેંચી લેવાવું—શેઠ ગોપાળદાસનો ગભરાટ—મી૦ સોરાબજી બંગાળી મારી મુલાકાતે—સર મંગળદાસની મજબૂતી બાબે શંકા—મી૦ એન્સ્ટીનું ભાષણ—સર મંગળદાસ ફસ્કી પડેછે—મુકદમો પાછો ખેંચી લેવાની ફરજ—તેથી થયલો એક જાણવાજોગ લાભ—શેઠ ગોપાળદાસની ત્યારપછીની વર્ત્તણુક—તેમના માટે મારૂં ઉંચું મત. સર મંગળદાસને ન્યાત બહાર મુકવાના પ્રપંચ—તેમના શત્રુઓની નિષ્ફળતા—ન્યાતની શેઠાઇનું સર મંગળદાસને હાથ જવું—ખણે તે પડે.

સર મંગળદાસની ખરી મતલબથી હું અજાણો હતો માટે તેવણની મસલત મુજબ અમલ કરવાની હવે મેં ઉતાવળ કીધી. તેવણની મસલત અને મદદ ઉપર ભરોસો રાખી મેં મેશર્સ જેફર્સન અને પેન સોલિસિટરોની મારફતે શેઠ ગોપાળદાસ માધવદાસ અને શેઠ પરશોતમદાસ મોહનદાસ ઉપર આબરૂની ફરિયાદી ઠોકી, અને પોલિસ કોર્ટના

વડા મેજીસ્ટ્રેટ મી૦ જાન કૉનન કનેથી સમન મેળવ્યા. હવે જેવા આ સમન ઉપલા શેઠિયાઓને મળ્યા તેવાજ તેઓએ પેલાં જે ચિથડિયાં લખત ઉપર નાતિલાઓની સહી લેવાતી હતી તે એકદમ ખેંચી લીધું, અને એ રીતે તે કંગાલ ચિથડાં ઉપર ચિતરાતાં બિલાડાંનો રકાસ બંધ પડયો. તે બંધ પડયો તેમાંજ સર મંગળદાસની આબરૂ રહી. પેલો દસ્તાવેજ ખેંચી લેવાયાથી સર મંગળદાસ સહી કરવી કે ન કરવી એવા જે ગુચવાડામાં હતા તેમાંથી મુક્ત થયા. તેમની એ મુકિત તેમની પોતાનીજ ચપળ બુદ્ધિથી તેમને મળી હતી, કેમકે મારી પાસે ફરિયાદી નહીં ઠોકાવત તો પેલું લખત કાંઇ દાબી દેવામાં આવત નહીં. એ રીતે સર મંગળદાસની મતલબ પાર પડી.

સમન મળ્યાથી શેઠ ગોપાળદાસ અતિશય ગભરાટમાં પડયા. અફસોસ છે કે એક નિર્દોષ જોડાંને—અને તે માહેલી એક તો પોતાની ભત્રીજીને—ન્યાત બહાર કહાડવાનું મોટા જોખમ ભરેલું કામ કરતી વેળા તેમને આવો ગભરાટ પહોંચ્યો નહી, અથવા તે કામના માઠાં પરિણામ બાબે તેમને વિચાર આવ્યો નહીં. શેઠ સોરાબજી બંગાળીએ અમારા પુનર્વિવાહ બાબે શેઠ વરજીવનદાસને મુબારકબાદી આપી હતી તે ઉપરથી છેલ્લા ગ્રહસ્થ મી૦ બંગાળી સાથ રિશે ભરાયલા હતા, પણ તે રિશ હવે ઉતરી ગયલી હોવી જોઇયે, કેમકે સમન મળ્યા પછી શેઠ ગોપાળદાસે એજ પારસી ગ્રહસ્થની સૌથી પહેલી સલાહ લેવાની જરૂર જાણી. પોલિસ કોર્ટમાં પ્રતિવાદી તરીકે હાજર થઇ આબરૂનો જવાબ આપવો, એ કામ ગોપાળદાસને બહુ મુશ્કેલ જણાયું. હવે ત્યારે આ બાબતમાં શું કરવું તે માટે તેઓ અને તેમના ભાઇઓએ શેઠ સોરાબજીની સલાહ પુછી. એ ગ્રહસ્થે તેમને શી સલાહ આપી તે હું જાણતો નથી, પણ પેલું લખતનું ચિથડું પાછું ખેંચી લેવા અને દાબી દેવાની સલાહ જો મી૦ બંગાળીએજ તેમને આપી હોય તો તે બનવાજોગ છે. એ પછી મી૦ બંગાળી મારી પાસે આવ્યા અને મેં લેવા માંડેલા ઇલાજો બાબે વાતો કરવા લાગ્યા. તેઓ મને સમજાવવા લાગ્યા કે "તમોએ જે તોહમતો મૂકયાંછે તે તમો પુરવાર કરી શકવાના નથી."

પણ એ તોહમતો હું કેવી રીતે અને કોણની મદદથી પુરવાર કરી શકીશ તે જયારે મેં તેમને કહ્યું ત્યારે મી૦ સોરાબજી બોલ્યા કે

"તમો જો સર મંગળદાસની શિખવણીથી આ કામ કરતા હશો તો પાછળથી તમને બહુ પસ્તાવાનું થશે; કેમકે તેઓ છેવટવેર તમારૂં પાંખડું પકડી રહેવાના નથી અને તમને ડોલતા રહેવા દઈ પોતે નિકળી જશે."

આ ઉપરથી મેં ઉત્તર દીધો કે "જો સર મંગળદાસ પાછળથી નિકળી જાય એમ હશે તો હું આ મુકદમો આગળ ચલાવીશ નહી, અને તમો કહેશો તેમ માંડી વાળીશ." હજીબી મારી ખાતરી હતી કે સર મંગળદાસ પોતાના વચનથી ફરશે નહી અને મને છોડી જશે નહી. એટલામાટે સમન કહાડયા પછી એકદમ મુકદમો માંડી વાળવાની મારી ઇચ્છા ન હતી, અને તેથી મી૦ સોરાબજી બંગાળી સાથની મુલાકાતનું શેઠ ગોપાળદાસ અને તેમના પક્ષકારોએ ધાર્યું હોય તેવું પરિણામ આવ્યું નહી.

ઠરાવેલે દિવસે મારી માંડેલી ફરિયાદીવાળો મુકદમો પોલિસના વડા મેજીસ્ટ્રેટ મી૦ કૉનનની કોર્ટમાં નિકળ્યો. એ વેળા મારી તરફનો ધારાનો હિમાયતી પ્રખ્યાત મી૦ એન્સ્ટી હતો. આ કાબેલ ન્યાયશાસ્ત્રીએ બે કલાક સુધી ઘણીજ બાહોશી અને ચાતુર્યથી અસરકારક અને છટાદાર ભાષણ કર્યું. ફરિયાદી વિચિત્ર કિસમની હતી તેટલામાટે કોર્ટમાં તમાશગીરોની ભારે ઠઠ મળી હતી, જેણે મી૦ એન્સ્ટીનું કાબેલ્યત ભરેલું ભાષણ બહુ ધ્યાનથી તદન ચૂપ રહી સાંભળ્યું. આ ભાષણ થયા પછી સાક્ષીઓ રજુ કરવા માટે વધુ તપાસ મુલતવી રહી અને કોર્ટ ઉઠી.

હવે સાક્ષીઓ રજુ કરવાનો વખત આવ્યો. સર મંગળદાસ મને કેવી મદદ આપેછે અને પોતાનો વચન કેવો પાળેછે તે જાણવા અને તપાસવાનો આ વખત હતો. તેમને શેઠ લખમીદાસે હવે સાક્ષીઓ મેળવી આપવાની ફરમાસ કરી, કેમકે મુકદમાને પુરતી મજબૂતી મળે એવી કિસમના મજબૂત પૂરાવા સાથના સાક્ષીઓ મેળવી આપવાની સર મંગળદાસે કબૂલાત આપેલી હતીજ. પણ તે કબૂલાત પાળવાની વેળા થઇ ત્યારે એ શેઠ છુટી પડવા લાગ્યા. તેઓ કહેવા લાગ્યા કે "હવે મારાથી સાક્ષીઓ મેળવી આપી શકાય એમ નથી. હવે એ કામ બનશેજ નહી; કેમકે ન્યાતના લોકોને ગોપાળદાસ અને વરજીવનદાસવાળા તરફથી એવી રીતે ઉસકેરી મૂકવામાં આવ્યાછે કે જાણે

માધવદાસ અને ધનકોરનાં પુનર્લગ્ન મેંજ, અંદરખાનેથી સામિલ રહીને કરાવ્યાંછે, તથા આ મુકદમો પણ હુંજ લડાવુંછું. આમ ન્યાતિલાઓને ખોટા ભડકાવી તથા ઉસકેરીને મને ન્યાત બહાર કહાવવાની તજવીજ થાયછે, માટે હું જો હવે કાંઈબી મદદ કરૂં તો ન્યાત બહાર થઈ જાઉં!"

સર મંગળદાસની આવી વાતો સાંભળીને મી૦ લખમીદાસ તો બહુ દલગીર થયા. તેઓએ એ શેઠના વચન ઉપર મુસ્તાક રહીનેજ મને ફરિયાદીનો આગ્રહ કર્યો હતો, અને સર્વે જોઈતા કરતા સાક્ષીઓ મેળવી આપવાની હામ બિડી હતી. પણ તે કામમાં તો આ રીતે શેઠને ફસ્કી પડતા જોઈ મી૦ લખમીદાસ મુઝાયા. તેઓએ જ્યારે સર મંગળદાસને તેમની કહેલી વાતોની યાદ દેવાડી ત્યારે ફરીથી તેઓએ ઉપર મુજબનોજ ઉત્તર દીધો.

"હું સાફ કહુંછું કે મારાથી હવે એ બાબતમાં કાંઈબી થઈ શકશે નહી," સર મંગળદાસે તરછોડીને કહ્યું, અને પછી લગાર તરડાઈને મી૦ લખમીદાસને આવો સખુન બોલ્યા કે "તમે મેહરબાની કરીને હાલમાં મારે બંગલે મને મળવા પણ આવશો નહીં!"

આ એક ખુલ્લું અપમાન હતું. પોતાની મુલાકાતે આવનારનું આવું અપમાન સર મંગળદાસે કીધું, અને તેબી શેઠ લખમીદાસ જેવા ગ્રહસ્થને કીધું તેથી તેમને બહુ માઠું લાગ્યું. તેઓ લાગલા ગુસ્સાભેર ત્યાંથી ઉઠી આવ્યા અને એકદમ. મારી પાસે આવીને પોતાને થયલી સર્વે વાતો કરવા લાગ્યા. આ સાંભળીને મેં શેઠ લખમીદાસને કાંઈએક નાસિપાસી સાથ ઠપકા રૂપે કહ્યું કે "હું તમને અગાઉથીજ કહેતો હતો કે મંગળદાસને ભરોસે આ કામ કરવું નહી; અને અંતે તેમજ થયું. હવે મારે શું કરવું?"

"હું સાક્ષી આપવાને તૈયાર છું કે મંગળદાસ મારી આગળ આમ આમ બોલ્યા હતા અને હવે ફરી બેઠાછે." શેઠ લખમીદાસ પોતે પણ નાસિપાસ થયલા હતા, માટે મને પોતાથી બનતી કોઈબી રીતની મદદ આપવાની મતલબથી આ રીતે સધ્યારો આપવા લાગ્યા. પણ મેં કહ્યું કે મંગળદાસ પોતે હૈયાત હોવા છતાં ત્રીજા ધણીની સાક્ષી ચાલે નહી.

મારા મુકદમાની આ રીતની હાલત જોઈ મને થોડી દલગીરી અને નાસિપાસી લાગી નહી. મને પ્રથમથીજ સર મંગળદાસના

વચન ઉપર વિશ્વાસ હતો નહીં, અને જયારે તેઓએ પોતાની મેળેજ મને સાક્ષીઓ વિગેરેની મદદ આપવાનું કહેવાડયું ત્યારેજ હું મનથી સમજતો હતો કે એમની ઉપર ઇતબાર રાખવો તે રેતી ઉપર ઘર બાંધવા સરખું છે. તોપણ શેઠ લખમીદાસ અને બીજા મિત્રોએ ખાતરી આપવાથી મેં ફરિયાદીનું કામ માથે ઉઠાવવાની કંમર બાંધી હતી. હવે તે કમર આપોઆપ ઢીલી થઇ ગઇ, અને તેથી મને મારા આ મિત્ર જોડે કાંઇએક ગુસ્સો પણ કરવો પડયો. મારા સામાવાળાઓની હવે ચહડતી થશે એવો મને ભય પેદા થયો, અને તેઓ પોતાને ફાવેલા સમજીને તથા છટકાંમાં સજ્જડ સપડાયલા છતાં સલામત નિકળી જઇને હવે અમારી ઉપર વધારે ત્રાસ વર્તાવશે એવી મને ચિંતા થવા લાગી. આ રીતના અંદેશામાં હતો એટલામાં શેઠ સોરાબજી બંગાળી પ્રતિવાદીઓ તરફથી મારી પાસે આવીને ઘણો આગ્રહ કરવા લાગ્યા કે મારે આ મુકદમો માંડી વાળવો. સર મંગળદાસ તરફથી મને કેવી નિરાશી મળી હતી તે વાતથી સામેવાળાઓ જો જાણીતા થયા હોત તો આવો આગ્રહ તેઓ નહીંજ કરાવત. અને જયારે મેં જોયું કે હું પોતે તો સાક્ષી વગર મુકદમો આગળ ચલાવી શકનાર નથીજ, અને કોર્ટ પોતેજ તે કહાડી નાખવાની, ત્યારે મેં મી૦ બંગાળી તરફનું દબાણ કબૂલ રાખ્યું, મેં તેમની સલાહ માન્ય કીધી અને પોલિસ કોર્ટમાંથી મુકદમો ખેંચી લેવડાવ્યો. આથી પ્રતિવાદીઓને અલબત ઘણી ખુશી પેદા થઇ. તેઓ મારી અરજીની સામે થયા નહીં, અને છુપા આભાર સાથ કોર્ટને થયલી મારી તરફની માગણી કબૂલ રાખી.

મેં માંડેલા કેસનું પરિણામ આ રીતે કશું આવ્યું નહીં. પણ તેમ છતાં એ ફરિયાદીથી મને એક મોટો લાભ થયો. તે એ કે મેં ભરેલાં પગળાંથી શેઠ ગોપાળદાસ એટલાબધા તો ડરી ગયા કે ત્યાર પછીની તેઓની સોળ વર્ષની હૈયાતીમાં એમના તરફથી મને સતાવવાની કોઇબી દિવસે કાંઇપણ તરેહની કોશીશ કરવામાં આવી નહોતી. એ શેઠની પાસે લોકો મારા સંબંધી અને મારી વિરૂધમાં ઘણીબી વાતો કરવા જતા હતા, પણ ઉપલા બનાવ પછી શેઠ ગોપાળદાસ તેમને આવી મતલબનું સાફ કહેતા કે "હવે મારી પાસે એ વાત લાવવી નહી. હું હવે કાંઇ કરી શકતો નથી. લોકો હવે જેમ જેની નજરમાં આવે તેમ કરે, તોપણ હું હવેથી એવી પંચાતીમાં પડવાનો

નથી." પોતાના સખુનો મુજબ એ વૃદ્ધ શેઠ જેમ જેમ તક મળતી ગઇ તેમ તેમ ન્યાત જાતના ખટલામાંથી દૂર રહેતા ગયા, તે અંહી સુધી કે અંતે તેઓએ ન્યાતની શેઠાઇ પણ છોડી દીધી, કે જે શેઠાઇ હાલમાં શેઠ વરજીવનદાસના દિકરા મી૦ ત્રીભોવનદાસ લઇ બેઠાછે. શેઠ ગોપાળદાસે પાછળથી પોતાની બાકીની જીંદગી એકાંત અને એકમાર્ગીપણે ગુજારી. એ શેઠ વચનના સાચા અને હિમતવાન હતા. કોઇને પણ કાંઇ કબૂલાત આપી હોય તો ગમે તે કરીને પણ તે પાર પાડવાને પાછા હઠતા નહોતા. તેઓમાં એવા એવા કેટલાક ગુણો બહુ વખાણવાલાયક હતા, અને તેથી તેમને માટે મારૂં અસલથી ઉંચું મત હતું.

સર મંગળદાસે મારા મુકદમા માટે સાક્ષીઓ નહી મેળવી આપવાનો જે સબબ દેખાડયો હતો તે તદન બનાવટ ભરેલો ન હતો. તેમાં કાંઇએક સચાઇ હતી ખરી. એ શેઠને સતાવવાની સામેવાળાઓ તરફથી તજવીજ થતી હતી તેમાં શક નથી. જેમ બને તેમ સર મંગળદાસ ન્યાત બહાર થઇ જાય એવી જાતની યુક્તિઓ રચાતી હતી, અને એ રીતે તેમની વિરૂધમાં ભારી હિલચાલ થતી હતી. પણ એ શેઠ કાંઇ કાચા ન હતા. તેઓએ પોતાની આવી સતાવણી ચલાવનારાઓ સામે તેમનાંજ હથિયારો વાપરવા માંડયાં, તે એવી રીતે કે ન્યાતનાં લોકોને આસ્તે આસ્તે પોતાની તરફેણમાં ખેંચતા ગયા. એમ કરતાં જયારે મી૦ કરસનદાસ મૂળજીનાં કુટુંબને ન્યાતમાં પાછાં દાખલ કરવાની ચર્ચા ઉભી થઇ તે વખતે તે તકનો લાભ લઇને સર મંગળદાસે આખી કપોળ ન્યાતની શેઠાઇ પોતે લઇ લીધી. શેઠાઇ પોતાને હાથ આવ્યાથી સર મંગળદાસની આગળી પાછળી સર્વે ધાસ્તી હવે મટી ગઇ. તેમને સતાવનારાઓ પોતાની યુક્તિઓમાં નિષ્ફળ થયા, અને તેઓને શેઠાઇ ખોઇ હાથ ઘસતા બેસવું પડયું. આ રીતે સર મંગળદાસની ફતેહ થઇ અને શેઠ વરજીવનદાસવાળાઓની હાર થઇ. કહેવત છે કે "ખોદે તે પડે"; તેવો હાલ આ થયો.

પણ એ સઘળું તો પાછળથી બન્યું. એ આગમજ શેઠ વરજીવનદાસવાળાઓ તરફથી મને અને મારી ધણિયાણીને કાંઇ થોડું ખમવું પડયું નથી. તેઓએ પોતાથી થયો તેવો જુલમ અમારી ઉપર કરી લીધોછે, જેનું વર્ણન હવે શરૂ કરૂંછું.

## પ્રકરણ ૧૩ સું.

## શત્રુઓ તરફની સતાવણીઓ.

શત્રુઓ તરફની નવી નવી સતાવણીઓ—એક અડદનાં પુતળાંની કહાણી. કરસનદાસ મૂળજીનું અકાળ મરણ—અમને ગયલી જબરી ખોટ—અમારી પરસપરની ઉમેદો—કરસનદાસનો ઇંગ્લંડનો પ્રવાસ—ન્યાત તરફની સજા—તેમનાં કુટુંબ તરફની ગેરવાજબી વર્ત્તણુક—નિર્દોષને કેમ પજવવામાં આવેછે—ન્યાતના જુલમાતથી ન્યાતની પડતી. મારો સખત મંદવાડ—શત્રુઓ તરફની ખોટી અફવા—મને હલકો પાડવાની નિચ તજવીજો—ન્યાતિલાઓની ખુશાલી—મિત્રોની દલગીરી—મારો નવો જન્મ અને તેની મતલબ.

અમને ન્યાતબહાર તો મુકયાં—પણ એટલેંથીજ અમારા શત્રુઓ ધરાયા નહીં. મેં માંડેલી ફરિયાદી અધુરે ગઇ તેથી શેઠ વરજીવનદાસના કુટુંબવાળાઓને બહુ મજબૂતી મળેલી જણાઇ. અમે કરેલાં પુનર્લગ્નમાં અમે મોટું પાપનું કામ કીધુંછે એમ સમજાવીને ન્યાતિલાઓ પાસે તેઓએ ન્યાતબહાર કાઢવાનાં બિલાડાં તો ચિતરાવી લીધાં, પણ મારી ધણિયાણીના ખેશીઓ કંઇ એટલેથીજ સંતોષ પામે ? નહીં. તેઓએ આજ વીશ વીશ વર્ષો થયાં અમારી પુઠ પકડેલી રાખીછે અને અમારી સતાવણી હજીસુધી ચાલુજ રાખેલીછે. તેઓએ મને હેરાન કરવાની એક પણ તક જંતી મુકી નથી. અમારાં ધનભાગ્ય કે અમો મુંબઇમાં અંગ્રેજ જેવાં અદલ ઇનસાફી રાજ્યમાં વસિયે છિયે, જેથી અમને બીજી કોઇપણ જાતની ઇજા કરવાને અમારા શત્રુઓ અશકત છે. અગરજો કોઇ બીજું રાજ્ય હોત, અને તેમનું જોર ચાલતું હોત તો તેઓ અમને એક દિવસ તો શું પણ એક કલાકબી ગામમાં વસવા દેત નહી, અને ગામબહાર હંકારી કાઢત. છુપી રીતે અને વગર હરકતે મને નુકસાન કરવાનું તેઓથી જે કાંઇ બની શકે એવું હતું તે તો તેઓએ બેધડક બજાવ્યુંછે; માટે રાજયમાં દોર ચલાવી જવાનું જો તેમનાથી બનતું હોત તો તેઓ તે શા માટે ચુકત ?

તેઓએ અમને ખરાબ કરવાને શી શી તદબીરો લગાવીછે, કેવી કેવી યુકિતઓ રચીછે, અને તેમાં કેટલે દરજજે ફાવ્યાછે, તે આ પ્રકરણમાં દેખાડવાંની મારી મતલબ છે.

પહેલાં તો તેઓએ અમને ન્યાત બહાર કાઢવાનો ઠરાવ કર્યા પછી એવો બંદોબસ્ત કર્યો કે અમારા ગોર અમારે ઘેર કાંઇ પણ ક્રિયા કરવા આવે નહી. અમારી ન્યાતના બ્રાહ્મણો કંડોળિયા બ્રાહ્મણની ન્યાતથી ઓળખાયછે તે અમારા ગોર થાયછે. ઉપલા બંદોબસ્તને લીધે આજ ૨૦ વર્ષ થયાં કોઇ પણ ગોર મારે ઘર આવ્યો નથી અને કોઇ પણ ક્રિયા કરાવી નથી.

૨—બીજો બંદોબસ્ત એવો થયો કે ઠાકોરદ્વારી બ્રાહ્મણોએ મારે ઘેર રસોઇ કરવા જવું નહી. હું જયારે ન્યાતમાં હતો ત્યારે આ બ્રાહ્મણો મારે ઘર રસોઇ કરવા આવતા હતા, પણ ઉપલા બંદોબસ્ત પછી તેઓ મારે ઘેર આવે એમ નથી.

૩—મારા પુનર્લગ્ન પછી મને ન્યાતબહાર તો મુકયો, પણ એટલેથી નહીં ધરાતાં ગોસ્વામિ જીવણજી મહારાજ અને પંડિત ગટુલાલજીની સલાહથી હું અને ધનકોર જાણે મરી ગયાં હોઇયે એવી રીતની ઘટપોષ્ટની ક્રિયા એટલે પુતળવિધાન કરાવવાનો અમારા ખેશીઓ પાસે વિચાર રખાવ્યો હતો; એટલે એક અડદનું પુતળું માણસના આકારનું બનાવી તેને બાળી મુકવું, તે દિવસથી અમારા ખેશીઓએ અમારૂં દશ દિવસનું સુતક પાળવું, અને પછી મરણ ક્રિયા કરવી! એવી રીતનો અમારી સામે મનસુબો રચાયો હતો, પણ મને એ વિષે વેળાસર ખબર મળતાંજ. મેં એકદમ મારા સોલિ-સિટરની મારફતે શેઠો વરંજીવનદાસ તથા ગોપાળદાસ ઉપર તેમજ ગોસ્વામિ જીવણજી મહારાજ ઉપર, તથા મારા ભત્રીજા અને ધનકોરના જેઠના ઉપર નોટિસો મોકલાવી કે તમો જે ક્રિયા કરાવવા માગોછો તે કરવાથી અમારૂં દિલ દુખાશે અથવા અમારાં મનને માઠું લાગશે, અને તેથી અમો સર્વે લાગતાવળગતા ઉપર ફોજદારીમાં ફરિયાદ કરીશું, માટે તમો તેમ કરવાના છો કે નહીં તેનો ચોકસ મુદતમાં જવાબ મોકલાવવો. આ મારી નોટિસ ઉપરથી સઘળા ગભરાઇ ગયા અને પેલી હસવા સરખી પણ મને નઠારૂં લગાડનારી ક્રિયા કરવા કરાવવાનો વિચાર માંડી વાળ્યો, અને મારા ઉપર નોટિસનો એવો જવાબ મોકલાવ્યો કે તમો લખોછો તેવી કાંઇ પણ ક્રિયા અમે કરવાના નથી.

૪—મારી ધણિયાણી ધનકોરની માતા અને તેનો ભાઇ હાલ મુંબઇમાં હૈયાત વસેછે, તે છતાં પુનર્વિવાહ પછી એવો હુકમ થયોછે

કે તેઓએ ધનકોરનું મ્હોડું જોવું નહીં; અને તેથી આજ ૨૦ વર્ષ થયાં મારી બાયડીને પોતાની માતા કે ભાઇનું મ્હો જોવાની તક મળી નથી. ધનકોરની બેન ગુજરી ગઇ તેવે દુઃખ ભરેલે પ્રસંગે પણ તેણીને મરનારની છેલ્લી મુલાકાત લેવાની તક આપી નહોતી. આ સર્વે અટકાવ અમારા શેઠિયાઓનાં કુટુંબ તરફથી થયલોછે અને પુનર્લગ્ન પછી નથી એની માએ પોતાની દિકરીનું કે નથી દિકરીએ પોતાની માનું મ્હોડું જોયું. એઓમાંનું કોઇ મરી જશે તોપણ આ શેઠિયાઓ તે જોવાની તક કદી પણ આપવાના નથી. આ શેઠિયાઓને અને તેમને લીધે પેલી જઈફ માને મનથી ધનકોર તો ૨૦ વર્ષો થયાં મરીજ ગયલીછે, અને હવે તેઓ પણ તેણીને જોયા વિના મરી જશે ! માણસ માત્રની મુર્ખાઇ એથી વધારે તે કેવા ચમત્કાર દેખાડવાની હતી ? શું કોઇ પણ ન્યાતમાં આ કરતાં વધારે ઘાતકી—વધારે જુલ્મી રિવાજ હશે ?

આ સઘળાં દુઃખો અમે હિમતથી અને પરમેશ્વર ઉપર પૂરો ભાવ રાખીને મુગે મ્હોડે ખમતાં હતાં, એટલામાં એક બીજો દુઃખદાયક બનાવ બન્યો, જેથી જાણે મારો જમણો હાથ કપાઇજ ગયો. અમારા ઉપરનાં સંકટો ઓછાં હોય તેમ એક નવાં સંકટથી પ્રભુએ અમારી પરીક્ષા લેવા માંગી હોય તેમ અમારા ઉપર એક આફત વરસી. હું આગળાં પ્રકરણમાં કહી ગયોછું કે મારા પરમસ્નેહી મી૦ કરસનદાસ મૂળજી અમારા પુનર્વિવાહ પછી બીજેજ દિને અગત્યનાં રાજદ્વારી કામ સારૂં લિંબડી ઉપડી ગયા, તે વેળા તેઓ અમને ફરી મળવાને અને અમારી જોડે આવી વસવાને બહુ આશા ભરેલા હતા. અમારાં માઠાં ભાગ્યે તે આશા ફળી નહીં. લિંબડી ગયા પછી કરસનદાસ એકાએક હરસ અને મરડાના રોગથી હેરાન થવા લાગ્યા, અને દિન પર દિન તેમની તબિયત બિગડતી ચાલી. અંતે ચાર મહિના સુધી દુઃખી થઇ તેઓ આ પાપી દુનિયા છોડી સ્વર્ગવાસ થયા.

કરસનદાસનાં મરણના સમાચારથી અમારાં દુઃખનો કાંઇ પાર રહ્યો નહીં. અમારાં સઘળાં સંકટોમાં કરસનદાસનો ધીરજવંત હાથ અમને સદા સાહ્યકારી અને લાભકારી હતો. તેમની મિત્રતા અને સલાહ બેમૂળી હતી. એવા એક ભલા અને ખરા દોસ્તને અમારી મદદમાં જોઇને અમને એટલીબધી હિમત અને ધીરજ હતી કે અમે અમારા શત્રુઓ સામે બહાદુરી અને બળત્વારીથી લડવાને કેવળ

શક્તિવાન હતાં, અને તેમના તરફના હુમલાઓની કશી પરવા કરતાં ન હતાં. ત્યારે એવા એક મોટા મદદગારની મદદ ખોઇ બેસવાથી અમને કેવી મોટી ખોટ ગયલી હોવી જોઇયે! કરસનદાસની હિમતથી અમે હિમતવાન હતાં—તે હિમત તો ગઇ, ત્યારે હવે અમે કેમ કરીશું ? અમારા શત્રુઓ તરફના હુમલા તો ચાલુજ હતા, ત્યારે હવે કરસનદાસ વિના અમે તેમની સામે શી રીતે થઇ શકીશું ? હું તો બસ તેમનાં મરણની ખબર સાંભળતાંજ લગભગ ગાફેલ બની ગયો. મારી હિમત તદન જતી રહી. મારી વહાલી ધનકોર તો જાર બેજાર રડવા લાગી. અમારો જે મોટો ટેકો—અમારો જમણો હાથ—અમારી સઘળી આશા અને ઉમેદ—તે કરસનદાસ સાથ ચાલી ગયાં ! એ રીતે અમારી નુકસાની કાંઇ જેવીતેવી ન હતી—અમને લાગેલી દલગીરી તો હદ વિનાની હતી.

રાજ્યની નોકરીની મુદત પુરી થવા બાદ કેવાં અમે સાથે સુખ અને સંપથી વસનાર હતાં! તેઓને પણ ન્યાતબહાર કાઢેલા હતા અને અમે પણ તેવાંજ હતાં માટે અમે એક બીજાના વહેવાઇ થઇ અમારાં બાળકોને ઉમરે પુગ્યા પછી પરણાવવાની અમારાં મનમાં કેવી મિઠી મિઠી ઉમેદો બાંધી હતી ! તે ઉમેદો હવે ધૂળ મળી ! મારી મરનાર આગળી ધણિયાણીને પેટની ગોમતી નામની એક મારી ત્રણ વર્ષની નિર્દોષ દિકરી હતી તેને પણ વરજીવનદાસવાળાઓએ અમારી જોડે ન્યાત બહાર મૂકી હતી. એ બાળકી જ્યારે પુખ્ત ઉમરની થાય ત્યારે કરસનદાસના દિકરા સાથ તેને પરણાવવાની અમો બંનેએ ઉમેદ બાંધેલી હતી. કરસનદાસ ઇંગ્લંડની મુસાફરી કરી આવ્યા હતા. પણ અમારા શેઠિયાઓ તો યુરોપને મ્લેચ્છ લોકોનો દેશ અને અસુરી મુલક ગણેછે, અને આપણી રાજકર્ત્તા કોમના લોકોને મ્લેચ્છ અથવા અસુરી લોકો માનેછે. માટે એવા મ્લેચ્છ દેશમાં અને અસુરી લોકોમાં કરસનદાસ પ્રવાસ કરી આવ્યા એ શેઠિયાઓની નજરમાં મોટું પાપ ગણાયું અને તેથી તેઓએ તેમને ન્યાત બહાર કહાડયા. તેમની પછી એજ શિક્ષા અમારી ઉપર ઉતરી, અને તેથી અમો બંને એકબીજાના મિત્ર તો હતાજ તેમાં ઘણો વધારો થયો. અમો બંનેને એકબીજાનો ટેકો અને આધાર હતો. પણ તે આધાર કરસનદાસનાં અકાળ, દુઃખદાયક મરણથી ભાગી ગયો. દયાળુ સ્વભાવના અને

પરોપકારી શેઠ સોરાબજી શાપુરજી બંગાળી આ દુઃખને સમયે અમને ધીરજ આપવા આવ્યા. તેઓએ અમને બહુ દિલાસો દીધો અને ઘણી હિમત આપી. અમે ઇશ્વરની મરજીને આધિન થયાં અને તેના ઉપરજ ભરોસો રાખીને બેઠાં.

આ અગાધ દુઃખ કદી વિસરાય એવું નથી. પણ તેમાં હવે એક નાનું નવું દુઃખ ઉમેરાયું. તે કરસનદાસનાં કુટુંબ ઉપર ન્યાતના શેઠિયાઓએ કરેલા જુલમ સંબંધી હતું. કરસનદાસ યુરોપને પ્રવાસે જઇ આવ્યા તેથી જો તકસીર થઇ હોય તો તે તેઓએ કરી હતી, જેની સજા તેમને મળી ચુકી હતી. હવે તેમનાં મરણ બાદ તેમની સ્ત્રી અને નિર્દોષ બાળકોને પજવવાં, તેમને ન્યાત બહાર મૂકવાં, તેમના ઉપર બાપની સર્વ સજા લાગુ પાડવી, અને તેમને હેરાન કરવાં—એ કયાંનો ન્યાય ? નિર્દોષ ઉપર ત્રાસ વર્ત્તાવનાર કદી સુખી હોય નહી. બાપડાં તે નિરપરાધી બાળકો અને તેમની નિર્દોષ માતાના રક્ષણ કરનાર પિતા અને પતિનાં મરણનો અઘટિત લાભ લઇને તેઓ કનેથી અમારી જુલમી ન્યાતે દંડ લીધો અને તેઓને દેહશુદ્ધિ પ્રાયશ્ચિતની ક્રિયા કરાવવાનો હુકમ ફરમાવ્યો. તેમને નાશિકની જાત્રાનાં તીરથે મોકલવાની આગ્ના થઇ, તેઓને ગાયનાં મુતર અને છાણની ગોળીઓ ખવડાવી તથા તેમનાં શરીરે લગડાવી, તથા નાશિકની નદીમાં તેઓને સ્નાન કરાવી તે બિચારાં નબાપાં, ધણીધોરી વિનાનાં, નિર્દોષ બાળકોના કેશ મુડાવી નખાવી તેઓને પવિત્ર કીધાં; અને તેવાં તેઓ થયાં ત્યારે અને ત્યારેજ અમારા શેઠિયાઓએ તેમને પાછાં ન્યાતમાં લીધાં. પરમેશ્વર અને ધર્મને નામે કેવા કેવા અનર્થો થાયછે ! અગરજો "તકસીર" કરસનદાસે કીધી તો તેની સજા તેમનાં નિરાધાર કુટુંબને કરવાનો શો અધિકાર હતો ? અરે ! યુરોપનો પ્રવાસ તે કાંઇ તકસીર નથી. તકસીર તો બીજીજ હોયછે અને તે કરનાર તો જુદાજ હોયછે. તેમની તકસીર તે ખરી તકસીર છે. દગો, ચોરી, બેઇમાની, બદદ્યાનત, અનીતિ, બદફેલી, ખોટી પ્રતિગ્ના, ખોટી સહી, ખોટા દસ્તાવેજ;—એનું નામ તે તકસીર, અને એવાં પાપો કરનારા ન્યાતમાં કાંઇ શોધવા પડવાના છે ? નહીંજ. અને તોપણ એવા તકસીરવારો, જેઓ અનીતિ અને અન્યાયમાં ફસેલા છે, જેઓ મંડળીને માઠું લગાડનારા અને સંસારના સળા જેવા છે, જેઓને ખરેખર ન્યાતબહાર અને ગામબહાર કહાડી

શકાય, તેવાઓ પોતાનાં આપબળથી—લાગવગથી—પૈસાથી—ખુશામદથી—કે બીજે હરકોઇ કારણે સલામત બચી જાયછે, તેમને કોઇ પુછતું નથી, તેમની કોઇ તપાસ ચલાવતું નથી. તેઓ તો હતા તેવાજ આબરૂદરકારવાળા રહેછે. પણ યુરોપ મુસાફરીએ જાઓ કે વિધવા સાથ પુનર્લગ્ન કરો તો તેથી તમારી આબરૂ જાયછે અને તમે તકસીરવાર ઠરી સજાને પાત્ર થાઓછો ! આ કેવો જુલમ ! આ કેવો ત્રાસ ! એ ત્રાસ—એ જુલમ એટલોબધો અસહ્ય મનાયોછે કે કરસનદાસ પછી આજ દિન સુધી અમારી ન્યાતમાંથી એક પણ કેળવાયલા ગ્રહસ્થે યુરોપની મુસાફરીએ જવાની હિંમત કીધી નથી. કપોળ ન્યાતની પડતીની આથી વધારે મજબૂત સાબેતી બીજી કઇ હશે ?

મારાં પુનર્લગ્નનો બનાવ હવે જુનો થતો ચાલ્યો. એ ખુશાલી ભરેલા પ્રયોગને એક વર્ષ પુરૂં થઇ ગયું. સન ૧૮૭૨ નો મે મહિનો આવ્યો, અને મારા સંબંધમાં એક નવું દુઃખ ઉત્પંન થયું. મને એકદમ કોઇ ખરાબ જાતનો તાવ આવ્યો. તે ઘણો સખ્ત હતો. તેથી મારી તમામ શુદ્ધબુદ્ધિ ઉડી ગઇ. હું કેવળ સુસ્ત અને બેભાન થઇ પડયો. એ વેળા મને બિલકુલ શુદ્ધિ ન હોતી. કોણ આવેછે અને કોણ જાયછે, કોણ બોલાવેછે અને કોણ ખબર પુછેછે, તેનું મને કશું ભાન કે ગ્નાન રહ્યું નહી. એવી હાલતમાં મારી ધણિયાણીએ અને મારા દોસ્તોએ મારાં ઓસડવેસડ અને દવાદારૂની સર્વે તજવીજો કરી હતી. ડાકટરે સલાહ આપી કે મને મારાં મકાનમાંથી એકદમ બીજી સારી જગા ઉપર હવા ફેરબદલ કરવા માટે લઇ જવો. આ ઉપરથી મહાલક્ષ્મિ તરફ એક જગા પસંદ કરેલી હતી ત્યાં મને એક પાલખીમાં નાખીને લઇ ગયા. એ વેળા હું જોખમ ભરેલી હાલતમાં હતો, તોપણ હવા ફેરફારનો કેટલોબધો ગુણ હશે કે પાલખીમાં હજી તો પડેલોજ છું એટલે માર્ગમાંજ તાજી અને ચોખી હવા લાગવાથી મહાલક્ષ્મિ જતાં રસ્તામાંજ મને હુશિયારી આવી ગઇ. મને પાલખીમાં સુવાડયો ત્યારે તો મને કશી શુદ્ધિ ન હતી. તે વેળા તો હું કેવળ બેભાન પડેલો હતો. પણ પાલખીમાંથી ઉતારતી વેળા મને શુદ્ધિ આવેલી હતી. તાજી, સ્વચ્છ, ખુલ્લી હવાથી મને ઘણો આરામ થયો અને હું જલદીથી સાજો થયો.

હવે મારા હરીફો મારા તરફ કેટલીબધી દુશ્મની લઇ બેઠા હતા તે આ બનાવ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવશે. મારા મંદવાડથી મારા પુનર્વિવાહના હડહડતા શત્રુઓને બહુ ખુશાલી પેદા થયલી હોવી જોઇયે. જો હું મરી જાઉં તો તેઓ બેહદ રાજી થાય અને ગામેગામ ન્યાતિલાઓને ઇશ્વર કોપની ધાસ્તી આપે કે "જુઓ, જે કોઇ પુનર્લગ્નનું પાપ કરે તેના ઉપર પરમેશ્વર કોપેછે ને તેના ભર જુવાનીમાં આવો હાલ થાયછે !" હવે મારી માંદગીનો લાભ લઇને આ શત્રુઓએ મુંબઇમાં એક નાકેથી બીજા નાકા સુધી એવી ખોટી બૂમ ફેલાવી દીધી કે માધવદાસ મરી ગયોછે, અને તેની કને માત્ર વીશ હજારનીજ પુંજી નિકળીછે, જેમાંના દશ હજાર પોતાની બાયડીને તથા પાંચ હજાર દીકરીને આપી બાકીના પુનર્વિવાહનાં ફંડમાં નાખ્યાછે ! હવે આ વાત તદન ખોટી હતી એમ કહેવાની તો કાંઇ જરૂર નથી. હું મરી ગયો ન હતો, એટલુંજ નહીં પણ મેં કાંઇ મારૂં વિલ યાને વસીહતનામું પણ કરેલું નહોતું; અને તે છતાં મેં તેવું કાંઇ કર્યું હોય અને તે પોતાના વાંચવામાં આવ્યું હોય એવી રીતની અફવા મારા શત્રુઓએ ચલાવી, જે આખાં શેહરમાં વિજળીને વેગે ફેલાઇ ગઇ.

પણ એટલુંજ નથી. તેઓએ મને હિણાયલો અને તુચ્છ દેખાડવા માટે બીજી એવી બૂમ ચલાવી કે, હું મરી ગયો પણ મારી લાસને ઉંચકીને ઠેકાણે પહોંચાડનાર પણ કોઇ મળ્યું નહીં, માટે મારા મિત્રો મુંબાદેવી અને ભૂલેશ્વરમાંથી બાવાઓ અને વેરાગીઓને બોલાવીને તેમને પાંચ પાંચ રૂપીયા આપી મારી લાસ ઉંચકાવી લઇ ગયાછે! આ તે કઇ જાતનું જૂઠ ! વળી આ સાચા નાતિલાઓએ પાછી અફવા ચલાવી કે સ્મશાન ભૂમિના શેઠ જગન્નાથ શંકરશેઠવાળા ટ્રસ્ટીઓએ ત્યાં મારી લાસને બાળવાની પણ મના કરી હતી, જેથી મારા મિત્રોએ તેમને ભારી આજીજી અને કાલાવાળા કરીને મોટી મુશ્કેલીથી લાસ બાળવાની રજા મેળવી છે !

આ તદન ખોટી અને ભડકાવનારી અફવા મેં ઉપર કહ્યું તેમ વિજળીના ચમકારા પેઠે ચો તરફ ફરી વળી, અને તેથી મારા દોસ્ત આશ્નાઓમાં તેમજ મારી ઓળખાણ પિછાનવાળાઓમાં મોટો ગભરાટ ફેલાયો. કેટલાક સુધારાના શત્રુઓને તો અલબત એ વાતો

સાંભળીને ઘણી ખુશી પેદા થવી જોઇયે, પણ કેટલાક ભલાં દિલના ગ્રહસ્થો તો એ વાતથી ઘણાજ દલગીર થયા. જેઓ ખુશી થયા તેઓ અભણ, અજ્ઞાન, સુધારાના કટ્ટા શત્રુ અને બગાડા તરફ આંખ આડા કાન કરનારા મતલબી, ઝનુની, અને વગર વિચારના નાતિલાઓ હતા. તેઓ મુખ્યત્વે કરીને પુનર્વિવાહના શત્રુઓ હતા. તેઓ ડહાપણ ડોળવા લાગ્યા કે "વિધવા સાથ પાપમાં પડે તેના એજ હાલ! હવે એની વિધવાના શા હાલ થાયછે તે જોઇજ લો! ઈશ્વર સામે પાપ કરવાનાં એજ ફળ! ઈશ્વરેચ્છાની જે સામા થાય તેના ઉપર તે રૂઠયા વિના કેમ રહે?"

બીજી તરફથી જેઓ મારાં મરણના સમાચાર સાંભળી દલગીર થયા તેઓ લાગલા મારાં મકાન તરફ ખબર કહાડવા દોડયા, અને આડોશી પાડોશીઓથી ખબર મળવાથી તેઓ છેક મહાલક્ષ્મિ સુધી તસ્દી લઇ આવ્યા. એઓમાં શેઠ સોરાબજી બંગાળી, શેઠ લખમીદાસ ખીમજી, પંડિત વિષ્ણુ શાસ્ત્રી, તથા ડાકટર આત્મારામ પાંડુરંગ મુખ્ય હતા. તેઓ સર્વ આવ્યા તો મોતની ખબર સાંભળીને, પણ ગયા તો મને તદન સલામત જોઇને! મને હૈયાત અને વળી હુશિયારીમાં આવેલો જોઇને તેઓ સર્વેને ઘણોજ આનંદ પ્રાપ્ત થયો, અને મને મુબારકબાદી આપવા લાગ્યા જે "હવે તમારે માથેથી મોતની મોટી ઘાત પસાર થઇ ગઇછે માટે બેફિકર રહો." તેઓ મને તથા મારી ધણિયાણીને દિલાસો તથા હિમત આપી ખુશી ભરેલાં દિલ સાથ વિદાય થયા, અને એ રીતે મારા શત્રુઓ મારા સંબંધમાં કેવાં કેવાં કાળાં ધોળાં ચલાવતા હતા તે મેં મારા એ મિત્રોથીજ જાણ્યું! મેં ઈશ્વરનો ભારે પાડ માન્યો કે તે સાહેબે મને આ મોટા મંદવાડમાંથી ઉઠાડયો, એટલુંજ નહી પણ જે પુનર્લગ્નનું કામ મેં કીધું હતું તે તરફ તે કિર્તાર નારાજી નથી એમ મારા શત્રુઓને દેખાડી આપવા માટે તેણે મને ઉઠાડયો તે માટે હું વધારે આભારી થયો.

કેટલાક મિત્રો તો મારી પેઢી ઉપર મારા મેનેજરની પાસે પોતાની દલગીરી દેખાડવા ગયા હતા, પણ ત્યાંથી ખરી ખબર સાંભળીને તેઓ સર્વે ખુશી થતા અને ખોટી બુમ ફેલાવનારાઓને શ્રાપ દેતા પાછા ફર્યા. મહાલક્ષ્મિ જઇ રહ્યા પછી એક મહિનાની મુદતમાં હું તદન

સારો થયો, અને પછી મારા કામધંધાને માટે દરરોજ મારી પેઢી ઉપર હાજર થવા લાગ્યો. મંદવાડમાંથી હું નવે જન્મે ઉઠયો હતો.

પુનર્વિવાહનાં મારાં કામ તરફ ઇશ્વરનો કોપ ન હતો, પણ તેવાંજ બીજાં કામોમાં મારેથી બને એટલી મદદ મારા ભાઇબંધ નાતિલાઓને અને બીજાઓને આપવા માટેજ ઇશ્વરે મને આ ભયંકાર મંદવાડમાંથી ઉઠાડયો હતો એમ હું સમજુંછું.

એ બાબતના સંબંધમાં જે પહેલવહેલો બનાવ બન્યો તેનું હવે વર્ણન કરૂંછું.

---

## પ્રકરણ ૧૪ થું.

## એક વિધવાની કહાણી.

ભાવનગરની એક કપોળ વિધવા—તેના હમેલ—તેનું ખુન થવાની ધાસ્તી—મુંબઇ નાસી આવવું—ન્યાતિલાઓનો તેના ઉપર જુલમાત—ભાવનગર ખાતે તેને ગામેગામ નસાડવી. મારા આશ્રયની માંગણી—વિધવાની શોધમાં ગયલી એક ટોળી—તેની જેહમત—વિધવાનો પત્તો—તેને પાછી મુંબઈ આણવી—તેનાં પુનર્લગ્ન. હિંદુઓમાં પુનર્વિવાહ—અભણ લોકોથી કેળવાયલાઓને દાખલો—સુધારાવાળા હિંદુઓ અને સંસાર સુધારો—તેમનાથી દેશલાભની આશા રાખવી ફોગટ.

મારા મંદવાડમાંથી સાજો થયાને ત્રણ મહિના ગયા કેડે અમારી ન્યાતમાં એક નવો બનાવ બન્યો, અને તેથી કપોળ ન્યાતિલાઓમાં જબરો ખળભળાટ થઇ રહ્યો. ભાવનગર ખાતે કપોળ ન્યાતની એક વિધવાને હંમેલ રહ્યા. આથી તેણી બીધી. બીધી પોતાની ફજેતી માટે નહીં, પણ પોતાનો જીવ જશે એમ જાણીને તે બીધી. વિધવાઓ જાર કરતાં અટકે અને સંસારમાં પાછાં ઘર માંડી સુખી થાય એવા અકલ પસંદ અને માણસાઇને છાજતા શુભ ઇલાજો લેવાને બદલે નિર્દય ન્યાતિલાઓ એ દુઃખી પાપિનીઓને મારી નાખેછે. આગળ એવા કોઇક દાખલા બનેલાછે. તે વિશે પોતાને ખબર હોવાથી પેલી ભાવનગરવાળી વિધવાનાં મનમાં ધાસ્તી પેઠી કે મારા કોઇબી સગા સ્નેહી કે ન્યાતિલાને મારી હાલત બાબે ખબર પડશે તો તે લોક ખચિત મને મારી નાખવાના. આથી તે બાપડી બહુ ધ્રુજવા અને પસ્તાવો કરવા લાગી. તે વિધવા હતી માટે દુઃખી તો હતીજ; કેમકે અમારી ન્યાતમાં

વિધવાને સુખ તો કયાંથીજ હોય ? જેનો અવતાર એક પશુ કરતાં પણ બુરો, તે સુખી કયાંથી હોય ? હવે જેમ દુઃખી હોવા છતાં માણસોને સાધારણ રીતે મરવા ગમતું નથી, તેમ ક્રુર ન્યાતિલાઓના ખુની હાથે જીવ ખોવાને તે વિધવા રાજી નહોતી.

એટલામાટે તેણે પોતાનો જીવ બચાવવાનો એક ઇલાજ લીધો. તે એક પુરૂષને પોતાની વાતો જાહેર કરી તેને સાથે લઇને મુંબઇ ભાગી આવી, અને ડુંગરી ઉપર તેઓ બંને એક કોટડી ભાડે લઇને રહ્યાં. આ વાતની ખબર તેણીનાં અત્રેનાં સગાં તેમજ ન્યાતિલાઓને પડવાથી ચાર મજબૂત બાંધાંના માણસો તે બિચારીની ઓરડીએ ગયા. તેઓ ભેગા તેના ન્યાતિલા પણ હતા. તેઓએ જઇ પેલા પુરૂષને માર મારી ત્યાંથી નસાડી મૂકયો, અને પછી વિધવાને એક ભાડુતી રેંકડામાં બેસાડી કંસારા બજાર આગળ એક ચાલીમાં એક દાઇ રહેતી હતી ત્યાં આણી તેણીના કબજામાં આપી. દાઇને ચોકસ રકમ આપવા કહીને તેઓએ એવો બંદોબસ્ત કીધો કે પેલી વિધવાના હંમેલ તોડી પાડવા. આ કામ દાઇએ વિધવાની મરજી વિરૂધ બજાવ્યું. તે બિચારી પાપમાં ફસી તો હતી ખરી, પણ પેટમાં પોષેલાં બાળકને મારી નાખવા દેવાને તે ખુશી હતી નહી. કઇ માતા એવું પાપી કામ કરવાને રાજી હોય ? વિધવા જો રાજી થાય તો તેણીએ કરેલાં જારનાં પાપમાં ખુનનો ગુન્હો ઉમેરાય. પણ તેણી ઉપર આસપાસનો ત્રાસ ભારી હતો.' તે બાપડીનું કશું ચાલ્યું નહી. હમેલ તોડી પાડયા પછી દાઇએ તેણીને પોતાને ઘેર થોડા દિવસ રાખી અને પછી ઉપલું ક્રુર કર્મ કરાવનારાઓએ વિધવાને ભાવનગર ખાતે મોકલાવી આપી.

બીજી તરફથી પેલો માર ખાઇ નાઠેલો પુરૂષ ,મારૂં નામ પુછતો પુછતો મારી પેઢી ઉપર આવ્યો, અને તેણે ઉપલી સર્વ બિનાથી મને વાકેફ કીધો. છેવટે તેણે ધાસ્તી બતાવી કે પેલા ઘાતકી લોકો હવે તે વિધવાનો કોઇ પણ રીતે જીવ લેશે, માટે તેનો કાંઇપણ કરીને પત્તો મેળવવો જોઇયે. આ ઉપરથી ઉપલી સર્વે ખબર પોલિસ કમિશનરની પાસે જઇ મેં જાહેર કરી દીધી. કમિશનરે પેલા ચારે માણસો જેઓ વિધવાની ઓરડીએ ગયા હતા તેમને પોતાની હજુર બોલાવી મંગાવી ખરી વાત જાણવા માંગી, પણ તે માણસો સર્વ બિના ઇનકાર ગયા, અને

તેઓ સામે જોઇયે તેવો પુરાવો નથી એમ કહી કમિશનરે તેમને જતા મૂકયા. પણ એથી પેલી વિધવા ઉપર નવી ધાડ આવી. છુટી ગયલા ચારે માણસોએ ભાવનગર ખાતે પોતાનાં સગાંઓ ઉપર કાગળ લખીને ભલામણ કરી કે મુંબઇની પોલિસ તેણી સંબંધ ખોળ ચલાવેછે માટે તેને કોઇ દૂરની જગા ઉપર લઇ જઇ છુપાવી રાખવી. આ ઉપરથી તે બાપડીને ભાવનગરથી કોઇ દૂરનાં ગામડાંમાં લઇ જઇ છુપાવી. પણ ત્યાંથી તેણીએ એક કાગળ છુપી રીતે લખીને મુંબઇમાં પેલા પુરૂષ ઉપર મોકલાવ્યો, જેમાં લખ્યું હતું કે "કાંઇબી કરીને મને હુંઇથી લઇ જા; કેમકે હવે હું આ લોકોની વચે રહી શકતી નથી તથા ઓળખીતાઓ આગળ મોં બતાવવું ભારી પડેછે. અગરજો પંદર દિવસમાં તું આવીને મને છોડવશે નહીં તો હું ખચિત આપઘાત કરીને મરી જઇશ."

પેલી વિધવાનો આ મતલબનો કાગળ પેલા પુરૂષે લાવી મને બતાવ્યો, જેમાં ત્રણ મરતબે આપઘાત કરવાની ધાસ્તી આપી હતી. મને લાગ્યું કે જો આ બાઇનો છુટકો નહી થશે તો એ ખચિત આપઘાત કરી જીવ આપવાની. પેલા પુરૂષ કને તો જેમ પૈસા ન હોતા તેમ પેલાં ગામમાં જઇ વિધવાને છોડવી લાવવાની હિમત પણ ન હોતી. ત્યારે કરવું કેમ? એક પાપી વિધવાને મરવા દેવી કે એક દુઃખી જીવને ઉગારવો? મેં મારા ખાસ મિત્રોની સલાહ લેવાનો વિચાર કીધો. મેં જઇને પેલો કાગળ શેઠ સોરાબજી શાપુરજી બંગાળીને, તથા મી૦ કેખશરૂ નવરોજજી કાબરાજીને, અને ડા૦ આત્મારામ પાંડુરંગને વંચાવ્યો, અને તેમનો વિચાર પુછયો. આ ત્રણકે ગ્રહસ્થોએ એક આવાજે મને સલાહ આપી કે પેલી બાઇને જરૂર મુંબઇ બચાવી લાવવી જોઇયે. મારો તો આમ કરવાનો વિચાર હતોજ, માટે પેલા પુરૂષ જોડે મેં મારો એક કાબૂલી પઠાણ આપ્યો, તથા સાથે વળી મી૦ મથુરાંદાસ ખેતસી અને બીજા એકાદા માણસને મોકળ્યા. રસ્તા ખર્ચને સારૂ મેં એક સારી રકમ પણ આપી, અને એ રીતે આ નાની ટોળીને રવાના કીધી.

પણ આ સઘળાએ પેલી વિધવાએ જે ગામથી કાગળ લખ્યો હતો ત્યાં જઇ ખોળ કીધી તો તે જણાઇ નહીં. એવું માલમ પડયું કે તે બાઇને તેનાં સગાંઓએ બીજેજ ગામ મોકલી દીધી હતી. આ

ઉપરથી પેલી ટોળીએ તેણીની શોધ બીજાં ઘણાં ગામોમાં ચલાવી, તેમ ખર્ચબી ઘણો કર્યો, પણ તે બાઈનો કાંઇ પત્તો હાથ લાગ્યો નહીં. આથી તે ટોળીએ નાસિપાસ થઈ પાછું ફરવા માંડયું. પણ માર્ગમાં તેની મહેનતનો બદલો મળ્યો. પેલી વિધવાનો પત્તો એક ગાડાંવાળાથી મળ્યો. ગાડાંવાળાએ ખબર આપી કે તે બાઇ ધોળારાની પાસે આવેલાં એક અમુક ગામમાં છે. આ ઉપરથી મારી મોકલાવેલી ટોળી તે ચોકસ ગામમાં જઈ પુગી, જયાં બહુજ મુશ્કેલીથી તે વિધવા હાથ લાગી, અને તેણીને ઘણીજ ચોકસી અને સંભાળથી મુંબઈ આણવામાં આવી.

બાઈ મુંબઈ તો સહી સલામત આવી ખરી, પણ હવે મારે તેનું કરવું શું ? મારે માટે આ બહુ અગત્યનો સવાલ થઈ પડયો. હું વિચારમાં પડયો. મેં તેણીને પુછયું કે "તું અત્રે સહી સલામત છે, પણ હવે કરવા શું માંગેછે ?" આ પરપુછ કરતી વેળા મારા સ્વપ્નામાં પણ નહીં હતું કે તે મારી તમામ મહેનત અને ખર્ચનો બદલો વળી જાય એવો હર્ખાવનારો ઉત્તર દેશે.

"જે પુરૂષ પ્રથમ મને ભાવનગરથી અત્રે લઈને આવ્યો હતો તેની સાથે મારાં લગ્ન કરાવી આપો."

આ તે બાઈનો જવાબ હતો. પેલા પુરૂષની મરજી પણ તેવીજ હતી, અને તેથી તે બંને સ્ત્રી પુરૂષની રાજીખુશીથી મેં તેમનાં પુનર્લગ્ન કરાવી આપ્યાં. આ જોડું હાલ સુરત શેહરમાં હૈયાત છે. તે પોતાના દિવસ ત્યાં સુખચેનમાં ગુજારેછે. તે તરફનાં કાગળ પત્રો મારા ઉપર અવારનવાર આવેછે.

ઉપલી બાઇના જે ચાર નાતિલાઓએ તેણી ઉપર ત્રાસ વર્ત્તાવ્યો હતો તેઓ તથા પેલી હમેલ તોડી પાડનારી દાઈ પોલિસની ધરપચ વેળા મુંબઇથી કેથે નાસી ગયાં હતાં તે પાછળથી કેટલીક મુદતે અત્રે પાછાં ફર્યાં છે, એવી મને ખબર મળવા ઉપરથી મેં તેઓ ઉપર ફોજદારી કામ ચલાવવાનો વિચાર કીધો હતો, પણ પુરતા પુરાવાની ગેરહાજરીને લીધે છેવટે એ વિચાર મને છોડી દેવાની ફરજ પડી હતી.

મારા પોતાના પુનર્વિવાહ પછી મારે હસ્તક મારી સાહ્યતા અને આશ્રયથી થયલાં પુનર્લગ્નોમાં ઉપલું સર્વેથી પહેલું હતું. છેલાં વીશ વર્ષોમાં ઉંચી ન્યાતના વાણિયા, ભાટિયા, તથા ગુજરાતી અને દક્ષણી બ્રાહ્મણોમાં સર્વે મળીને લગભગ ૫૦ થી ૬૦ પુનર્લગ્નો થયલાંછે,

જેમાંનાં લગભગ આશરે વીસેક મેં પોતે મારા આશ્રય નિચે અને મારે ખર્ચે કરાવેલાંછે.

આ વાત ઘણીજ અફસોસકારક છે કે ગુજરાતી હિંદુઓમાં જેટલા પુનર્વિવાહ થયલા છે તેમાં કેળવણી પામેલો એક પણ હિંદુ નથી. એવાં જેબી લગ્નો થયલાંછે તેમાં પરણનાર પુરૂષ કેળવાયલો નહીં પણ કેળવણીથી બેનસીબ, અભણ, ધર્મચુસ્ત અને જુના વિચારનો માલમ પડશે. વગર કેળવાયલાઓ પણ કેળવાયલાઓને જો બોધ આપતા હોય તો તેનું આ એક જાણવાજોગ દૃષ્ટાંત છે. દક્ષણી હિંદુઓમાં વીસથી પચીસ પુનર્લગ્ન થયલાંછે તેમાં કેળવાયલા હિંદુઓ બે ત્રણથી વધારે નથી. કેળવણી પામેલા હિંદુઓથી સંસારી સુધારાની આશા આ દાખલા પછી કેમ રાખી શકાશે ? આપણા કેળવાયલા હિંદુઓ શું કરેછે ? અલબત પુનર્વિવાહનું કામ તેઓ પસંદ કરેછે, અને તેની તરફેણમાં લાંબાં લાંબાં ભાષણો કરેછે—બસ એટલુંજ; એથી વધારે તેઓથી કશું બની શકતું નથી—એથી વધારે બજાવવા કે બનાવવાની તેઓમાં હિંમતજ નથી. વાત એ છે કે ન્યાતબહારની સજા થઇ જાય તો પછી તેનું કેમ ? એ સજા કરનારાઓ સુધારાની આડે આવનારા, સુધારાના હડહડતા શત્રુઓ છે ખરા; પણ તેમની સામે થવાની, તેમનો જુલમી દોર તોડવા માટે એકત્ર થઇ સુધારાના ઝુંડા હેઠે લડવાની, ન્યાતના જુલમની બેડી તોડી નાખવાની, આપણા સુધારાવાળાઓમાં હિંમતજ કયાં છે ? જો તેઓ ચાહે તો સુધારાને પડખે રહીને ન્યાતની બેડી તોડી શકે, ન્યાતનાં દળ કે બળ ભાગી નહીં ડરતાં તેના કુચાલો સામે તેઓ એકત્ર થઇને કંમર બાંધે તો ન્યાતની સંખ્યા કરતાં તેમની સંખ્યા વધી જાય, ન્યાતની સત્તા કરતાં તેમની સત્તા સર્વોત્તમ અને સર્વોપરી થઇ પડે. અજ્ઞાન અને ઝનુન સામે જ્ઞાન અને ડહાપણની લડાઇ છેવટે જયવાદ વગડાવ્યા વિના રહેનાર નથી. બગાડાવાળા એમ સમજેછે, અને તેથી સુધારાવાળાઓને ડઠરાવવા અને ડરાવવાને તેઓ ચાહે તેવા ત્રાસ ઉભા કરેછે. સુધારાવાળા પણ એમ સમજેછે, પણ તેઓ આ ત્રાસથી ડેરી જાયછે. તેઓ ધાસ્તી ખાઇ દૂર નાસેછે. "કોણ પિડામાં પડે ? કોણ બલા ખેંચી લે ? કોણ ન્યાત બહારની ફજેતી ખમે ? લાગ ફાવે ત્યારે ચાહે એટલું બોલીશું, પણ આપણાથી કરી બતાવી શકાશે નહી."

આવા સુધારાવાળાઓથી હાથ જોડયા ! તેઓથી સંસારી સુધારાની તે આશા કેવી રાખવાની ? જેઓ સુધારાનાં નામ અને કામને થકી પોતાનો જરા પણ ભોગ આપવાના અખાડા કરે, જેઓ પરમાર્થનું પુણ્ય હાંસલ કરવાને બદલે સ્વાર્થનું વળગણ કદી છોડે નહી, તેવાઓથી દેશનું કલ્યાણ તે કયાંથી થવાનું હતું ? અને તેઓ ન્યાતજાતના કુચાલો, પાપી રિવાજો અને જુલમી દોરની બેડીઓ તે કયાંથી તોડવાના હતા ? તેઓ પોતે કેળવાયલાછે માટે તેઓ જાણે કે હથિયારબંધ થયલા સિપાઈ છે; પણ એ નાહિમતવાન સિપાઈઓ રાંક રૈયતનું રક્ષણ તે કયાંથી કરવાના હતા ? જે દાખલા તેઓ તરફથી તેમના અજ્ઞાન ભાઈબંધોને મળવા જોઈયે તે દાખલા તેજ અજ્ઞાન માણસો તરફથી તેમને લેવા પડે એવા બનાવો બન્યાછે. એ શું થોડા અફસોસની વાતછે ?



## પ્રકરણ ૧૫ મું.

## દુશ્મનીના નવા દાખલાઓ.

સુધારાના ખરા શત્રુઓ—શેઠિયાઓની દુશ્મની—શેઠાઈ અને સુધારો—સુધારાવાળાઓની સતાવણીઓના દાખલા:—ડા૦ બેરામજીને ત્યાંનાં લગ્નનું નોતરૂં—તે ઉપર ધાંધલ; સગા સ્નેહીઓની મુલાકાત ઉપર ત્રાપ—મારા મળતા વિશેકોને ધમકી; ધંધા ધાપાની લેવડદેવડ ઉપર ધસારો—મી૦ બંગાળીનો રોકડો જવાબ; એક શ્રીમંત વાણિયાને ત્યાં લગ્ન—નાચની બેઠકનું મને નોત્રું—બેઠકમાં શેઠાઈ અને સુધારો—મને નોતરવા માટેની સજા—એક અપમાન ભરેલી નોટિસનું ચિથરું—મારો ૨૬ જવાબ.

પુનર્વિવાહના ખરા શત્રુઓ કોણ છે ? શું ન્યાત ? શું અભણ અને અજ્ઞાન ન્યાતિલાઓ ? મારા વીસ વર્ષના અનુભવ ઉપરથી મેં જોઈ લીધુંછે કે પુનર્લગ્ન કરનારને સતાવનારા જેટલા અભણ કે ભોળા ન્યાતિલાઓ હોતા નથી તેટલા ન્યાતના શેઠિયામાં ખપનારા અને ગામના આગેવાનમાં નામ-ખપાવનારા પૈસા કે વગવાળા ધણીઓ હોયછે. જે ધણીઓથી ન્યાતનાં ભલાંની, સંસારી સુધારાની અને પ્રજાનાં સુખની આશા રાખવામાં આવે તેજ લોકો હમેશાં સંસારી સુધારાના કટ્ટા શત્રુ થઈ પડેછે, તેઓજ તેવા સુધારાનાં શુભ કામોની આડે આવેછે,

અને તેઓજ તેવાં કામો કરનારને હર બહાને સતાવેછે. પ્રજામાં તો તેઓ ઘણાજ હોશિયાર અને આબરૂદારમાં ખપેછે. યુરોપિયનો કે પારસીઓ સાથની વાતચિતમાં તો તેઓ સંસારી સુધારાના પોતાને મોટા આગેવાન અને હિમાયતીમાં ખપાવેછે, અને ન્યાતિલાઓની મુર્ખાઇ અને અજ્ઞાનપણાંને હસી કહાડી અફસોસ પણ કરેછે. પણ મેં કહ્યું તેમ સુધારાના ખરા શત્રુ તો તેઓજ છે. ન્યાતના આ શેઠિયાઓ, લોકોના આ આગેવાંનો, મંડળીના આ વડાઓ, પોતાના સઘળાં માન અને જ્ઞાન છતાં, પોતાની સઘળી ખબરદારી અને હોંશિયારી છતાં, બહારથી જેવા દેખાયછે તેવા અંદરખાનેથી નથી; સુધારાની પક્ષમાં જે કાંઇ બોલતા હોય તેમ વર્ત્તતા નથી. તેઓ તો સુધારો કરનારને તુચ્છકારેછે, હિણેછે, તેને કચડી નાખવાને તત્પર છે. ન્યાતને દોરવનાર તેઓજ છે. અભણ અને અણસમજ લોકોને ખરાને બદલે ખોટે રસ્તે ચલાવનાર તેઓજ છે. શેઠિયાઓની દેવની પેઠે પુંજા કરનારા ઝનુની પણ જંગલી ન્યાતિલાઓ પોતાના વિચારથી કે પોતાના અભિપ્રાયથી કદી કશું કામ કરી શકતા નથી. સ્વતંત્રપણે તેઓનો વિચાર ગમે તે હોય પણ શેઠિયા ચલાવે તેમ ચાલવાને તેઓ સદા તૈયાર હોયછે. જો શેઠિયાઓજ કહે તેમ કરે અને લાગે તેમ બજાવે એવા હોય તો ન્યાતિલાઓ હાલ ભુડું કરવાને જેમ તત્પર રહેછે તેમ ભલું કરવાને તૈયાર થાય. પણ તે વખતને હજી ઘણો વિલંબ છે. ખરા સુધારાને આડે આવનારા તેના ખરા શત્રુઓ શેઠિયાઓજ છે, આમ હું વગર પુરાવે અમસ્થો કહેતો નથી. તેનો મને પુરતો અનુભવ છે, અને તે મારા અનુભવ ઉપરથી ન્યાતના આ શેઠિયાઓ અને આગેવાનોની સતાવણીના થોડાક દાખલા આ પ્રકરણમાં નોંધી લેવાની જરૂર જોઉંછું, કે જે ઉપરથી મારા વાંચનારાઓ જોશે કે કેવી કેવી યુક્તિથી સુધારાના માર્ગમાં હરકતો મૂકાયછે અને કેવી કેવી સ્વાર્થી મતલબોને થકી એક ખરો અને ફાયદાકારક સુધારો કરનારને હેરાન કરવા, હલકો પાડવા અને તે તરફ પોતાનો ચોખો શત્રુભાવ દેખાડવાની હલકી તજવીજો થાયછે. મેં પુનર્લગ્ન કર્યું ત્યારથી આજ સુધીનાં વીસ વર્ષોમાં મને સતાવનાર, હેરાન કરનાર અને દુશ્મની દેખાડનાર શેઠ વરજીવનદાસ માધવદાસ અને તેમનાં કુટુંબનાં લોકો સિવાય બીજું કોઇ નથી.

આ સતાવણી કેવા કેવા વિચિત્ર પ્રકારની છે તે નિચલાં થોડાંક દષ્ટાંતો ઉપરથી જણાશે :—

દા ખ લો ૧ લો.

## લગ્નનું એક નોતરૂં બંધ પડયું.

અતરેના એક પારસી તબીબ ડાકટર બેરામજી નવરોજજી સાથે મને ઘણી ઓળખાણ પિછાન હતી. આ તબીબને ત્યાં એમની દીકરીનાં લગ્ન હતાં, માટે તેઓ અને તેમનાં ધણિયાણી અમોને લગ્નમાં સામિલ થવાનું નોતરૂં દેવા આવ્યાં: મને અને ધનકોરને ઇજન કરીને તેઓ શેઠ વરજીવનદાસનાં કુટુંબમાં નોતરૂં દેવા ગયાં. હવે ડા૦ બેરામજી શેઠ વરજીવનદાસનાં કુટુંબના ખાસ ડાકટર હતા. આ શેઠને ખબર હતી કે ડા૦ બેરામજી સાથે મારે ઘણી ઓળખાણ પિછાન છે, તેથી એ તબીબે મને પણ નોતરૂં દીધું હશે એવી અટકળ બાંધીને શેઠ વરજીવનદાસે ડા૦ બેરામજી આગળ અમારા તરફની દુશ્મની આ રીતે જાહેર કીધી.

"તમોએ માધવદાસનાં ધણિયાણીને પણ નોતરૂં દીધું હશે," તેઓ બોલ્યા, અને ડાકટરે ડોકું ધુણાવી હા પાડયાથી શેઠે પોતાનું ભાષણ આગળ ચલાવ્યું—"તેઓ જો ત્યાં આવવાનાં હશે તો અમારા કુટુંબની કોઇ પણ બાનુને તમારે ત્યાં મોકલાવીશું નહી.

હવે આ પારસી ગ્રહસ્થને ત્યાંનાં લગ્નમાં અમો હિંદુઓને કાંઇ જમવાનું તો નહીં હતું, તેમ છતાં આવી હઠ શેઠ વરજીવનદાસને લેવાનો સબબ અમારી તરફની દેખાઇતી શત્રુતા સિવાય બીજો શો હોય? તેમનો આ વાંધો જોઇને ડા૦ બેરામજી તો વિચારમાં પડી ગયા.

"અમોએ માધવદાસને ત્યાં નોતરૂં તો કરેલું છે, પણ તેઓ આવશે કે નહીં તે કાંઇ ચોકસ નથી." આ રીતનો શેઠને જવાબ દઇ ડા૦ બેરામજી પાછા મને મળવાને આવ્યા, અને મને પુછવા લાગ્યા કે "તમો અમારે ઘેર લગ્નમાં ખચિત આવશો કે નહી?" આ સવાલ પુછવાની મેં તેમની ખરી મતલબ જાણવા માંગી ત્યારે તેઓએ શેઠ વરજીવનદાસ સાથ થયલી ઉપલી વાતોથી મને વાકેફ કીધો.

આથી મને બહુ ગુસ્સો લાગ્યો. મેં તેઓને સાફ ના પાડી કે મારી ધણિયાણી કાંઇ તમારે ત્યાં આવવાની નથી. સુખેથી તમો શેઠ વરજીવનદાસનાં કુટુંબવાળાઓને બોલાવો."

અને તેમજ થયું. અમે કોઇ લગ્નમાં ગયાં નહી. આ રીતે ન્યાતના શેઠિયા શેઠ વરજીવનદાસે ડા૦ બેરામજી પાસે અમારૂં અપમાન કરાવ્યું.

### દાખલો ૨ જો.

### સગા સ્નેહીઓની મુલાકાત ઉપર ત્રાપ.

મેં પુનર્વિવાહ કર્યા પછી અમારી ન્યાતનો મી૦ હરજીવનદાસ જગજીવનદાસ, કેજે મારી મરનાર બાયડીનો સગો થતો હતો, તથા જેનો બાપ મરતી વખતે પોતાના આ દીકરાની સંભાળ રાખવાની મને ભલામણ કરી ગયો હતો, તે મને મળવા આવ્યા કરતો હતો. આ ધણીને શેઠ વરજીવનદાસે મારે ઘેર આવતો અટકાવવા અને દમ બિડાવવા માંડયો. તેઓએ તેને કહ્યું કે "તું માધવદાસને ઘેર મળવા શું કરવા જાયછે ? તું વટલી જઇશ. તું ક્રિશ્ચિયન થઇ જવાનો છે કે શું ? તને અમે તો દીકરી નહીંજ પરણાવિયે, પણ આપણી ન્યાતનો બીજો કોઇ તને દીકરી આપવાનો નથી, ને તું રખડી મરીશ."

મારો ભત્રીજો કેજે શેઠ વરજીવનદાસનો પોતાનો જમાઇ થાયછે, તેનેબી તેના આ સસરાજીએ એવોજ દમ બિડાવીને મારે ઘેર આવતો અટકાવ્યો હતો, કેમકે તે મારે ઘેર કોઇ કોઇવાર મળવા આવતો હતો.

### દાખલો ૩ જો.

### વેપાર ધંધાની લેણદેણ ઉપર ધાડ.

શેઠ સોરાબજી શાપુરજી બંગાળી શેઠ વરજીવનદાસના ભાગિયા થાયછે અને તેઓ આ શેઠને હંમેશાં ઘણું માન આપેછે. જોકે આ બંનેના વિચારો એક બીજાથી તદન જુદા છે, અને શેઠ સોરાબજી અમોને બહુજ ચાહેછે તથા અમારા ઉપર હંમેશાં ઘણીજ પ્રીતિ રાખેછે, તોપણ પોતાને ઘેર બે વખત પોતાની બે દીકરીઓનાં લગ્ન થયાં હતાં તે વખતે શેઠ વરજીવનદાસને ખાતર મી૦ બંગાળીને મારી ધણિયાણીને પોતાને ત્યાં સાદી વેળા બોલાવવાને માંડી વાળવાની જરૂર પડી હતી. શેઠ વરજીવનદાસ અને તેમના કુટુંબવાળાઓએ હરકત કરવાથીજ આમ બે વખત બન્યું હતું; પણ શેઠ સોરાબજીની ત્રીજી દીકરી પરણી તે વખતે શેઠ વરજીવનદાસનાં કુટુંબમાં મરણ થયાથી તેઓ શોકમાં હતા તેથી તેઓ મી૦ બંગાળીને ત્યાં લગ્નમાં જવાના ન હતા. આમ

હોવાથી એ ગ્રહસ્થે આ વેળા ધનકોરને અને મને પોતાને ઘેર લગ્નમાં મોટી ખુશી સાથે બોલાવ્યાં હતાં.

હવે શેઠ સોરાબજી સાથે મને વેપાર સંબંધી રૂપીયાની લેણદેણનો વ્યવહાર ચાલતો હતો. આ વાત શેઠ વરજીવનદાસના જાણવામાં આવ્યાથી તેઓ મી૦ બંગાળીને કહેવા લાગ્યા જે "તમો માધવદાસ સાથે રૂપીયાની લેણદેણ કરોછો ખરા પણ સંભાળજો! એનો વહિવટ બધો પોલંપોલ છે, માટે તમે ફસી પડશો." મી૦ સોરાબજીએ તેઓને ઉત્તર આપ્યો કે "તેવું કાંઇ નથી. મારૂં લેણદેણ માધવદાસ સાથે કાંઇ ઘણું નથી, માટે તમો સાહેબે કાંઇ ફિકર રાખવી નહી."

એ રીતે મારા લેણદેણના વ્યવહારને પણ નુકશાન પહોંચાડવાની મારી સામે યુક્તિ રચાઇ હતી.

## દાખલો ૪ થો.

## વકીલની એક નવાઈ ભરેલી નોટિસ.

આ જાતની શત્રુતાના પ્રપંચોમાં હવે એક નવો ઉમેરાયો. સ્વર્ગવાસી શેઠ ગંગાદાસ વિજભુખણદાસ નામે મુંબઇના એક શ્રીમંત પોરવાડ વાણિયા ગ્રહસ્થનાં કુટુંબમાં તેઓના દીકરાઓનાં લગ્ન થવાનાં હતાં, તેથી "માધવબાગ" ની રજા શેઠ વરજીવનદાસ પાસેથી મેળવીને ગંગાદાસનાં કુટુંબવાળાઓએ ત્યાં એક સુંદર માંડવો બંધાવ્યો હતો. એક દિને આ માંડવામાં લગ્નની ખુશાલીમાં એક નાચની બેઠક કરી હતી, કે જેમાં સામિલ થવા માટે મને તે લગ્ન કરનાર ગ્રહસ્થ તરફથી એક કાર્ડ મોકલવામાં આવ્યો હતો. આ નોતરાંને માન આપી હું નાચની બેઠકમાં ગયો, જે વેળા મી૦ ગંગાદાસ તરફથી મને ઘણું માન આપવામાં આવ્યું હતું. ત્યાં મારી આગમજ શેઠ વરજીવનદાસ અને તેમનાં કુટુંબના સર્વે પુરૂષોબી હાજર થયલા હતા. શેઠ પોતે એક કોચ ઉપર બેસીને એક ભાટિયા જોડે વાતચિત કરતા હતા. આ ભાટિયાને જન્મ દેશનિકાળની સજા મળેલી હતી, પણ નામદાર સરકારની મેહરબાનીથી દશ વર્ષની ટેપ ભોગવીને તે અત્રે પાછો ફર્યો હતો. આ ધણી શેઠ વરજીવનદાસની પાસેજ બેઠેલો હતો. આ મિજલસમાં હું શિરસ્તા મુજબ પંદર વીસ મિનિટ બેસીને વિદાય થયો. આ વેળા પણ મી૦ ગંગાદાસ તરફથી મને સારૂં આદરમાન મળ્યું. પાનગોલાબ તથા ફુલનો તોરો આપીને તેવણના મેનેજરોએ

મને છેક મારી ગાડી સુધી વળાવા આવી માન આપ્યું, તથા મિજલસમાં સામિલ થવા માટે મારો ઉપકાર માન્યો.

હવે મારા ગયા પછી મિજલસમાં બહુ ચર્ચા ચાલી. શેઠ અને તેવણના કુટુંબીઓએ ગંગાદાસના કુટુંબવાળાઓને એવો દમ બિડાર્યો અને ધમકી આપી કે તેવણે એકદમ ત્યાંથી માંડવો ઉપાડી લઇ જવો અને માધવબાગ તાબડતોબ ખાલી કરી આપવો. આ ધરપચનું ખરૂં કારણ એ કે તેઓએ મને નાચની બેઠકમાં કેમ કરી બોલાવ્યો? મારી હાજરીથી શેઠ વરજીવનદાસ અને તેના કુટુંબવાળાઓને ભારે ગુસ્સો લાગી ગયો, અને તેથી પેલા લગ્ન કરનાર ઉપર તેઓએ પોતાનો ગુસ્સો કહાડવા માંડ્યો. આથી મી૰ ગંગાદાસવાળાઓ બહુજ ગભરાયા. તેઓની સર્વે લગ્ન ક્રિયાઓ તો હજુ પાછલા દિવસો ઉપર થવાની હતી, માટે હવે શું કરવું તેના વિચારમાં તે પડયા. તેઓએ જે થયું તે થયું કહી ક્ષમા માગી, અને વિનંતી કીધી કે "તમો કહો તેમ કરવાને અમે તૈયાર છિયે. ફરમાવો હવે અમે શું કરિયે?" આશા મળી કે "તમે માધવદાસ ઉપર વકીલની નોટિસ મોકળાવો કે તે ફરીથી અહીં આવે નહી."

આ હુકમ લગ્ન કરનારે માન્ય રાખ્યો, અને બીજે દિને પાછળા પહોરે મારા ઉપર સોલિસિટરો મેશર્સ કલીવલેંડ અને પીલની સહી સાથની એક નોટિસ આવી. ગઇ રાત્રે બેઠકમાંથી મારા ગયા પછી ત્યાં શું શું બન્યું હતું તેની સર્વે હકિકતો ત્યાં હાજર રહેનાર એક ધણીએ આવી મને આબાદ કહી હતી, અને મારા ઉપર નોટિસ આવશે એવી પણ તેણે મને ખબર આપી હતી. મેં તે મિત્રનો તેની ખબર માટે ઉપકાર માન્યો અને કહ્યું કે નોટિસ આવવા દો, પછી જોઇ લઇશું. હવે એક બ્રુલુ કલાર્કે આવી મને નોટિસ પહોંચાડી, જેમાં નિચે મુજબની ખબર આપી હતી:—

"અમારા કુલ મી૰ ગંગાદાસ વિજભુખણદાસના તરફથી તમો મી૰ માધવદાસ રૂગનાથદાસને આ નોટિસથી ખબર આપિયે છિયે કે માધવબાગમાં બાંધેલા અમારા કુલના માંડવામાં નાચ પાર્ટીની બેઠકમાં તમો આવ્યા હતા ત્યાં તમોને જોઇને બીજા ઘણાએક ગ્રહસ્થો અજાયબ થયા હતા. અમારા કુલના ઘણાએક મેનેજરો હોવાથી કદાચિત તમોને કોઇએ નોતરાંનો કાર્ડ મોકલાવ્યો હશે, પણ હવે અમો તમોને આ નોટિસથી ખબર કરિયે છિયે કે હવે પછી

થનારી બીજી ક્રિયાઓનાં કાર્ડો જો તમોને મળ્યાં હોય તો તે અમો રદ કરિયે છિયે. માટે તે કાર્ડો રદ છે એમ સમજવું, અને તે કાર્ડો અમારા કુલ તરફનાં નથી એમ માની લેવું."

આ નોટિસ વાંચવાથી મને બહુ ગુસ્સો ઉપજયો. તે લઇ હું એક વકીલની સલાહ લેવા ગયો. મેં સર્વે વાતો તેને કહી સંભળાવી અને જાણવા માંગ્યું કે "આ રીતે લગ્ન કરનારની સહી સાથનો કાર્ડ મને મળ્યો તેથીજ હું બેઠકમાં ગયો હતો અને મને તેના તરફથી સારૂં આદરમાન મળ્યું હતું. પણ ત્યારપછી આ નોટિસ મોકળીને મારી સાથે જે નાલાયક ચાલ ચલાવવામાં આવીછે તે માટે તેના ઉપર હું દાવો બાંધીને ફરિયાદી માંડું તો મને બદલો મળી શકે કે નહી?"

મારા વકીલની સલાહ મારા આ સવાલના જવાબમાં આ મતલબની હતી. તેણે કહ્યું કે "અગરજો બેઠકમાં તમને કોઇપણ રીતનું અપમાન થયું હોત, અથવા જો નોટિસમાં આમ લખ્યું હોત કે 'તમો અમારે ત્યાં વગર કાર્ડે યાને વગર નોતરે આવ્યા હતા,' તો તમો એ ધણી ઉપર દાવો બાંધી ફરિયાદ થઇ શકત. પણ તેમ તો કાંઇ બનેલું દિસતું નથી. તમને તો ત્યાં પુરતું માન મળ્યું હતું, અને તમને નોતરૂં થવાની વાતબી આ ધણી કબૂલ રાખેછે. તે તો ફકત એટલુંજ કહેછે કે હવેપછીની બેઠકો અને ક્રિયાઓના કોઇ કાર્ડ તમને મળ્યા હોય તો તે રદ છે. માટે દાવો બાંધી ફરિયાદી માંડવાને બદલે યોગ્ય રસ્તો તો એજ છે કે આ નોટિસનો ઘટતો જવાબ લખી મોકલાવો. એટલુંજ કરશો એટલે બસ છે."

આ ઉપરથી મેં નિચલા શબ્દોમાં મારા તરફનો જવાબ મોકલાવ્યો :—

"મેશર્સ કલીવલેંડ અને પીલ, તે મી૦ ગંગાદાસ વિજભુખણદાસના
સોલિસિટરો જોગ—

મને તમારી ચિઠી પહોંચીછે તેના જવાબમાં હું તમોને લખી જણાઉંછું કે તમારા કુલ મી૦ ગંગાદાસ વિજભુખણદાસનાં નામની સહીનો કાર્ડ મને પહોંચાડવામાં આવ્યો હતો, માટેજ તેમનાં નોતરાંને માન આપી હું તમારા કુલના માધવબાગવાળા માંડવામાં નાચની બેઠમાં ગયો હતો, તે એવું સમજીને કે હું જો ત્યાં નહીં જાઉં તો તમારા કુલનાં મનમાં કાંઇ માઠું લાગશે. પણ પાછળથી તમારા કુલે કેટલાક મતલબિયાઓની ઉસકેરણીથી જે હિલચાલ

કરીછે અને જે માર્ગ અખ્તયાર કર્યોછે તે એક ગ્રહસ્થના તરીકાથી તદન ઉલટો છે અને તે માર્ગ એક ગ્રહસ્થ માણસને કદી પણ છાજતો નથી. માટે તમારા કુલની આવી રીત જોઇ હવે પછી ગમે તેટલા કાર્ડ મારા ઉપર મોકલાવવામાં આવે, અગર તમારા કુલનો ગમે તેટલો આગ્રહ હોય, તેમ છતાં પણ હવે કદી પણ હું તમારા કુલને ત્યાં જવાને રાજી થવાનોજ નથી, એમ તમારા કુલે અચિત માનવું જોઇયે. માટે એ વિષે હવે તમારે બિલકુલ ચિંતા રાખવી નહીં.

**લી૦ માધવદાસ રૂગનાથદાસ."**

મારા મજકુર જવાબ પછી ઉપલી તકરાર બંધ પડી હતી.



## પ્રકરણ ૧૯ મું.

## સરકારી મહેલનાં એક નોતરાંની કથા.

કામચલાઉ ગવરનર મી૦ આશબર્નર—તેઓએ આપેલી પાર્ટીઓમાં અમને નોતરાં—સામિલ થવાની મિત્રો તરફથી ભલામણ—મી૦ કાબરાજી અમારી મુલાકાત કરાવી આપેછે—દુશ્મનોના બળત્રા—અમારી સામે નવાઈ જેવો પ્રપંચ—મી૦ આશબર્નર ઉપર પેગામ—સર મંગળદાસ તરફનો રોકડો જવાબ—મી૦ મોરારજી ગોકળદાસ પેગામ કહેછે—મી૦ આશબર્નર તરફનો જવાબ. મારો ગભરાટ—ડા૦ આત્મારામ મી૦ આશબર્નરની મુલાકાતે—અમારા સંબંધમાં ખોલાસો—ગેરઇનસાફ નહી કરવાનો કામચલાઉ ગવરનરનો સુધારો. મી૦ કાબરાજીનો મી૦ આશબર્નર જોગો પત્ર—તેનો સંતોષકારક જવાબ—સરકારી મહેલનાં અમારાં ચાલુ રહેલાં નોતરાં—શત્રુઓની નિષ્ફળતા.

મુંબઇના નામદાર ગવરનર સર રિચર્ડ ટેમ્પલ અત્રેથી ૧૮૮૦ ના માર્ચ માસમાં પોતાના ઓદ્ધાનું રાજીનામું આપી સ્વદેશ રવાના થયા પછી નવા ગવરનર સર જેમ્સ ફર્ગ્યુસન વિલાયતથી અત્રે આવી પુગે તે આગમજ ગવરનરની કૌંસિલના વડા મેંબર આનરેબલ મી૦ આશબર્નર કામચલાઉ ગવરનર નેમાયા હતા. પોતાના આ નવા ઓદ્ધાને દરમ્યાન એ સાહેબે વાલકેશ્વરના સરકારી મહેલમાં બે "ઇવનિંગ પાર્ટીઓ" કરી હતી, અને એ બંને વેળા આ પાર્ટીઓમાં સામિલ થવા માટે મને તથા મારી ધણિયાણીને કાર્ડ મોકલી નોતરૂં કર્યું હતું. આવાં નોતરાં મેળવવાની મેં કોઇ કાળે તજવીજ કરી ન હતી, અને આગળ એવી સરકારી મહેલમાંની પાર્ટીમાં અમે કદી ગયાં પણ નહોતાં,

માટે હું વિચાર કરવા લાગ્યો કે અમારે ત્યાં જવું કે કેમ ? મેં મારા મિત્રો મી૦ કેખશરૂ કાબરાજી અને ડા૦ આત્મારામ પાંડુરંગની સલાહ પુછી, અને તેઓએ એકમતે મને મજબૂત ભલામણ કરી કે મારે ધનકોરને સાથે લઇને પાર્ટીમાં જરૂર જવું. પણ આવી પાર્ટીઓ-માં આગળ કદી ગયલો ન હોવાથી હું કેવળ અજાણ્યો હતો માટે મી૦ કાબરાજી જેઓને પણ આ પાર્ટીનું નોતરૂં હતું, તેઓએ અમારી જોડેજ ત્યાં જવાની ખુશી બતાવી. આ રીતે પાર્ટીને દિને અમો ત્રણે જણાં સરકારી મહેલમાં ગયાં, જયાં મી૦ આશબર્નર સાથ મી૦ કાબરાજીએ ધનકોરની અને મારી મુલાકાત કરાવી આપી, અને વળી મી૦ સોરાબજી બંગાળીએ બીજાં ઘણાંએક બાનુઓ અને ગ્રહસ્થો સાથ અમારી ઓળખાણ કરાવી.

પણ આ રીતે સરકારી મહેલમાં નામદાર ગવર્નર તરફથી અમને આ જે માન મળ્યું હતું તે શેઠ વરજીવનદાસ માધવદાસ અને તેના દીકરાઓથી દેખી શકાયું નહી. તેઓને અમારી ઘણી અદેખાઇ થવા લાગી. તેઓનાં દિલમાં જબરી આગ સળગી, અને તેનો પરિતાપ નહીં ખમાયાથી તેઓએ એવી યુક્તિ રચવા માંડી કે જેથી હવે પછી અમારૂં સરકારી મહેલનું નોતરૂં બંધ થાય. આ મતલબને માટે તેઓએ મરહુમ આનરેબલ મી૦ મોરારજી ગોકળદાસને બોલાવીને એવું સમજાવ્યું કે "આવા ન્યાતબહાર કાઢેલા માણસોને ગવરમેંટ હાઉસની પાર્ટીમાં બોલાવવાંમાં આવેછે તેથી એવી સરકારી પાર્ટીનાં માનમાં ઘટાડો થાયછે, માટે તમોએ સર મંગળદાસ સાથે મળીને માધવદાસનું એ નોતરૂં બંધ કરાવવું જોઇયે." મી૦ મોરારજીએ આ સૂચના મુજબનું કામ બજાવવાનું માથે લીધું, અને સર મંગળદાસ-ને જઇ મળ્યા. વાતો કરતાં તેઓએ અમારૂં નોતરૂં બંધ કરાવવા માટે મી૦ આશબર્નરને ભલામણ કરવાની સૂચના કીધી અને સર મંગળદાસને પોતાની જોડે તેડવા માંગ્યા. પણ આ હિંદુ નાઇટ કાંઇ કાચા ન હતા. તેમણે મી૦ મોરારજીને જવાબ દીધો કે "તમે કયાં મી૦ આશબર્નરને નથી ઓળખતા ? તમો પોતેજ જઇને જે ફરિયાદ કરવી હોય તે કરોને ? તેમાં વળી મારૂં શું કામ છે ? હું કાંઇ તેમાં સામિલ થતો નથી." આ વાતચિતની ખબર સર મંગળદાસની ગાડીમાં તે વખતે બેઠેલા એક ગ્રહસ્થે મને પહોંચાડી. મી૦ મોરારજીએ સર

મંગળદાસ સાથ ઉપલી જે વાતો કરી હતી તે સર મંગળદાસની ગાડી ચોપાટીના દરિયા કિનારા ઉપર ઉભેલી હતી તે વેળા કરી હતી.

હવે ત્યાં તો પોતાને ઉપલી મતલબનો ઉત્તર મળ્યો ત્યારે સર મંગળદાસને સાથે ન લેતાં મી૦ મોરારજી એકલાજ મી૦ આશબર્નરને મળવા ગયા, અને અમારા સંબંધી પોતાને જે ફરિયાદ કરવી હતી તે કીધી. તેઓ બોલ્યા કે "માધવદાસ અને તેની ધણિયાણી જેવાં ન્યાતબહાર કાઢેલાં લોકોને ગંવરમેંટ હાઉસની પાર્ટીમાં બોલાવવામાં આવેછે તેથી કેટલાએક આબરૂદાર માણસો નારાજ થાયછે, અને એ પાર્ટીઓનું માન ઘટેછે, માટે એવાં લોકોને ફરીથી નોતરૂં થવું જોઇતું નથી."

આના ઉત્તરમાં મી૦ આશબર્નરે આ મતલબનું કહ્યું—"ઘણાએક હિંદુ શેઠિયાઓ પોતાની સ્ત્રીઓને ઘરમાં છુપાવી રાખી એકલા આવી અમારી યુરોપિયન લેડીઓની વચમાં ભેળાયછે તે વાત અને પસંદ નથી. જો આબરૂદાર હિંદુઓ પોતાની સ્ત્રીઓને સાથે લઇને આવે અને તેઓ અમારી લેડીઓમાં ભેળાય તો વધારે સારૂં. અને તેટલામાટેજ મેં એવી ખાયશ બતાવી હતી કે પોતાની સ્ત્રીઓને લઇને આવે એવા હિંદુ ગ્રહસ્થોનાં થોડાંએક નોતરાં વધારવાં. આ મારી ઇચ્છા ઉપરથી મી૦ માધવદાસને નોતરૂં મોકલવામાં આવ્યું હતું. હવે મી૦ માધવદાસ અને તેમનાં ધણિયાણી લાયક માણસ છે કે નહીં, અને શા કારણ ઉપરથી તેઓ ન્યાતબહાર થયલાંછે તેની મને કાંઇ બરાબર ખબર નથી, માટે એ વિષે હું તપાસ કરીશ અને મને જેમ ઘટતું લાગશે તેમ હવે પછી કરીશ."

હવે મારા શત્રુઓ મારી સામે જબરી હિલચાલ ચલાવેછે અને નામદાર સરકાર સુધી મારી વિરૂધમાં છુપા કાવાદાવા ચલાવેછે, એવી ખબર સર મંગળદાસની સાથે ગાડીમાં બેઠેલા મેલા ઉપર કહેલા ગ્રહસ્થ તરફથી એવી મને મળી તેવોજ હું તો ગભરાટમાં પડયો. સરકારી મહેલનાં નોતરાં માટે મેં કદી ઇચ્છા કરી ન હતી, તે મેળવવાની તજવીજ પણ કીધી ન હતી, તેમ છતાં વગર માંગવે મને નોતરૂં મળ્યું; ત્યાં જવાની મારી પુરેપુરી મરજી નહોતી, કેમકે એવા મોટા સરકારી મેળાવડાઓમાં હું આગળ કદી ગયો હતો નહીં, પણ મારા મિત્રોએ મને ત્યાં જવાની સલાહ આપી તેથી હું ગયો;—અને એ

સઘળાં પછી હવે જો મારૂં નોતરૂં બંધ થાય તો તે કેટલું અપમાન! દેશી ભાઇઓમાં મને કેટલું હલકું લાગે! અને શેઠ વરજીવનદાસવાળાઓની મારા ઉપર જીત થવાથી તેઓ કેટલા હરખાઇ જાય! અને મને પજવવાને હવે શી બાકી રાખે? તેઓ અમારા લોકોમાં વડાઇ લેવા નહીં નિકળે કે "જુઓ, માધવદાસનું નોતરૂં અમે બંધ કરાવ્યું?"

આ જાતની ધાસ્તી ખાઇને હું પાછો ડા૦ આત્મારામની સલાહ લેવા દોડયો અને તેઓને સર્વે વાતોથી વાકેફ કર્યા. તેમણે મને ધીરજ આપી, અને પછી પોતેજ મી૦ આશબર્નરને મળવા ગયા. તે સાહેબે આ મુલાકાતને દરમ્યાન સરકારી મહેલવાળી પાર્ટીની વાત કહાડી અને પુછયું કે "પાર્ટી સતોષકારક હતી કે નહીં? કાંઇ તે વિષે દેશીઓમાં ફરિયાદ તો નથી?"

"પાર્ટી તો બહુજ સંતોષકારક હતી," ડા૦ આત્મારામે ઉત્તર દીધો; "ફરિયાદ તો કાંઇબી નથી, પણ આપ જયારે ફરિયાદની વાત કરોછો ત્યારે શું તમારે કાને ફરિયાદ જેવું કાંઇ આવ્યુંછે?"

"હા. મારી પાસે મી૦ મોરારજી ફરિયાદ લાવ્યા હતા," મી૦ આશબર્નરે ખરી વાત કહી દીધી; "તેમનું કહેવું એવું હતું કે પાર્ટીમાં એક ન્યાતબહાર કાઢેલાં જોડાંને નોતરૂં થયું હતું અને તે તેમાં સામિલ હતું તેથી કેટલાક સારા માણસોના જીવ કચવાયા હતા."

આ ઉપરથી ડા૦ આત્મારામને જે કહેવું હતું તે કહી દેવાની તક મળી.

"જે ન્યાતબહાર કહાડેલાં જોડાંની આ ફરિયાદ છે તે મી૦ માધવદાસ રૂગનાથદાસ અને તેમનાં ધણિયાણી છે," ડા૦ આત્મારામે ખોલાસો કરવા માંડયો, "જેમને ન્યાતબહાર થવાનો સબબ ઘણોજ માનભરેલો અને સ્તુતિપાત્ર છે. આ જોડું કાંઇ કોઇ હલકી તકસીરને માટે કે નિચ કામને માટે ન્યાતબહાર થયું નથી. મી૦ માધવદાસે કપોળ વાણિયા ન્યાતના શેઠ મી૦ વરજીવનદાસ માધવદાસની ભત્રીજી સાથે પુનર્લગ્ન કર્યાં છે, અને એવાં લગ્નો કરવાનો આ ન્યાતમાં ચાલ નથી તથા એ કામને શેઠિયાઓ પસંદ કરતા નથી, માટે આ જોડાંને ન્યાતબહાર કાઢયુંછે. આ લગ્ન કરનાર કાંઇ જેવો તેવો નહીં પણ લાખો રૂપીયાનો વેપારી ગ્રહસ્થ છે. અગરજો આપ સાહેબને કોઇના તરફથી કાંઇ ઉંધું સમજાવવામાં આવ્યું હોય તો તે ઉપર બિલકુલ

ધ્યાન આપવું જોઇતું નથી. અગરજો મી૦ માધવદાસનું નોતરૂં હવે પછી બંધ કરવા માટે આપને થયલી સૂચના ઉપર અમલ કરનાર હો તો હું અરજ કરૂં છું કે વગર કારણે તેનું અપમાન થવું જોઇયે નહીં. પ્રથમથીજ તેમને નોતરૂં નહીંજ દીધું હોત તો તે જુદી વાત હતી, પણ એકવાર તેમને નોતરૂં થયા પછી તે બંધ થાય તો એ વગર કારણનું અપમાન કહેવાય. પણ મને પુર વિશ્વાસ છે કે આપ નામદાર તરફથી કોઇને પણ આવો ગેરઇનસાફ નહીંજ થાય."

ડા૦ આત્મારામનું આ લાંબું સંભાષણ નામદાર કામચલાઉ ગવરનર સાહેબે ધ્યાનથી સાંભળ્યું અને પછી ટુકમાં એટલોજ ઉત્તર દઇને તેમને ધીરજ આપી કે "તમે બેફિકર રહો; તમારા મિત્રને સરકાર તરફથી કોઇબી રીતે અપમાન નહીં થશે."

હવે બીજી તરફથી મેં મારો ઉપલોજ ગભરાટ મારા બીજા સ્નેહી મી૦ કેખશરૂ કાબરાજી આગળ જઇને જાહેર કીધો. તેઓએ સર્વે વાતો સાંભળી લઇને મી૦ આશબર્નર ઉપર એક પત્ર લખ્યો, જેમાં એવી મતલબની અરજ ગુજારી હતી કે—"કેટલાક આપમતલબી માણસો અદેખાઇથી તમો નામદારને ખોટું સમજાવવાની તજવીજ કરેછે એવું મારા જાણવામાં આવ્યુંછે, માટે હું આપ સાહેબને વિનતિ કરૂં છું કે મી૦ માધવદાસ રૂગનાથદાસ એક આબરૂદાર વેપારી ગ્રહસ્થ છે અને તેઓ ગુજરાતી હિંદુઓમાં ઘણી માન ભરેલી રીતે પુનર્લગ્નની પહેલ કહાડીને ન્યાતબહાર થયલાછે, માટે એઓનું નોતરૂં હવે પછી બંધ કરવું નહીં. એમનું નોતરૂં બંધ થવાથી મને પોતાને અપમાન થયલું હું સમજીશ, કારણ કે એ ગ્રહસ્થની ઓળખાણ તમો નામદારની સાથે મેં પોતે કરાવેલીછે, અને મેં આપની હજુર જેમને રજુ કીધા હુતા તે કોઇ હલકો માણસ નથી પણ ઘણો આબરૂદાર અને લાયક ગ્રહસ્થ છે." આ પત્રના જવાબમાં મી૦ આશબર્નરે મી૦ કાબરાજી ઉપર આ મતલબનું લખી સધ્યારો આપ્યો કે "મી૦ માધવદાસ સંબંધી સર્વે ખોલાસાથી મારી ખાતરી થઇછે અને તમારા મિત્રનું નોતરૂં બંધ કરવાનું હું કશું કારણ જોતો નથી."

મી૦ આશબર્નરના ઉપલા જવાબ પછી મને ધીરજ આવી, અને હું જોઇને ખુશી છું કે મારા શત્રુઓ પોતાની નેમમાં નહીં ફાવતાં ઉંધા પડયાછે. તેઓની છુપી હિલચાલ અદેખાઇ ભરેલી જણાઇ

આવ્યાથી નામદાર સરકારે તેમની સલાહ કે સૂચના મુજબ અમલ કરવાની સાફ ના પાડી એજ તેમને એક જાતની સજા જેવું હતું. પણ તે સજાનો ચમચમાટ તેમને સદાનો રહી ગયોછે એટલુંજ નહી પણ તે વખતે વખતે ઉભરી નિકળેછે, કારણ કે મી૦ આશબર્નર પછીના ગવરનરો સર જેમ્મ ફર્ગ્યુસન અને લાર્ડ રેના વખતમાં અપાયલી જે દરેક સરકારી પાર્ટીમાં દેશીઓના મોટા ભાગને બોલાવવામાં આવ્યોછે તે દરેક પાર્ટીનું નોતરૂં મને મળતું ચાલુ રહ્યું હતું; એટલુંજ નહીં પણ આપણા હાલના ગવરનર લાર્ડ હેરિસ તરફથી દેશીઓને અપાયલી પાર્ટીમાં પણ મને નોતરૂં થયલુંછે અને મહેલની એ મોજમાં ધનકોર અને હું મોટી ખુશી સાથ મજાહ ભોગવી આવ્યાં છીયે.

એ રીતે ત્યારે આ ચોકસ બાબતમાં તો વરજીવનદાસવાળાઓની કાંઇબી યુક્તિ ફાવી શકી નથી. એમાં તો તેમનો જયને બદલે પરાજય થયોછે.

---

## પ્રકરણ ૧૭ મું.

## શત્રુતાનો એક નવો પુરાવો.

મને હેરાન કરવાનાં નવાં ફાંફાં—મિસ માનિંગ મુંબઇમાં—"ઇવિનિંગ પાર્ટી" ની ગોઠવણ—તે માટેનાં મકાનની અગવડ—"વેસ્ટફીલ્ડ"નો બંગલો—કમિટીમાં મારી નેમણુક—શત્રુઓ તરફની ભાંજઘડ—તેઓ તરફના વાંધાનું રદ જવું—કમિટીએ કરેલો ઠરાવ—તેના સેક્રેટરી તરફની ચિઠી—પાર્ટીમાં નહી જવાનો અમારો ઠરાવ—કમિટીમાંથી નિકળી જવાની મારા મિત્રો તરફની ધમકી—અમારા સંબંધી મિસ માનિંગની દલગીરી—ખરી જીત કોણની, સુધારાના શત્રુઓની કે અમારી?

"હારેલો જુગારી બમણું રમે" એ કહેવત મારા શત્રુઓના સંબંધમાં ખરી પડી. જયારે સરકારી મહેલ તરફનાં મારાં નોતરાંને તેઓ કશી અળવળ પુગાડી શકયા નહીં, અને તે કામમાં પોતાનો જબરો પરાજય થયલો જોયો ત્યારે તેઓ પોતાની એ નિષ્ફળતાથી બહુ નિરાશ અને નાસિપાસ થયા. આથી તેમનાં દિલમાં કેટલું દુઃખ અને મનમાં કેટલો બળાપો થવો જોઇયે તે કહેવા કરતાં વિચારી લેવું સહેલ છે. હવે આ રીતની પોતાની હારને લીધે મારા હરીફો મને છુંદવા, હેરાન કરવા કે હલકો પાડવાની એકબી તક જતી મુકે એ કેવળ

અશકય છે. ડુબતો ફિણને વળગે તેવી રીતે પોતાની અસ્વસ્થ હાલતમાં તેઓ હરેક નજીવી બાબતમાં પણ મને બાઝી પડવા લાગ્યા, અને મને પોતાના મંડળથી જુદો દેખાડવા માટે તેઓ સારાં કામમાં પણ ખલલ થવાની દરકાર વિના પોતાનાં દિલનો મેલ દેખાડવાને લજવાયા નહીં, તો જોકે તેમ કરવામાં મારી આબરૂને જરાંબી ડાગ નહીં લાગતાં સમજુ ગ્રહસ્થોમાં હલકું તો તેમનેજ લાગ્યું. તેમની શત્રુતાના આવા દાખલાઓ અનેક છે, પણ તે સર્વે પડતા મેલી આ ઠેકાણે માત્ર એકજ દાખલો નોધુંછું, કે જે ઉપરથી વાંચનાર જોશે કે મારા હરીફો નજીવી વાતોને મોટું રૂપ આપી પોતાની મોટાઇ કે શેઠાઇ દેખાડવા જતાં કેવો રકાસ કરતા હતા, અને મારી ઉપર હુમલો લાવવા જતાં કેવા પોતાનીજ ખરાબી કરતા હતા. આ દાખલો છેલાં ત્રણેક વર્ષ ઉપર બનેલોછે, અને તે પ્રખ્યાત પરોપકારી સદ્‌ગુણી મિસ માનિંગનાં મુંબઇ ખાતેનાં આગમન વેળા બન્યો હતો.

હિંદુસ્તાનની સંસારી હાલતના સુધારાને માટે અને તેમાં મુખ્યત્વે કરીને હિંદુસ્તાનની દેશી સ્ત્રીઓની સ્થિતિ સુધારવા તથા તેઓમાં કેળવણીનો પ્રસાર કરવાને માટે, ઇંગ્લંડ દેશની જે ભલાં દિલની, મોટાં મનની, પરોપકારી અબળાઓ મહેનત લેછે તેઓમાં મિસ માનિંગ મુખ્ય છે. તન, મન અને ધનથી આપણા દેશીઓનું ભલું કરનાર દાખલ, પરમાર્થને માટે પોતાની જીંદગી અર્પણ કરનાર દાખલ, મિસ માનિંગનું નામ આપણી તરફ જાણીતું અમે માનિતું છે. હિંદુસ્તાન તેણીને કેટલેક દરજ્જે આભારી છે, અને તે મોટા આભારનો થોડો ઘણો ભાર ઉતારવા માટે, જ્યારે આ સદ્‌ગુણી બાનુ ૧૮૮૮ ની શિયાળાની મોસમમાં હિંદુસ્તાનમાં ફરવા આવતાં પહેલવહેલી મુંબઇને કિનારે ઉતરી ત્યારે આપણા આગેવાન દેશી ગ્રહસ્થોએ તેણીનો પોતાથી બનતો આદરસત્કાર કરવાની પોતાની પહેલી ફરજ વિચારી. તેણીને અતરે પધારવાના સમાચાર સાંભળતાંજ મને પણ બહુ આનંદ પ્રાપ્ત થયો. તે ભલાં દિલની માયાળુ બાનુને દર્શને જવાને મારી ધણિયાણી અને હું અત્યંત આતુર હતાં, અને અમારી એ ઇચ્છા અમે જલદીથી તૃપ્ત કરી સંતોષ પામ્યાં.

મિસ માનિંગ આપણી હાઇ કોર્ટના તે વખતના નામદાર જડજ સાહેબ મી૦ સ્કાટ અને તેમનાં બાનુનાં પરોણાં ઉતર્યાં હતાં. મી૦

સ્કાટ સાહેબ આજે મિસર દેશ ખાતે મોટો ઓહ્દો મળવાથી ગયા એપ્રેલ માસમાં મુંબઇને છેલ્લી સલાંમ કરી ગયાછે. તેમની અને તેમનાં ભલાં બાનુની ગેરહાજરીથી મુંબઇનાં સંસારી મંડળોમાં ઘણી ખૂટ જણાશે. અગત્ય કરીને તેમની ગેરહાજરી આપણા દેશી સંસારી મેળાવડાઓમાં વધારે માલમ પડવાની, કેમકે મી૦ સ્કાટ જયારે આપણા લોકો તરફ મોટી દિલસોજી ધરાવતા હતા, ત્યારે તેમનાં બાનુ મિશિસ સ્કાટ પોતાના મળતાવડા અને માયાળુ સ્વભાવથી તથા હિંદની સ્ત્રીઓમાં કેળવણીનો ફેલાવો કરવાની પોતાની ખાહેશ અને ખંતથી ઘણાં પંકાઇ અને પળોટાઇ ગયાં હતાં. એવાં એક જોડાંનાં મકાનમાં મિસ માનિંગની પરોણાગત થતી હતી તે વેળા અતરેના દેશી રહેવાસીઓ તરફથી તે પરોપકારી બાનુને એક "ઇવનિંગ પાર્ટી" અપાવી જોઇયે એવો વિચાર ચોકસ વગવાળે ઠેકાણેથી જાહેર થતાંજ તે કેવળ ખરો અને માન ભરેલો છે એમ આપણા ઘણા આગેવાન દેશીઓને લાગ્યું, જે ઉપરથી પ્રથમ થોડાએક વગવાળા સાહેબોની એક કમિટી મુકરર કરવામાં આવી અને પછી "પાર્ટી" ને માટે એક લાયક વિશાળ મકાન મેળવવાની તજવીજ ચાલી. પ્રથમ સર દીનશાહ માણકજી પિટિટનો વાલકેશ્વર ખાતેનો મોટો શણગારેલો બંગલો મેળવવાનો વિચાર થયો, પણ તેજ વખતે સર દીનશાહજીના ભત્રીજાનું ભર જુવાનીમાં અકાળ મરણ નિપજેલું હોવાથી તેમનું કુટુંબ ભારી શોકમાં હતું અને તેથી ખુશી ખુશાલીની આ મિજલસને માટે તેમનો શોભાયમાન બંગલો મળી શકયો નહી.

આ હરકતને લીધે અંતે શેઠ વરજીવનદાસ માધવદાસનો "વેસ્ટફીલ્ડ" નામનો બંગલો કમિટીએ પસંદ કીધો અને ત્યાં અંદર તેમજ બહાર રોશની અને શણગાર કરવા માટે કંત્રાકટો અપાયાં, તથા સર્વે તૈયારીઓ ચાલુ થઇ. પાર્ટીનો દિવસ પણ મુકરર થયો, અને વર્ત્તમાન પત્રોમાં તે જાહેર થયો. આ સઘળી તૈયારીઓને દરમ્યાન મી૦ સ્કાટને બંગલે કારોબાર મંડળીની એક બેઠક થઇ, જે વેળા કમિટીના અસલ ગ્રહસ્થો ઉપરાંત બીજા નવા મેંબરોને તેમાં દાખલ કરવાનો ઠરાવ થયો. આ ઉપરથી લાગતાવળગતાઓ નવા નવા મેંબરોનાં નામો કમિટીને સૂચવવા લાગ્યા અને તે મુજબ કમિટીના ગ્રહસ્થોનાં નામોની ટીપ મોટી થતી ચાલી, જે વેળા કમિટીના એક ગ્રહસ્થે નવા મેંબરોમાંના

એક દાખલ મારૂં નામ સૂચવ્યું અને કમિટીએ તે બહાલ કરી નોંધી લીધું. હવે શેઠ વરજીવનદાસ માધવદાસના ભત્રીજા મી૦ હરકીસનદાસ નરોતમદાસ અસલ કમિટીના મેંબર હોવાથી તેઓએ જ્યારે મારૂં નામ મિસ માનિંગને આવકાર દેનારી કમિટીના એક મેંબર દાખલ નોંધી લેવાતું જોયું ત્યારે તેઓ સામે થયા, પણ એકલા પડયા. તેવણ બોલ્યા કે "માધવદાસનું નામ કમિટીમાં દાખલ કરવા સામે મને અને મારા કાકાને વાંધો છે."

જસ્ટીસ સ્કાટ સાહેબે પુછયું કે "શું વાંધો છે ?"

જવાબ મળ્યો કે "અમારે ખાનગી વાંધો છે."

આ ઉપરથી મી૦ ચંદાવરકર, જેઓ હિંદુ સુધારાના એક અગ્રેસર છે તેઓએ અને મી૦ કાબરાજીએ તકરાર લીધી કે "તમારા ખાનગી વાંધા સાથ આ જાહેર કામને શું લાગેવળગે છે ?"

આ તકરારનો ખરો જવાબ અપાયો નહી ત્યારે બીજી તરફ ઉતરી જવામાં આવ્યું. મી૦ હરકીસનદાસે ધમકી આપી કે "જો માધવદાસને પાર્ટીમાં બોલાવવામાં આવે તો અમે અમારો વેસ્ટફીલ્ડનો બંગલો એ કામને માટે વાપરવા આપનાર નથી."

આ શબ્દો સાંભળીને સઘળા સ્તબ્ધ થઇ ગયા. મી૦ જસ્ટીસ સ્કાટ અને કમિટીમાં હાજર રહેલા બીજા સર્વે મેંબરો હવે વિચારમાં પડયા. જો "વેસ્ટફીલ્ડ" નો બંગલો હાથમાંથી જાય તો પછી શું કરવું ? વખત ઘણો થોડો રહ્યો હતો; સઘળી તૈયારીઓ ચાલુ થઇ ચુકેલી હતી; પાર્ટીનો દિવસ અને જગા જાહેર થઇ ચુકયાં હતાં. ત્યારે હવે આ બંગલો છોડી દેવો કેમ પાલવે ? નહીજ પાલવે.

પણ તેમ બીજા હાથ ઉપર શેઠ વરજીવનદાસ કે મી૦ હરકીસનદાસ જેવા એકાદ બે આસામીઓના ખાનગી વાંધાઓને લીધે કોઇ નિર્દોષ આબરૂદાર માણસને નાહકનો ગેરઇનસાફ કરવો, એબી કમિટીને કેમ પાળવે ? કદી નહી પાળવે.

મિસ માનિંગ સુધરેલા વિચારોની અને સુધારાની હિમાયતી હતી. તે બાઇ એક સુધારાના સાથી અને ખરેખરો સુધારો કરનારની મુલાકાત લેવાથી જેટલી ખુશી થાય અને આનંદ પામે તેટલી યુરોપિયનો અને પારસીઓ આગળ સુધારાનું બહારથી ડોળ દેખાડનારા પણ અંદરખાનેથી ખરા સુધારાના કટ્ટા શત્રુઓની એક શોની સંખ્યા પણ જો

તેમને ભેટવા આવે તો તેમને જોવાથી કદી પણ રાજી થાય નહી. એમ માનીને કમિટીના ગ્રહસ્થોએ નવા ગ્રહસ્થોની ટીપમાંથી મારૂં નામ કહાડી નહીંજ નાખવાનો ઠરાવ કીધો. વળી તેમને એક બીજો વિચાર આવ્યો. તે એ હતો કે—"જ્યારે વરજીવનદાસવાળાઓ મી૦ માધવદાસ ઉપર આટલાબધા ગુસ્સે છે તો પછી માધવદાસને એ લોકો ઉપર કેટલો બધો ગુસ્સો હોવો જોઇયે ? અને જ્યારે આવકાર દેનારી કમિટીમાં મી૦ માધવદાસ કાંઇ પણ ભાગ લે તે સામે મી૦ હરકીસનદાસ અને તેના કાકાને જબરો વાંધો છે તો તેઓને ઘેર અપાતી પાર્ટીમાં સામિલ થવા સામે મી૦ માધવદાસને પોતાને કેટલો વધારે મોટો વાંધો હોવો જોઇયે ?"

અને ખરેખર કમિટીએ જે અનુમાન કીધું તે કેવળ ખરૂં હતું. જે વિચાર મારાં મનમાં હતો તેજ તેઓએ દર્શાવ્યો હતો. "વેસ્ટફીલ્ડ"-ના બંગલામાં પાર્ટી આપવાની વાત જ્યારથી મેં સાંભળી ત્યારથી મને અત્યંત દિલગીરી ઉપજી હતી. મારી ગમેએટલી ઉલટ કે આતુરતા, હોંસ કે ઇચ્છા છતાં અમારાથી આ પાર્ટીમાં સામિલ થઇ શકાવાનુંજ નહી એમ ધનકોરે અને મેં તેજ વખતથી વિચારી રાખેલું હતું. આથી અમો બને જણ ઘણાં ઉદાસ અને ફિકરમંદ હતાં, કેમકે જે ભલી અને પરોપકારી બાઇનાં માનમાં પાર્ટી અપાવાની હતી તેની પાર્ટીમાં હાજર રહી તેને માન આપવાનું પણ અમારાં નસીબમાં સૃજેલું નથી એમ જાણી અમને બહુ સંતાપ થતો હતો. તોપણ જેવી ઇશ્વરેચ્છા, એમ સમજી અમે ચુપ બેઠાં હતાં. ગમે તે થાઓ, પણ અમારા હરીફોનાં મકાનમાં તો અમારે જવુંજ નહી એવો અમે નક્કી નિશ્ચય કર્યો હતો, અને તેથી કારોબાર મંડળીએ અમારા તે ઠરાવનું વાજબી તોલ કીધું હતું.

હવે આ મંડળીએ તો મી૦ હરકીસનદાસ તરફના મારી વિરૂધના અભિપ્રાય છતાં તેમનો વાંધો રદ કીધો અને તેમની મરજી ઉપરાંત મારૂં નામ આવકાર દેનારી કમિટીની ટીપમાં દાખલ કીધું. એ પછી મી૦ સ્કાટ સાહેબે મારા ઉપર સર્ક્યુલર મોકળાવી મને ખબર આપી કે મારૂં નામ કમિટીમાં દાખલ કર્યું છે તે મારે કબૂલ રાખવું. આ ઉપરથી મેં મારૂં નામ કમિટીમાં દાખલ કરેલું કબૂલ રાખી, પાર્ટીના ખર્ચના દર મેંબર કનેથી લેવાને ઠરાવેલા રૂ૧૦ ની રકમ પગાર કરી દીધી. આ પછી મને અને મારી ધણિયાણીને પાર્ટીમાં હાજર

થઇ ભાગ લેવા મારેનો નોતરાંનો કાર્ડ સેક્રેટરીની સહી સાથનો મળ્યો હતો. આ કાર્ડની જોડે મારા ઉપર એક એવી મતલબની યાદી મોકળવામાં આવી હતી કે—

"મિસ માનિંગને આવકાર દેવાંના ખર્ચ માટે તમે રૂ૧૦) ભર્યાછે માટે તમારી જોડે બે બાનુઓ લાવવા માટેનાં નોતરાં કહડાવવાનો તમને હક છે, જેમનાં નામો લખી મોકળવાની મેહરબાની કરશો તો અમો તે તમારી ઉપર મોકળી આપવાને ખુશી થઇશું."

હવે મેં ઉપર કહ્યું તેમ પુનર્વિવાહના પેલા કટ્ટા શત્રુઓનાં મકાનમાં અપાતી મજકુર પાર્ટીમાં સામિલ થવાની મારી તેમજ મારી ધણિયાણીની બિલકુલ મરજી ન હતી, અને તેથી અમે તેમાં હાજર થયાંજ નહોતાં. આવકાર દેનારી કમિટીની ઉપલી બેઠકમાં મી૦ હરકીસનદાસે લીધેલા વાંધાની હકીગત કમિટીના બીજા કેટલાએક મેંબરોના જાણવામાં આવ્યાથી તેઓ ઘણાજ નાખુશ થયા હતા, અને તે માંહેલા બે ગ્રહસ્થો ડા૦ આત્મારામ પાંડુરંગ અને મી૦ વામન આબાજી મોડક (એલ્ફીન્સ્ટન સ્કુલના પ્રિન્સિપલ) તો એટલાતો નારાજ થયા કે તેઓએ કમિટીમાં દાખલ થયલા રહેવાનું નાપસંદ કરીને તેના સેક્રેટરી ઉપર એવી મતલબની ચિઠી લખી મોકળાવી કે જે પાર્ટીમાંથી મી૦ માધવદાસ જેવા ગ્રહસ્થને મારે વાંધો લેવાયોછે તે પાર્ટીમાં અમે પણ હાજર થવાના નથી, મારે અમારાં નામ છેકી નાખવાં, કેમકે એવી પાર્ટીમાં ભાગ લેવાની અમારી ખુશી નથી. મારા સાંભળવામાં આવ્યું કે બીજાબી મારા કેટલાએક મિત્રો એજ મુજબની ચિઠી લખવાને તૈયાર થયા હતા. આ ઉપરથી મેં દોડી જઇ તેમને સમજાવ્યા, અને કહ્યું કે એકાદ બે જણના ફાંટા અને બચાંસહી ચેડાંને લીધે મિસ માનિંગ સરખી બાનુને અપાનારાં માનમાં ખલલ પાડવી એ વાજબી નથી, કેમકે જેને આપણ સર્વે મોટાં માન અને ખરા ભાવથી ચાહિયે છિયે તેને તો આપણી તરફનું સર્વે માન મળવું જોઇયે, અને તે કામની ફતેહ થવી જોઇયે."

જ્યારે તે ભલી બાનુને અમારા સંબંધી સર્વે હકીગતની ખબર પડી, અને અમે પાર્ટીમાં કાં નહી સામિલ થયાં તેનું ખરૂં કારણ તેણીના જાણવામાં આવ્યું ત્યારે તે ઘણીજ દિલગીર થઇ, અને કહેવા લાગી કે "જો મને એ વિષે આગમચથી ખબર પડી હોત તો હું

કદી પણ "વેસ્ટફીલ્ડ" ની પાર્ટીનું નોતરૂં કબૂલ રાખત નહી." આ બનાવ પછી તે પરોપકારી અબળાની પ્રીતિ અને મમતા અમારા તરફ ઘણી વધતી ગઇ.

"વેસ્ટફીલ્ડ" ના બંગલામાં અપાયલી પાર્ટીમાં અમે સામિલ થયાં નહી તેથી અમારા શત્રુઓની એક જીત થઇ ખરી. પણ તે કેવી જીત ? અમે અમારી રાજી ખુશીથી તે જીત થવા દીધી હતી. આવકાર દેનારી કમિટીનો હું મેંબર હતો, પાર્ટીનું અમને નોતરૂં હતું, અને કમિટીના ગ્રહસ્થોમાં મને જોઇયે એટલો વગ હતો, મિસ માનિંગ સાથ અમને ઓળખાણ પડી ચુકી હતી, અને એ સઘળા સબબોને લીધે અમે જો ચહાત તો પાર્ટીમાં સામિલ થઇ શકત, તેની મેનીજમાં ભાગ લઇ શકત, અને તમામ દબદબા ભરેલી મિજલસમાં અમારો દેખાવ આપી શકત. પણ જે માણસો સુધારાનું ખોટું ડોળ ઘાલીને ખરો સુધારો કરનારને હેરાન કરવાને જરાબી લજવાય નહી, તેવા ધણીઓનાં મકાનમાં એક સુધરેલા દેશની અને સુધરેલા વિચારો ધરાવનારી ભલી બાનુનાં માનપાનની મિજલસ થાય, એ અમને બહુ નાપસંદ લાગ્યું, અને તેથી અમે અમારા સઘળા હક છતાં તે મકાનમાં પગ મુકયોજ નહી. અમે પગ નહી મુકયો તેથી અમારા શત્રુઓ પોતાને જીત મેળવનાર સમજયા ! ભલે તેઓ એમ સમજે; પણ તેઓએ યાદ રાખવું કે આ જીતની આગમજ તેમની હાર તો પુરીજ થઇ ચુકેલી હતી, કેમકે આવકાર દેનારી કમિટીમાં મને દાખલ નહી કરવા સામે વાંધો લેનારની સઘળી હરકતો અને ધમકીઓ છતાં કમિટીએ મારૂં નામ દાખલ કીધું અને મારી સામેનો વાંધો રદબાતલ કરી ઉડાડી નાખ્યો, ત્યારે તે જીત કોની કહેવાય ? મારી કે મારા હરીફોની ?

પણ કદાચ આને તેમની જીત દાખલ કબૂલ રાખિયે તોપણ તે કેવી કિસમની જીત હતી ? તેમને બંગલે હું નહીં આવ્યો તેથી તેઓ રાજી થયા, પણ તેમનાં મકાનમાં મેં પગ નહી મુકયો તેથી તો તેઓ ઉંધાડા પડયા. તેઓ કેવા છે અને મને શા માટે પજવેછે તે વાત મિસ માનિંગ અને મી૦ તથા મિશિસ સ્કાટ અને એવાજ બીજા આપણા દેશીઓના ખેરખાહો અને મિત્રોના જાણ્યામાં આવી અને તેથી તેઓ તેમની આગળ ખરાં રૂપમાં દેખાઇ આવ્યા. પાર્ટી તો અપાઇ, અને તે ઘણીજ ફતેહમંદ પાર્ટી હતી તેમાં જરાએ શક નથી; પણ

આ વાત શું છાની રહી છે કે તે ફતેહમંદ પાર્ટી એક સુધરેલા દેશની અને સુધરેલા અપક્ષપાત વિચારની પ્રખ્યાત બાનુને સુધારાના કટ્ટા શત્રુઓનાં મકાનમાં અપાઇ હતી ?



## પ્રકરણ ૧૮ મું.

## એ શુભ અવસરે.

ભુંડાંમાંથી ભલું—મિસ માનિંગનાં માનમાં એક નવી "પાર્ટી"—તેની ફતેહ—કપોળ ન્યાતિલાઓની તેમાં હાજરી—મિસ માનિંગની ખુશાલી—તેમનો હિંદુસ્તાનમાં પ્રવાસ—તેમનાં માનમાં એક નવો મેળાવડો—તેમાં મારી ન્યાતનાં સ્ત્રી પુરૂષોની વધારે સંખ્યાની સામિલગીરી—અમારી ખુશાલી. મારી દીકરી ગોમતી—તેના માટેની મારી ચિંતા—શત્રુઓની ઝુઠી ખુશાલી—એક કપોળ જવાન—તેનું મારે આશ્રે આવવું—તેની કેળવણી—ગોમતી સાથે તેનું લગ્ન—એક ખુશાલી ભરેલો આવકાર—સુધારાની ફતેહ—મારા જમાઇની કેળવણીમાં વધારો.

મેં આગળ જણાવ્યું તેમ મિસ માનિંગને "વેસ્ટફીલ્ડ" વાળા બંગલામાં એક "ઇવનિંગ પાર્ટી" આપી તેમાં મારા શત્રુઓની સુધારા વિરૂધની હરકતોને લીધે ધનકોર અને હું સામિલ થઇ શકયાં ન હતાં. પણ તેથી શું થયું ? મિસ માનિંગ અમારી ગેરહાજરીનો સબબ જાણીને તો બહુ દુઃખી થયાં હતાં અને અમારી સામેના પ્રપંચથી જો તેઓ આગમચથી જાણીતાં હોત તો તેઓ ઉપલી પાર્ટીમાં કદી બિરાજત નહી. પણ હવે એ તો થયું તે થયું. કહેવત છે કે "ઇશ્વર જે કાંઇ માઠું કરેછે તે ચઢિયાતાં સારાંનેજ થકી કરેછે," તેમ મિસ માનિંગની ઉપલી પાર્ટીમાં અમારી ગેરહાજરીનું પરિણામ વધારે સારૂંજ નિપજયું. મી૦ હરકીસનદાસ અને તેના કાકા શેઠ વરજીવનદાસે મારી વિરૂધમાં કીધેલી હઠીલાઇને લીધે મારા ઘણાએક મિત્રો ઘણા નારાજી થયા હતા. તે ઉપરથી તેઓએ મને સૂચના કીધી કે મારે પોતે એક નવી પાર્ટી મિસ માનિંગનાં માનમાં ઉભી કરવી. આ સૂચના મને ઘણી પસંદ આવી અને તે મેં એકદમ ઉંચકી લીધી. મેં મિસ માનિંગને આ નવી પાર્ટીનું આમંત્રણ કીધું, અને તે તે ભલી બાનુએ ઘણીજ ખુશી અને હોંસ અને આનંદથી સ્વિકાર્યું. નામદાર જડજ મી૦ સ્કાટનાં બાનુ પણ આ વાત સાંભળીને ઘણાંજ ખુશી થયાં. આ પાર્ટી ગિર-

ગામ ખાતેનાં મારાં મકાનમાં આપી હતી, જેની સર્વે તૈયારીઓ ઘણીજ મનમાનતી રીતે મારા મિત્રો' મેશર્સ કેખશરૂ નવરોજજી કાબરાજી, નારાયણ ગણેશ ચંદાવરકર અને દારાશાહ રતનજી ચીચગર, એઓની ભેગી મદદથી કરવામાં આવી હતી.

ઠરાવેલે દિવસે મિસ માનિંગ મારી આપેલી "ઈવનિંગ પાર્ટી" માં બિરાજ્યાં. એ વેળા મિશિસ આશબર્નર, મિશિસ સ્કાટ, મિશિસ જાર્ડિન, મિશિસ હેમિલ્ટન, અને તેઓ સિવાય બીજી ઘણીએક આબરૂદાર લેડીઓ તથા દેશી બાનુઓ હાજર થયાં હતાં. આબરૂદાર અને આગેવાન દેશી ગ્રહસ્થો જોડે વળી મી૦ જસ્ટીસ સ્કાટ, મી૦ જસ્ટીસ જાર્ડિન, ડા૦ માકિખન, મી૦ રાયન, મી૦ હેમિલ્ટન વગેરે બીજા ઘણાએક ઈંગ્રેજ ગ્રહસ્થો પણ સામિલ થયા હતા. આ સર્વ સદ્ ગ્રહસ્થો અને બાનુઓએ અમારી નોતરેલી પાર્ટીમાં હાજર થઇ અમારાં જેવાં એક સાધારણ સ્થિતિનાં જોડાંને જે માન આપ્યું તેથી અમોને અને અમારા અંગત મિત્રોનો ઘણોજ હર્ષ પ્રાપ્ત થયો. આ પાર્ટી જગાની સગવડ પ્રમાણે નાની બોલાવી હતી તોપણ તે એટલીબધી તો ફતેહમંદ અને આનંદકારક થઇ પડી હતી કે ત્યાં આવનાર સર્વે યુરોપિયન તેમજ દેશી બાનુઓ અને ગ્રહસ્થો ઘણાંજ ખુશી થયાં હતાં. આ પાર્ટીની એક બીજી જુદીજ કિસમની ફતેહ એ હતી કે તેમાં મારા કેટલાએક ન્યાતિલાઓ અને ન્યાતની થોડીએક સ્ત્રીઓ પણ સામિલ થઇ હતી.

આ પાર્ટીથી મિસ માનિંગ ઘણાંજ ખુશ થયાં હતાં. પોતાની એ ખુશાલી તેઓએ મને અને મારી ધણિયાણીને તેજ વેળા જાહેર કીધી હતી એટલુંજ નહી પણ ઈંગ્લંડ મધે પોતાની આગેવાની હેઠલ ચાલતાં "નાશનલ ઈંડિયન આસોસિયેશન" નામનાં મહાવારી ચોપાનિયાંમાં આ પાર્ટીનો મનોરંજક હેવાલ તેઓએ પ્રગટ કીધો હતો.

મુંબઈથી વિદાય થઇને મિસ માનિંગ સુરત, અમદાવાદ, પુણા, મદ્રાસ વિગેરે ગુજરાત અને હિંદુસ્તાનના બીજા ઘણાએક ભાગોમાં ફરી આવ્યાં હતાં. એ પછી તેઓ પોતાને વતન પાછાં ફરવા માટે ફરીથી મુંબઇ પધાર્યાં, કેજે તકનો લાભ લઇને મેં મારેજ ખર્ચે અત્રેની એક સરકારી કન્યાશાળાનો મેળાવડો ધોબીતળાવ ઉપર ફરામજી કાવસજી ઇન્સ્ટીટ્યુટમાં કર્યો હતો. આ વેળા મિસ માનિંગને મેં અધ્યક્ષની

ખુરશી લેવાની વિનતિ કરવાથી તે પરમાર્થિ બાઇએ ઘણી ખુશીની સાથે મારી તે અરજ સ્વિકારી હતી. પ્રમુખની ખુરશીએ બિરાજીને તેઓએ પોતાને હાથે સર્વે બાળકીઓને સારાં સારાં ઇનામો વહેંચી આપ્યાં હતાં. તે મેળાવડામાં પણ મિશિસ સ્કાટ અને બીજી લેડીઓ, તથા ઘણીએક દેશી બાનુઓ તેમજ ગ્રહસ્થો હાજર થયાં હતાં. વળી તે મેળાવડામાં પણ મારાં નોતરાંને માન આપી મારી ન્યાતનાં ઘણાં-એક સ્ત્રી પુરૂષો હાજર થયાં હતાં. અમારા આ નવા મેળાવડાની આ એક વિશેષ ફતેહ હતી, અને તે અમારા શત્રુઓને જબરી ચિમકી લગાવનારી ફતેહ હતી.

* * * * * * * * *

એક બીજા શુભ અવસરની આજ પ્રકરણમાં નોધ કરવા માગું છું; અને તે ઉપલા કરતાં મારે મનથી ઓછો ખુશાલીભરેલો કે સંતોષકારક નથી. તે મારી દીકરીનાં લગ્નનો અવસર છે.

મેં જ્યારે મારાં પુનર્લગ્ન કર્યાં ત્યારે મારી આગળી મરનાર સ્ત્રીને પેટની ત્રણ વર્ષની ગોમતી નામની એક બાળક દીકરી હતી. હવે તે જેમ જેમ મોટી થતી ગઇ તેમ તેમ તેને પરણાવવાની મારી ચિંતા વધતી ગઈ. મારો અને મારા મિત્ર મરહુમ કરસનદાસ મૂળજીનો વિચાર અમારાં બાળકો મોટી ઉમરનાં થયા પછી તેમની સંમતી લઇ તેમને પરણાવવાનો હતો. પણ કરસનદાસનાં અકાળ મરણને લીધે તે વિચાર ધૂળ મળ્યો. મને એ વિષે કેટલીક ઉમેદ હતી, કેમકે મારી ન્યાતમાં તો કોઇબી ધણી મારી દીકરીને પરણવાની હિંમત કરી શકે નહી—જો કરે તો મારી માફક તેનેબી ન્યાતના જુલમને લીધે ન્યાતબહાર થવું પડે. હવે જ્યારે કરસનદાસનાં મરણથી મારી ઉમેદ ભ્રષ્ટ થઇ ત્યારે મારા શત્રુઓને કલેજે બહુ ટાઢક વળી. તેઓ મારાં આ એકપુરાં બચ્ચાંનું સુખ જોઇ શકે એમ ન હતું. તેઓ તો હવે મુછ મરોડીને બોલવા લાગ્યા કે "જોઇએ છિએ, હવે એની છોકરીને કોણ પરણેછે! અંતે કોઇ પારસી કે ઇંગ્રેજ નહીં તો મુસલમાનને પરણાવવી પડશે. પણ તેઓમાંથીબી તેને કોણ પરણવાનું છે?

જ્યાં રાખનાર પરમેશ્વર હોયછે ત્યાં મારનર ધૂળ ચાટેછે!

મારી ચિંતા વધતી જતી હતી અને મારા શત્રુઓ તેમ તેમ મગ્ન થતા હતા, એટલાંમાં એક નહીં ધારેલો બનાવ બન્યો. મારીજ ન્યાતનો

એક નિરાધાર છોકરો મારે આશ્રે આવી રહ્યો. તે એક ઉંચ કૂળનો બાળક હતો, પણ ગરીબ અવસ્થામાં આવી પડેલો હતો. તે બિચારાનાં માબાપ પણ મરણ પામેલાં હતાં. તેને આશ્રો આપનાર બીજું કોઈ હતું નહીં—બીજી કોઈ તરફથી તેને આશ્રો મળેલો નહોતો. એમ જોઈને મેં આ બાળકને આશ્રય આપ્યો. સારાં ભાગ્યે આ છોકરાને વિદ્યાભ્યાસ કરવાની ઘણી ઇચ્છા હતી. ઇચ્છા જોડે વળી તે ચંચળ મનનો અને ચપળ બુદ્ધિનો હતો. આથી મને ઘણી ખુશી ઉપજી, અને તેને તેની ઇચ્છા મુજબ અને તેની ચંચળાઈ તથા ચપળાઈ જેમ મદદ આપે તેમ વિદ્યાભ્યાસ કરવાની મેં સર્વે જોગવાઈ કરી આપી. જ્યાં ઇચ્છા અને બુદ્ધિ બંને હોય ત્યાં હાથમાં ધરેલું કાર્ય સિદ્ધ થયા વિના રહેતું નથી. મહેનત અને ખંતથી પેલો છોકરો પહેલીજવાર અતરેની યુનિવર્સિટીની મેટ્રિક્યુલેશનની પરીક્ષામાં ફતેહમંદ ઉતર્યા.

આથી મને ઘણી ખુશી ઉપજી. જે નિરાધાર, માબાપ વિનાના બાળકને મેં મારા આશ્રય હેઠલ લીધેલો તે આ રીતે મને સંતોષ મળે એવી રીતે કેળવણી લઈ પસાર થયો તેથી મને કુદરતી રીતે હરખ ઉપજયો. આ વખતે મારી દીકરીની ઉંમર ૧૬ વર્ષની હતી, અને પેલો છોકરો ૧૯ વર્ષનો ઉધરતો જુવાન હતો. તેઓ બંને મારાંજ ઘરમાં વસતાં હતાં. બંને વચે ભાઈ બેન જેવી સારી પ્રીતિ હતી. અને વળી આ નાવારેસ છોકરાને કેળવણીમાં વધતો જોઈને મને એવોજ વિચાર થયો કે અગરજો એને મારો જમાઈ કરૂં તો ખોટું નથી. જાતે ઉંચ કૂળનો છે—પછી આજે ગરીબ થઈ ગયોછે તો શું થયું ? જાતે ખબરદાર છે—પછી પાસે પૈસો નથી તો શું થયું ? જાતે શાણો અને ચતુર છે—પછી લોકોમાં જાણીતો નથી તો શું થયું ? આમ વિચાર કરીને મેં ઠરાવ કીધો કે જો એ યુવાનની તેમજ મારી દીકરીની પૂરસપર પ્રીતિ હોય અને બંને એકબીજાને વરવાને રાજી હોય તો મારે એમનું જોડું બાંધી આપવાની પહેલી ફરજ સમજવી. આ ઠરાવ મુજબ મેં તેઓ બંનેની ઇચ્છા પુછી, અને મારી મોટી ખુશાલી સાથ મેં જોયું કે બંને એકબીજા સાથે પરણવાને કેવળ રાજી હતાં.

તેઓની સંપૂર્ણ ખુશાલી જોઈને મેં તેમનાં લગ્ન કરી આપ્યાં. આવો શુભ અવસર મારી આજ સુધીની જીંદગીમાં આ પહેલોજ હતો, માટે મેં બહુજ હરખ અને ઉલટથી એ શુભ અને પવિત્ર કામ

હાથમાં ધર્યું, અને ઈશ્વરેચ્છાથી અને ઈશ્વરકૃપાથી સઘળી ફતેહમંદી સાથે પાર ઉતાર્યું. મેં મારી દીકરીનાં નામ ઉપર રૂ૭૦૦૦ નું એક ટ્રસ્ટ કરી આપ્યું અને ઘણી ખુશી ખુશાલી વચ્ચે આ સુખદાયક બનાવનું છેવટ આણ્યું. લગ્નની મિજલસમાં મારા સંખ્યાબંધ મિત્રો પધાર્યા હતા, પણ મારી ન્યાતનો એક પણ ગ્રહસ્થ તેમાં સામિલ થઈ શકયો ન હતો, જેનું કારણ દેખીતું છે અને તે હું આગળ અનેકવાર જણાવી ગયોછું કે ન્યાતને નામે શેઠિયાઓએ મારી વિરૂધમાં બંદોબસ્તો કરી ન્યાતિલાઓનેજ નહીં પણ મારા ઓળખિતા અને સગા સ્નેહીઓને પણ જાતજાતની ધમકીઓ આપી મારાથી દૂર કીધા હતા અને મારી જોડેના સંસાર વ્યવહાર અને ક્રિયાકામથી વેગળા રાખ્યા હતા. જો કોઈબી ન્યાતિલો લગ્ન ક્રિયામાં સામિલ થયો હોત તો તેને લાગલી ન્યાતબહારની સજા મળત!

પણ આ ન્યાતિલાઓ ન આવ્યા તો શું થયું? તેઓની હાજરી કે સામિલગીરી નહીં મળી તેથી મને કશું ખોવાનું હતું નહીં. મેં તો મારી પછી થયલાં બીજાં પુનર્લગ્ન કરનારા સર્વે વાણિયાઓને કાઠિયાવાડ અને ગુજરાતના જુદા જુદા ભાગોમાંથી નોતરાં દઈ બોલાવ્યા હતા, અને તેઓની એક સારી સંખ્યા લગ્નની મિજલસમાં હાજર થઈ હતી અને લગ્નની ખુશાલીમાં પોતાની સામિલગીરી આપી હતી. આથી હું ન્યાતબહાર હોઉં એવું કાંઈબી જણાતું નહોતું, અને તેથી અમોને ઘણોજ સંતોષ પ્રાપ્ત થયો. મારા શત્રુઓએ અત્યારસુધીમાં મારી સામે ઘણાબી પ્રપંચો રચ્યા હતા, પણ જેમ તે સર્વેમાં તેમજ આ બાબતમાં પણ ઈશ્વરે મને સંપૂર્ણ ફતેહ આપી અને શેઠિયાઓની સર્વે શત્રુતા તથા દુર્ધારી મતલબો ધૂળ મળી હતી.

હવે મારા જમાઈએ પોતાનાં લગ્ન પછી કાંઈ પોતાનો અભ્યાસ બંધ કીધો નહીં. તે તો તેણે આગળ ચાલુજ રાખ્યો. તે અતરેની ગ્રાંટ મેડિકલ કૉલેજમાં વૈદાંનો અભ્યાસ કરવા દાખલ થયો, અને આ ઠેકાણે નોધ લેતાં મને ઘણી ખુશી ઉપજેછે કે પોતાનાં પાંચ વર્ષ પૂરાં કરી તેણે એલ. એમ. એંડ એસ. (યાને "લાઈસેન્શિયેટ આવ મેડસિન એંડ સર્જરી") ની પરીક્ષા ફતેહમંદી સાથ પસાર કરીછે. આજે તે ડાકટર રણછોડદાસ પરમાનંદદાસ વોરાને નામે ઓળખાયછે.



## પ્રકરણ ૧૯ મું.

# સુધારો વિરૂધ શેઠાઇ.

કપોળ ન્યાતિલાઓ અને સુધારો—શેઠિયાઓનો ખળભળાટ—મને સજા કરવાનો નવો ઠરાવ—મારી મિજલસોમાં સામિલ થનારાઓને ધમકી. એક નાચ-ની બેઠક અને એક લગનની મિજલસ—તેમાં મારા જમાઇની અને મારી સામિલગીરી—નોતરૂં દેનારાઓ ઉપર શેઠિયાઓનો ગુસ્સો—મોડી રાત સુધી ચાલતી મસલતો—ન્યાતમાં એક નવો બખેડો—નોતરૂં કરનારાઓ ઉપર માફી માગવાનું દબાણ—સર મંગળદાસ અને શેઠ વરજીવનદાસનું મળી જવું—તેનો ભેદ—સર મંગળદાસ અને તેમના બનેવી—બનેવી ઉપર વેર લેવાનું એક ચોકઠું—સામસામા સ્વાર્થ—બ્રિટિશ રાજ્યમાં ન્યાતનો જુલમ—શેઠિયાઓના ન્યાયનો એક નમુનો—સુધરેલી કોમો સાથેનો તેમનો સંબંધ—નોતરાં દેનારાઓની હિંમત—માફ માગવાની તેમને પડેલી ફરજ—તકસીર વિના સજા કરનારનું નિકળેલું પોગળ.

મિસ માનિંગને મેં આપેલી "ઇવનિંગ પાર્ટી" ના મેળાવડામાં, તેમજ તેજ ભલી બાનુનાં માનમાં મારે ખર્ચે કરેલા સરકારી સ્કુલની છોડીઓને ઇનામો આપવાના મેળાવડામાં, યુરોપિયનો અને દેશીઓ-ની મોટી મિજલસો ભેગી થઇ હતી. સઘળાં આગેવાન અને કેળવ-ણી તથા સુધારાનાં કામને પસંદ કરનારાં સ્ત્રી પુરૂષોને મેં તેમાં નોતર્યાં હતાં, અને ત્યાં જેઓ સામિલ થયાં હતાં તેઓમાં એક જાણવાજોગ વધારો મેં તેમજ ઘણાએક મિત્રોએ જોયો હતો. "ઇવનિંગ પાર્ટી" ની મિજલસમાં મેં મારા ઘણાએક ન્યાતિલાઓને નોતરાં કીધાં હતાં, પણ હું જાણતો હતો કે તેઓ પોતાની સ્ત્રીઓ જોડે તો શું પણ એકલા પોતેબી આવનાર નથીજ; કેમકે ન્યાતનો ડર કાંઇ તેઓને ઓછો ન હતો. પણ જોઇને મને પરમ સંતોષ ઉપજયો કે મજકુર પાર્ટીમાં કેટલાએક હિમતવાન ન્યાતિલાઓજ નહીં પણ થોડીએક ન્યાતની બાઇઓ પણ સામિલ થઇ હતી. મને અને મારા જેવા આ જાત-નો સુધારો પસંદ કરનારાઓને આ દેખાવ જોઇ ઘણીજ ખુશી ઉપજી. પણ અમારી એ ખુશી ન્યાતના શેઠિયાઓને માટે દલગીરી જેવી થઇ પડી. ઉપલા ન્યાતિલા ગ્રહસ્થો અને બાઇઓ અમારી પાર્ટીમાં સામિલ હતાં એવી ખબર સાંભળીને શેઠ વરજીવન-દાસને, અને તેના દીકરા મી૦ ત્રીભોવનદાસને, તથા તેના ભત્રીજા

મી૦ હરકીસનદાસને, તેમજ મી૦ રૂગનાથદાસ ગોપાળદાસને અને મી૦ મનમોહન રામજીને બહુ બળાપો થયો. મારે ત્યાં આવેલા ન્યાતિલાઓ ઉપર તેમને અત્યંત ગુસ્સો ઉપજ્યો, અને જો તે સામિલ થનારાઓ પોતાના સપાટામાં આવે તો તેઓને કોઇબી પ્રકારે સજા કરવાને ચુકવું નહી, તથા ન્યાતમાં એવો તો મજબૂત બંદોબસ્ત કરવો કે ફરીથી કોઇબી ન્યાતિલો મારે ઘેર આવેજ નહીં, એવો તેઓએ મનમાં ઠરાવ રાખ્યો.

પણ એ ઠરાવ અમલમાં મુકાય તે આગમચ તો એકવાર ફરીને મિસ માનિંગવાળા મારા બીજા મેળાવડામાં ન્યાતિલાઓએ પાછો દેખાવ દીધો અને પોતાની સામિલગીરીથી મને મોટી ઉલટ આપી તથા ખુશી કીધો. એ મેલાવડામાં તો મારી ન્યાતનાં સ્ત્રી પુરૂષોની સંખ્યા પાર્ટી વેળા હાજર હતી તે કરતાં પણ વધારે આવી હતી. તેઓ સઘળાં મારાં નોતરાંને માન આપીને આવ્યાં હતાં, અને તેથી એક લેખે આને મેં શેઠિયાઓ ઉપર મારી નહીં પણ ન્યાતના દોર ઉપર સુધારા અને સારી સમજની ફતેહ માની લીધી. આ બનાવથી ઉપલા શેઠિયાઓના ક્રોધનો કાંઇ પાર રહ્યો નહી. તેઓએ જોયું કે તેમની મરજી કે તેમની આગ્નાને કોઇ ગાંઠતું નથી. તેઓએ જોયું કે શેઠાઇ તરફ જે માન અને જે ડરથી ન્યાતે જોવું જોઇયે તે માન અને ડર હવે ઓછાં થતાં ચાલ્યાંછે. આ ઉપરથી તેઓનો પિત્તો ઉછળી આવે અને તેઓ બળાપાથી બળતા વધારે ચિરડાય તથા પોતાનું ઘટતું જતું બળ વધતું જતું દેખાડવાને માટે નહીં ઘટે તેવાં કામો કરે એ કુદરતી છે.

હવે ઉપલા મેળાવડાઓમાં સામિલ થનારા મારા ન્યાતિલાઓમાંનો એક મારો પોતાનો ભત્રીજો મી૦ ગોરધનદાસ નરસિંહદાસ પણ હતો. આ જુવાન મી૦ હરકીસનદાસનો બનેવી થાય તેથી તેના ઉપર દબાણ કરવા અને તેને ધમકી દેવાનો શેઠિયાઓના હાથમાં કાંઇએક લાગ હતો. એટલામાટે ગોરધનદાસને બોલાવી મંગાવીને શેઠ વરજીવનદાસે ધમકી આપી કે "બીજા જે જે ન્યાતિલાઓ મેળાવડામાં ગયા હતા તે તો ગુન્હેગાર છેજ, પણ તમો તો ડબલ ગુન્હેગાર છો. તમારા એ ગુન્હાને માટે ન્યાતની મિટિંગમાં તપાસ ચાલશે ત્યાં તમે આવજો, ને ત્યાં જે હશે તે તમારો ઇનસાફ થશે."

પણ મી૦ ગોરધનદાસે ન્યાતની આ સભાની કાંઇ પણ દરકાર કરી નહીં અને તેઓ ત્યાં ગયા પણ નહીં, એટલે અંહીંજ એ વાત અટકી.

હવે મારી વેપારી પેઢી ઉપર મારા મદદનિશ મેનેજર દાખલ મી૦ હરજીવનદાસ જગજીવનદાસ નામે એક યુવાન જોડાયલા છે. એઓ સર મંગળદાસના જમાઇ થાયછે અને મી૦ ત્રીભોવનદાસ વરજીવનદાસના સાળા થાયછે. એટલામાટે જ્યારે મી૦ હરજીવનદાસ મારી પેઢી સાથ જોડાયા ત્યારે મી૦ ત્રીભોવનદાસે તેમને બોલાવીને કહ્યું કે "તમો અમારા સગા થઇને માધવદાસની પેઢીમાં જોડાયાછો એ કાંઇ તમે સારૂં કીધું નથી. હજુબી તમો માધવદાસ સાથનો સંબંધ છોડી દેશો તો સારૂં છે." પણ આ સલાહ મુજબ અમલ કરવાની જ્યારે મી૦ હરજીવનદાસે ના પાડી ત્યારે મી૦ ત્રીભોવનદાસે તેમને ધમકી આપી કે "ન્યાત તરફથી તમને હરકત થશે." પણ આ ધમકીની મારા હિંમતવાન મદદનિશ મેનેજરે કશી દરકાર કરી નહીં, જે ઉપરથી તેઓને પણ સંતાવવાની અને ન્યાત તરફથી એમનાં નોતરાં બંધ કરાવવાની તજવીજ ચાલી, તથા ન્યાતિલાઓ તરફનાં નોતરાં દેવડાવવાનો મી૦ ત્રીભોવનદાસે અટકાવ કરાવ્યો, એવી મતલબથી કે તેમને ન્યાતબહાર મુકવા.

ન્યાતિલાઓને તેમજ મારા લાગતાવળગતાઓને પણ આ રીતે મારાથી વિખુટા પાડવાની મતલબ એકજ છે, અને તે એ કે અભણ ન્યાતિલાઓનાં મનપર એવું ઠસાવવું કે પુનર્વિવાહ કરનાર બીજા ન્યાતિલાઓ જેવો સુખી, સંતોષી અને નચિંત રહેવો ન જોઇયે; તેને ન્યાત વિના ચાલવાનું નથી, અને ન્યાતબહાર રહેવાનું કામ સહેલ નથી; ન્યાતિલાઓ તેની સાથ સંબંધ રાખવાના નથી અને ન્યાત આગળ તેનું કાંઇ વળવાનું નથી. એટલા માટે ન્યાતના આગેવાનોએ અનેક રીતે મને પજવવા, હેરાન કરવા, એકલો પાડવા, અને મારૂં નુકસાન કરવાની પણ એકે તક જતી મુકી નથી. મને અને મારી ધણિયાણીને ન્યાતબહાર મુકીનેજ તેઓ મુગા બેઠા નહીં, કેમકે તેઓએ જોયું કે ન્યાતબહાર છતાંબી અમે તો ન્યાત કરતાં વધારે સારાં, વધારે ચહડતાં, વધારે સુધરેલાં મંડળોમાં ફરતાં હતાં, જ્યાં અમોને સારૂં માન મળતું હતું. એટલામાટે તેઓએ અમારી સામે ન્યાતિલાઓને ઉસકેરી મુક્યા, અને તેમાંબી કાંઇ વળ્યું

નહીં ત્યારે મારા અતલગના અને અંગત ખેશીઓ અને મિત્રો ઉપર દબાણ ચલાવવા માંડયું. પણ એ સઘળું છતાં જ્યારે તેઓ પોતાની એકે તદબીરમાં ફાવ્યા નથી, ત્યારે હવે તેઓએ એક નવી યુક્તિ શોધી કહાડી અને તે એકે જેઓ મારી સાથ સંબંધ રાખતા હોય, મને મળતા ભેટતા અને મારી સાથ મિત્રાચારી ધરાવતા હોય, મિજલસોમાં મારે ત્યાં આવતા અને મને પોતાને ત્યાં બોલાવતા હોય, તેઓ ઉપર દોર ચલાવવો, તેઓને બિવંડાવવા, અને તેઓને સજા કરવાની ગડબડ સડબડ કરીને બીજાઓને તેમને પગળે ચાલતા અટકાવવા. આ છેલી યુક્તિ વધારે અછી રીતે સમજ પાડવા માટે હું આ ઠેકાણે થોડાક મુખ્ય દાખલાઓ ટાંકીશ.

અમારી ન્યાતના એક હરચંદ પ્રેમજી નામના ગ્રહસ્થની દીકરીનાં અતરે લગ્ન થયાં, અને તે શુભ અવસરની ખુશાલીમાં તેઓએ એક નાચની બેઠક બનાવી હતી. આ બેઠકમાં સામિલ થવાને મી૦ હરચંદે અતરેની ગ્રાંટ મેડિકલ કાલેજના સર્વે પ્રોફેસરોને, તેમજ સર્વે વિદ્યાર્થિઓને નોતરાંના કાર્ડ મોકળાવ્યા, કેમકે તેમનો દીકરો મજકુર કાલેજમાં વૈદાંનો અભ્યાસ કરીને તબીબની પરીક્ષામાં પસાર થયો હતો. હવે ઉપલી બેઠકનાં નોતરાંનો એક કાર્ડ મારા જમાઇ મી૦ રણછોડદાસ ઉપર પણ આવ્યો, કેમકે આગળ હું કહી ગયો તેમ તેણે ઉપલી કાલેજમાં તેમના છોકરા જોડે વૈદાંની તાલીમ લીધી હતી. આ નોતરાંને માન આપી મારો જમાઇ ઉપલી નાચની બેઠકમાં ગયો હતો, કે જ્યાં હિંદુ તેમજ ઇંગ્રેજ, પારસી અને મુસલમાન સર્વે કોમના ગ્રહસ્થો સામિલ હતા.

નાચની પાર્ટી જે દિવસે થઇ તેને બીજે દિવસે મી૦ પ્રાણજીવનદાસ વાઘજી નામના મારી ન્યાતના એક ગ્રહસ્થ—જેઓ સર મંગળદાસ નથુભાઇના બંનેવી થાય, અને જેઓ મારા તથા મરનાર કરસનદાસ મૂળજીના બાળમિત્ર હતા, તેમ વળી તેઓ મારા પડોશી પણ હતા— તેઓને ઘર તેમના દીકરાનાં લગ્ન હતાં, માટે તેઓએ તેના વરઘોડાનાં સરઘસમાં આવવાનું મને ઘણા આગ્રહથી નોતરૂં દીધું હતું. આ નોતરાંને ખુશીથી માન આપી હું સરઘસમાં સામિલ થવાને ગયો હતો, કે જ્યાં હિંદુઓ ઉપરાંત પારસી, યુરોપિયન, મુસલમાન એ સર્વે કોમના ગ્રહસ્થો હાજર હતા.

આ રીતે એકજ ટાંકણાંની બે મોટી મિજલસોમાંની એકમાં મારી અને બીજીમાં મારા જમાઇની હાજરીની વાત જાણીને શેઠ વરજીવનદાસ અને તેના દીકરા મી૦ ત્રીભોવનદાસની સઘળી ધીરજ ઉડી જાય તેમાં નવાઇ નથી. જેઓ અંતઃકરણથી મને સર્વે માનવી માત્રથી જુદો અને એકલો પાડવાને મથેલા તેઓ મને લગ્ન જેવી મિજલસોમાં ન્યાતિલાઓ ભેગો બેઠેલો જોઇ કે સાંભળી કેમ શકે? મને મળેલાં ઉપલાં માનથી તેઓ વધારે વખત સબુરી પકડી શકયા નહીં. આ તકનો લાભ લઇને તેઓએ અમારી આખી કપોળ વાણિયાની ન્યાતમાં એકદમ ભારી ટંટો અને બખેડો ઉભો કીધો. ઘણાએક ન્યાતિલાઓને પોતાને ઘેર બોલાવીને તેઓએ મધ્ય રાત્રી પછી ત્રણ ત્રણ અને ચાર ચાર વાગા સુધી મસલતો ચલાવી, જેમનું છેવટ આ ઠરાવમાં આવ્યું કે. "પ્રાણજીવનદાસ વાઘજીએ અને હરચંદ પ્રેમજીએ મોટાંમાં મોટો અપરાધ કર્યોછે, માટે જ્યાંસુધી તેઓ બંને જણા આવીને ન્યાત પાસે માફી માગે નહીં ત્યાંસુધી ન્યાતનાં સર્વે જમણો બંધ રાખવાં, અને કોઇએબી એ બંને ધણીઓને પોતાને ઘેર જમવાને બોલાવવા નહીં, તથા તેમને ઘેર કોઇ ન્યાતિલાએ જમવાએ જવું નહીં!"

મને અને મારા જમાઇને બે ન્યાતિલાઓએ પોતાને ઘરના લગ્ન જેવા ખુશાલી ભરેલા અવસર ઉપર મિજલસમાં બોલાવ્યા તે તે કેવું-એક મોટું પાપ હશે કે તે બાપડાઓને ઉપર મુજબની સજા કરવાનો ન્યાતના શેઠોએ ઠરાવ કર્યો? પણ આ ઠરાવ હજી અધુરો હતો. શેઠિયાઓએ વિશેષ એમ ઠરાવ્યું કે "પ્રાણજીવનદાસ અને હરચંદ પોતાને મ્હોડે પોતાનો અપરાધ કબૂલ કરીને પુરતી માફી માગે તો પછી માધવદાસને માટે એક નવું 'રેગ્યુલેશન'. એવી મતલબનું ન્યાતમાં પાસ કરાવવું કે હવે પછી તેને કે તેના જમાઇ રણછોડદાસને કોઇએબી ફરીને કોઇપણ બેઠક કે મિજલસમાં બોલાવવા નહીં, તેમજ માધવદાસનાં નોતરાંને માન આપીને કોઇએબી તેના બોલાવેલા કોઇપણ મેળાવડામાં જવું નહીં, તથા તેની જોડે કોઇપણ પ્રકારનો સંબંધ રાખવો નહીં."

આ એક નવો ટંટો હતો. ન્યાતની સમાધાનીમાં ખલલ પડે એવો આ એક નવો બખેડો હતો. શું સઘળા ન્યાતિલાઓ એ ટંટામાં ભાગ

લેશે, અને આ નવા રખાણાને ટેકો આપશે ? શું સર મંગળદાસ નથુભાઈ પોતાના હરીફ શેઠિયાઓના નવા ઠરાવને હસી નહીં કહાડત ? તેઓને શેઠ વરજીવનદાસ માધવદાસ સાથ મુદ્દલ બનતું ન હતું. તે બંને એકબીજાના હંમેશના દુશ્મન હતા. એટલામાટે મને લાગ્યું કે ગમે તે થાય પણ સર મંગળદાસ આ ટંટાની આગને વધવા દેવાના નથી, અને વરજીવનદાસવાળાઓની આ નવી ઉસકેરણીની સામે થયા વિના રહેવાના નથી. પણ મારી આ ગણત્રી કેવળ ભૂલ ભરેલી જણાઈ. મેં ભારી અજાયબી અને મોટા અફસોસ સાથે જોયું કે આ નવા રખાણામાં સર મંગળદાસે તદન ઉલટીજ અને કોઈપણ માની નહીં શકે તેવી વળણ લીધી હતી. તેઓ તો આ વખતે પોતાના શત્રુઓ સાથ એકસંપ થઈ ગયા હતા ! ટંટો ઉભો કરનાર વરજીવનદાસવાળાઓ હતા, પણ તે વાત તો કેથી સર મંગળદાસને ભાવતી જણાઈ. આમ ચક્ર ફરી ગયું હતું, પણ તેનું કારણ શું ?

કારણ ઘણું સહેલ હતું. તે શોધવા જવું પડે એમ ન હતું. મી૦ પ્રાણજીવનદાસ વાઘજી પાસે શેઠ વરજીવનદાસ માફી મંગાવવા માગતા હતા, અને તે કામમાં તેમને સર મંગળદાસનો ટેકો હતો—તો જોકે મી૦ પ્રાણજીવન સર મંગળદાસના બનેવી હતા ! આમ પોતાના ખેશીને સજા થાય તેમાં સર મંગળદાસ રાજી હતા; એ સજા તેઓના શત્રુઓજ કરે એ તેમને ભાવતું થયું હતું. તેનું કારણ એકે સર મંગળદાસને પોતાના આ બંનેવી ઉપર પ્રીતિ ન હતી. તેઓ મી૦ પ્રાણજીવનદાસને ધિક્કારતા હતા, એટલુંજ નહીં પણ તેઓ તેમની ધણિયાણી—એટલે પોતાની માની જણી સગી બેન—ને પણ ધિક્કારની નજરથી જોતા હતા. એ બંને તરફ તેમની અપ્રીતિ દુશ્મનીની હદ સુધી વધી ગઈ હતી, અને આ દુશ્મની પણ એટલીબધી હતી કે જ્યારે પોતાની આ બેન ગુજરી ગયાં ત્યારે સર મંગળદાસ પોતે તેની મરણ ક્રિયામાં સામિલ થવા ગયા ન હતા, એટલુંજ નહીં પણ પોતાના દીકરા અથવા ઘરના કોઈ માણસને પણ મોકલ્યો ન હતો. મરણ ક્રિયા તો રહી પણ તે બાઈ માંદાં હતાં તે વેળાબી ખબર લેવાને કોઈ ગયું ન હતું ! માણસની ફરજ છે કે ગમે એવી દુશ્મની હોવા છતાં માંદગીમાં નહીં તો મરણ વખતે તો હાજર થવુંજ જોઈયે. પણ નહીં. સર મંગળદાસ પોતાના બનેવી અને બેન ઉપર એટલાતો કોપાયમાન હતા કે પોતાની

સગી બેન તરફની છેલી ફરજ બજાવવાની તેઓએ પોતે તો દરકાર કીધીજ નહીં, પણ પોતાના દીકરા કે બીજા કોઇને મોકલીને પણ પોતાની દયાળુ લાગણી દેખાડી નહીં.

આ ઉપરથી વાંચનાર સમજશે કે મી૦ પ્રાણજીવનદાસ પોતાના બનેવી હોવા છતાં સર મંગળદાસ તેને મદદ આપવાને બદલે તેને સજા કરાવવાને કાં ખુશી હતા. પોતાના આ જે સગાને તેઓ દુશ્મન ગણતા હતા તેને માથે તવાઇ આવી પડી ત્યારે તેને સતાવવા નિકળેલા ન્યાતના શેઠિયાઓ સાથે સર મંગળદાસ એકસંપ થઇ ગયા તેમાં હવે અજાયબ થવા જેવું કાંઇજ નહોતું. જો સર મંગળદાસનો આ રીતનો ટેકો ન હોત તો હું નથી ધારતો કે વરજીવનદાસવાળાઓ મી૦ પ્રાણજીવનદાસને હેરાન કરવામાં ફાવી શકત. પણ મી૦ વરજીવનદાસની પ્રથમથીજ ખાતરી હતી કે સર મંગળદાસને પોતાના બનેવી સાથ ખાનગી સંસારી કલેશ એટલો જબરો છે કે આપણ ગમેએટલો દોર ચલાવીશું તોબી તેઓ કદીબી પ્રાણજીવનદાસને મદદ કરવાના નથી; અને તેથી કરીનેજ તેઓએ ન્યાતમાં આ ખોટો ટંટો ઉભો કર્યો. સર મંગળદાસ તરફના ઇનસાફને ખાતર મારે કહેવું જોઇયે કે તેમની મતલબ મને સતાવવા-ની ન હતી; તેઓની ખુશી માત્ર પોતાના બનેવીનેજ સજા થયલી જોવાની હતી. બીજા હાથ ઉપર શેઠ વરજીવનદાસની મતલબ તો મનેજ સતાવવાની હતી, અને તેમ કરવા માટે તેઓએ બીચારા પ્રાણજીવનદાસને ખેંચી કહાડી તેને નાહક સજા કરવામાં મારી ઉપર વેર લેવાની નેમ રાખી હતી. એવા પરસપરના અમુક સ્વાર્થને થકીજ મંગળદાસ અને વરજીવનદાસ જેવા શત્રુઓ એક થઇ ગયા હતા. હે પ્રભુ, દુનિયા કેવી પ્રપંચી છે! મતલબને ખાતર તે પોતાના બે એકેકથી ઉલટા છેડાઓને કેવા એકઠા મેળવી દેછે!

વરજીવનદાસવાળાઓ આજ ૨૦ વર્ષો થયાં મને ન્યાતબહાર મુકીનેજ બેઠા નહોતા, પણ દરેક તકે તેઓએ મને સતાવવાનું ચાલુજ રાખ્યું હતું, તે ઉપર વર્ણવેલા સર્વે દાખલાઓ ઉપરથી વાંચનારે સ્પષ્ટ જોઇ લીધું હશે. છેલાં બે વર્ષમાં તેઓએ મી૦ પ્રાણજીવનદાસ અને મી૦ હરચંદ પાસે માફ મંગાવવાની ખટપટ ઉભી કરીને તે બહાને તેઓ મારા સંબંધી એક નવોજ કાયદો ન્યાત પાસે તૈયાર કરાવી અમલમાં મુકાવવા નિકળ્યા, એ તેમની દુશ્મનીનો નવો પુરાવો હતો.

નામદાર બ્રિટિશ જેવાં અદલ રાજ્યમાં એક ન્યાત તરફનો આ કાંઇ ઓછો જુલમ છે ? અમોને ન્યાતબહાર કરવાનું જે લખત મારા પુનર્વિવાહ પછી કેટલાક ન્યાતિલાઓની સહી સાથ ઘડી કહાડવામાં આવેલું હતું તેમાં તો કાંઇ એવો બાધ કે અટકાવ, હુકમ કે ધમકી હતાંજ નહી કે કોઇ પણ ન્યાતિલાએ પોતાને ત્યાંની ખુશાલી ભરેલી મિજલસો કે બેઠકોમાં મને બોલાવવો નહી, અને જો તેમ કોઇ બોલાવશે તો તે ગુનાહ કરશે અને તે માટે તેને ન્યાત કને માફ માગવી પડશે. અને તોપણ પ્રાણજીવનદાસે લગ્નની મિજલસનું નોતરૂં મને અને હરચંદે નાચની બેઠકનું નોતરૂં મારા જમાઇને કીધું, અને અમો બંને તેમાં હાજર થયા, તે કામથી કોણજાણે કેવુંએક મોટું પાપ કર્યું હોય તેમ ન્યાત તેઓ કને પુરતી માફી મંગાવવાને તૈયાર થઇ—એ ન્યાતનો જુલમી દોર નહી તો બીજું શું ?

બ્રિટિશ રાજ્યમાં દરેક માણસને પોતાના અપક્ષપાત વિચાર જાહેર કરવાની અને પોતાને ભલું દિસે તે કામ કરવાની છુટ બક્ષેલી છે. પણ આ તો એમ થયું કે એજ અદલ રાજ્યમાં એક રહેવાસીને પોતાને ઘર પોતાના એક મિત્રને નોતરવાની પણ જાણેકે છુટ નથી ! ન્યાતને ચોકસ ધર્મ સંબંધી બાબતોમાં પોતાની સત્તા ચલાવવાનો કદાચ અધિકાર હશે, પણ એક ન્યાતિલો બીજા ન્યાતિલાને જમવા ખાવા તો રહ્યું પણ ખુશાલીની મિજલસમાં બોલાવે તેમાં તેણે ન્યાતનો શો ગુન્હો કીધો ? તેમાં તેણે ધર્મનું શું અપમાન કર્યું ? અરે ! જેઓ પોતાને ત્યાંના એવીજ ખુશાલીના અવસરો ઉપર યુરોપિયન, પારસી અને મુસલમાન મિત્રોને નોતરેછે અને તેમને સામિલ થવાનો આગ્રહ અને વિનતિ કરેછે તેઓજ એક ન્યાતિલાને બીજા ન્યાતિલાને નોતરવા સામે અટકાવ મેળે, એ કેવો ગેરઇનસાફ ! એ કેવો જુલમ ! કબૂલ કીધું કે મને ન્યાતબહાર મુકેલો હોવાથી હું ન્યાતિલો ગણાઇ શકું નહીં, પણ એજ કારણને થકી જો મને મારો એક સ્નેહી કે મિત્ર કે પડોશી મેલાવડા કે બેઠકનું નોતરૂં દેવામાં તકસીર કરતો ગણાય તો પછી યુરોપિયનો અને મુસલમાનો અને પારસીઓ જેવા પરકોમ અને પરધર્મવાળાઓને એવાંજ નોતરાં દેનારાઓ કેટલાબધા તકસીરવાર ઠરવા જોઇયે ? પણ નહીં; ન્યાત આમ વિચાર કરવાને કે ન્યાયથી વર્તવાને બંધાયલી નથી. જેના ઉપર શેઠિયાઓનો દાંત હોય

તેણે અદલ ઇનસાફની કે ડહાપણ ભરેલી વર્ત્તણુકની તો આશાજ રાખવી નહી. અને તેટલામાટે ન્યાતના શેઠિયાઓનો મારા ઉપર કદી નહીં સમી શકે એવો ક્રોધ, એટલે કોઇ પણ ન્યાતિલાની મકદુર શી કે મને પોતાને ત્યાંની મિજલસમાં નોતરી શકે? પોતાને મળેલી શેઠાઇની સત્તાનો ગેરઉપયોગ કરવાનો, ન્યાતિલાઓને પોતાની મરજી કે ફાંટા મુજબ ચલાવવા માટે તેમને ધાકમાં રાખવા અને ધમકાવવાનો, શેઠિયાઓનો મૂળ હેતુ એકજ હતો, અને તે એ કે કોઇ પણ કપોળ ન્યાતિલાએ મારી જોડે કોઇ પણ જાતનો વ્યવહાર રાખવો નહી!

હવે આ જાતનો જુલમી દોર પુનર્વિવાહ જેવાં રૂડાં કામો કરનાર ઉપર શેઠિયાઓ તરફથી ગુજરેછે તેની કોને ખબર છે? ન્યાતિલાઓ એ વાત જાણેછે, પણ તેઓ પોતેબી "રખેને શેઠિયાઓના કોપ તળે આવી જઇયે" એમ ડરીને કશી ચર્ચા કરતા નથી કે આપખુદ સત્તા સામે જીભ હલાવતા નથી. યુરોપિયનો કે પારસીઓ આવા દોર અને જુલમની વાતથી કેવળ અજાન જેવા છે. તેઓને એ બાબતમાં ખબર કરવામાં આવતીજ નથી. પોતાના દોર અને સત્તાથી કરેલાં કામો શેઠિયાઓ વર્ત્તમાનપત્રો મારફતે અજવાળાંમાં લાવતા નથી, અને જો તે બહાર આવેછે તો બહુ ગભરાયછે. તેઓ તો યુરોપિયનો અને પારસીઓમાં પોતાને સુધારાનાં કામને પસંદ કરનારા દાખલ લેખાવેછે. જો કોઇ નિર્જીવ કામ હોય, પણ તેથી ઇંગ્રેજોમાં વહાલા થવાનું હોય અથવા તેથી પોતાને કાંઇ પણ માન મળવા જેવું હોય તો તેવું કામ તેઓ ઇંગ્રેજી પત્રોમાં પણ જાહેર કરાવ્યા વગર રહેતા નથી. એટલામાટે યુરોપિયનો અને પારસીઓ તેમનાં બહારનાંજ કામો જોઇ શકેછે; તેમનાં અંદરખાનેનાં અને અંધારાંમાં રહેલાં કામો તરફ તેમની નજર પડતીજ નથી. તે કામો જો ઉંઘાડાં પડે તો શેઠાઇ સાથ કેવાં કેવાં અયોગ્ય અને નાપસંદ કરવાજોગ કામો જોડાયલાં હોયછે તે જાહેરમાં આવે અને સુધરેલા લોકો તરફનું માન શેઠિયાઓ ખોઇ બેસે.

પણ જ્યાંસુધી ન્યાતનો દોર છુપો ચાલેછે અને તે અંધારાંમાં રહેછે ત્યાંસુધી શેઠિયાઓની સત્તાને કશી ખલલ થાય એમ નથી. બીચારા મી૦ પ્રાણજીવનદાસ અને મી૦ હરચંદ ઉપર શેઠિયાઓએ એટલું તો દબાણ ચલાવ્યું કે અંતે તેઓને પોતાની મરજી વિરૂધ

માફી માગવાની ફરજ પડી. તેઓએ મને અને મારા જમાઇ-ને પોતપોતાની મિજલસોમાં બોલાવીને જે "તકસીર" કીધી હતી તે ન્યાતબહાર કહાડવા જેવી અમારા અપક્ષપાત શેઠિયાઓને લાગી નહીં, અને તેથી તેઓને ન્યાતબહાર તો મુકવામાં આવ્યાજ નહીં; પણ તે તકસીર કાંઇ ચુપાચુપ આંખ આડા કાન કરી જતી મુકાય એવી તો લાગીજ નહીં, અને તેથી તેઓને ધમકી દેવામાં આવી કે તેઓએ એકદમ ન્યાતની માફી માગવી. પણ ઉપલા બંને ગ્રહસ્થોએ મને અને મારા જમાઇને નોતરાં કરી બોલાવવામાં કાંઇ પાપ કીધું હોય એવું તેમને પોતાને વાજબી રીતે લાગ્યુંજ નહીં, તેથી તેઓએ માફી માગવાની સાફ ના પાડી. થોડીક મુદત સુધી તો તેઓએ ન્યાતનાં દબાણની દરકાર કીધી નહીં, જે ઉપરથી શેઠિયાઓ તેમના ઉપર બહુ રિશે ભરાયા અને તેમનાં દરેક જાતનાં નોતરાં બંધ કરાવી તેમને બીજા ન્યાતિલાઓથી અળગા કરવા માંડયા. ન્યાતિલા દાખલના પોતાના હક ઉપર આ રીતે ત્રાપ મરાઇ તેથી તેઓને બહુ દુઃખ લાગ્યું. તેઓએ શરૂઆતમાં જે હિમતથી કંમર બાંધી હતી તે હવે ઢીલી પડતી ગઇ. છેવટે તેઓથી ન્યાતનો જુલમી દોર ખમી શકાયો નહીં, તો જોકે મારા ઉપર જે જાતનો જુલમ આજ વીસ વીસ વર્ષો થયાં વરસેછે તેવું તો તેમને કશું ભોગવવું પડયું નથી. અંતે તેઓ માફ માગવાને તૈયાર થયા; ન્યાતની એક સભા બોલાવવામાં આવી, અને મને તથા મારા જમાઇને લગ્નની અને નાચની બેઠકમાં નોતરવામાં તેઓએ "જે કામ કીધું હતું તે માટે" તેઓએ પોતાની દિલગીરી જાહેર કીધી!

હવે પ્રાણજીવનદાસે અને હરચંદે એવાં તે શાં કામો કર્યાં હતાં કે જે માટે તેઓએ માફ માગી—ન્યાતનું તેઓએ કઇ જાતનાં કામોથી અપમાન કર્યું હતું કે જેને થકી ન્યાતને વિનવવાની અને રિજવવા-ની તેમને ફરજ પડી—તે બિનાથી જોકે મારા વાંચનારાઓને હું વાકેફ કરૂંછું તોપણ ન્યાતની ઉપલી સભામાં માફ મંગાવનારા શેઠિયાઓ કે બીજા આગેવાન ન્યાતિલાઓએ તે બિના જાહેર કીધી ન હતી. "વાંક" કે "પાપ" શું હતું, તે કેટલે દરજજે ખરૂં કે અકલ કબૂલ કરે એવું હતું, તે જાણવાની જેમ કોઇપણ ન્યાતિલાએ જીજ્ઞાસા બતાવી નહીં તેમ તે જાહેર કરવાની માફ મંગાવનારાએ જરૂર પણ જોઇ નહીં, એક નહીં વાંકનો વાંક ઉભો કરેલો હતો—

એક ખોટી તકસીર બનાવી કહાડેલી હતી—માટે તેની જેટલી ચારવણી થાય એટલું ખોટું હતું, તે જેટલી છુપી રહે એટલું ડહાપણ ભરેલું હતું. એટલામાટે બને તેમ આગમ શબ્દોમાંજ "જે કામ કીધું હતું તે માટે" ઉપલા બંને ગ્રહસ્થો પાસે માફ મંગાવી અને તેઓએ તે માફ માગી. ડહાપણ ભરેલો રસ્તો એજ હતો; અગત્ય કરીને માફની હિલચાલ કરાવનારાઓને માટે, દોર ચલાવનારા શેઠિયાઓને માટે, મને સજા કરવા માટેનું એક ખાલી બહાનું શોધી કહાડનારાઓને માટે સર્વેથી સરસ અને સર્વેથી સલામતી ભરેલો માર્ગ એજ હતો. તેજ તેઓએ લીધો, અને તે લઇને તેઓ પોતાની ધારેલી નેમમાં ફતેહ પામ્યા.



## પ્રકરણ ૨૦ મું.

## વિધવાવિવાહ અને સરકાર.

ન્યાતનો ન્યાય—શેઠાઈ રિબાવવાનું એક ભયંકર હથિયાર છે—ન્યાય અને અન્યાય ન્યાત પિછાનતી નથી. ૧૮૫૬ વાળો પુનર્વિવાહને લગતો કાયદો—તેની નિર્બળતા અને નિરૂપયોગીપણું—તેનું ઓરંબે પડવું—કાયદામાં નવી કલમોની જરૂર—નવા સુધારા શા શા જોઇયે? મહારાણીના અમલમાં નવો કાયદો થવાની ઉમેદ—મી૦ મલબારીની કોશિશોને ઉત્તેજનની જરૂર—માધવ બાગવાળી સભા—સરકારને ઠગવાનું એક બહાનું—પુરૂષોની એકલપેટાઇ.

હિંદુ ન્યાતોના જુલમાતોનો કાંઇ પાર છે? એવા જુલમાતોનો અટકાવ શું બ્રિટિશ ન્યાય નહીં કરી શકે? ન્યાત ન્યાય કરેછે, પણ તે ખરા ન્યાયથી જુદોજ છે—તે અન્યાય છે. ન્યાય સર્વેને માટે સરખો હોવો જોઇયે—ન્યાય સર્વેને માટે સરખો મળવો જોઇયે. વળી શિક્ષા તકસીરનાં પ્રમાણમાં વધતી કે ઓછી જોઇયે. જે અદલ ન્યાય હોય તેજ વ્યાજબી ગેરવ્યાજબીનું તોલ કરી શકેછે. પણ ન્યાતનો ન્યાય તેવો હોતોજ નથી. ન્યાત ચોકસ સત્તા ધરાવતી હશે, પણ ઘણીવાર—બલકે હંમેશાં તે પોતાની સત્તાની હદ બહાર જઇને ન્યાય કરી દે છે, અને ખરાંનું ખોટું કે નહીં વાંકનો વાંક ઠોકી બેસાડવાનું તો ન્યાતના ન્યાયનું જાણેકે કામજ છે. ત્યારે એવા અન્યાયી ન્યાય શું બ્રિટિશ જેવાં અદલ રાજ્યમાં એક ઘડી પણ ચાલવા દેવો જોઇયે?

ન્યાતના શેઠિયાઓ પોતાની શેઠાઇને એક એવી સત્તા સમજતા જણાયછે કે જેની મદદથી તેઓ ચાહે તેવો અન્યાય કરે તો તેમને કોઇ પુછે નહીં. તેઓ એ સત્તાને જાણેકે રિબાવવાનું એક હથિયાર સમજેછે અને જેના ઉપર પોતાનો ગુસ્સો ખાલી કરવો હોય, જેના ઉપર પોતાની દુશ્મનીનો દાવ લેવો હોય, તેના ઉપર આ હથિયાર ઉગામેછે. બાપડા ન્યાતિલાઓ કેવળ અભણ, અજ્ઞાન અને વળી બિકણ, એટલે પછી શેઠિયાઓની શેઠાઇ શું નહીં કરી શકે? એક બિવાડનારૂં હથિયાર બિકણ માણસ ઉપર વધારે જબરી—વધારે ભયંકાર અસર કરી શકેછે. જ્યાં આવા બિકણ માણસો પોતાની કુદરતી બિક અને વળી હથિયારની બિકથી બેવડા ધ્રુજી મરેછે, ત્યાં તેઓ એક નિરપરાધી માણસ ઉપર શેઠાઇની સત્તા વિના કારણે જુલમ ચલાવતી હોય તેમાં વચ્ચે તો કયાંથીજ આવે અને નિરાધાર કે નિર્દોષનો બચાવ તો કયાંથીજ કરે? જે ન્યાતમાં એક ભલું કામ કરનાર ભુડામાં ખપે તે ન્યાતમાં ન્યાય કયાંથી હોય? તેમ જે ન્યાતમાં તેની આબરૂ અને નાકની જાળવણીને માટેનાં રૂડાં કામો કરનાર તેના શેઠિયાઓનીજ ખરી નહીં પણ સ્વાર્થી ખપગી તળે આવ્યો હોય તેને ખરો ન્યાય તે કોણ આપે અને તેની મદદે તે કોણ આવે?

હું પોતે અમારી ન્યાતના શેઠિયાઓની ખપગી તળે આવ્યો તે એટલાજમાટે કે મેં શેઠ વરજીવનદાસના ભત્રીજાની દીકરી સાથે પુનર્લગ્ન કર્યાં! આ એક મોટો "અપરાધ થયલો ગણાયો, કેમકે ન્યાતના શેઠિયાની સગી સાથે પુનર્લગ્ન કરવાં એ શું કપોળ વાણિયા ન્યાતની હાલની દયા ઉપજાવવાજોગ કંગાળ સ્થિતિ તરફ જોતાં, અને એ ન્યાતના આગેવાનોના હાથમાં શેઠાઇનું ભયંકાર હથિયાર મળેલુંછે તે તરફ જોતાં, શું એક મોટો "અપરાધ" નથી? અગરજો હું બીજી કોઇ તકસીરમાં આવ્યો હોત—હું કોઇ ફોજદારી ગુનાહમાં સપડાયો હોત, મને કેદખાનાની સજા મળી હોત, મેં કોઇ પરાઇ સ્ત્રી સાથ ઘર માંડયું હોત, મેં પરજ્ઞાતની સ્ત્રીને રાખી હોત, અથવા એવાંજ બીજાં કોઇ એક અથવા વધારે કામોને થકી અદલ બ્રિટિશ ઇનસાફ મને સજા ફરમાવી શકે એવું મેં કર્યું હોત—તોપણ મારા ન્યાતિલાઓ જાણે કાંઇ બન્યુંજ ન હોય તેમ તેની દરકાર ન કરત, મારા શેઠિયાઓ જાણત તોપણ આંખ આડા કાન કરત, અને પેલું ભયંકાર રિબાવનારૂં હથિયાર—એટલેજે શેઠાઇ—મને કશું કરી ન

શકત. કાંએકે એ સઘળાં કામો કાંઈ એવાં નથી કે જેમાં અમારી ન્યાત તકસીર થયલી માનતી હોય. અને એવા દાખલાઓ અમારી ન્યાતમાં ચાલુજ છે. પણ પુનર્વિવાહ કરવામાં અપરાધ ખરો—અને શેઠિયાની સગી સાથ પુનર્લગ્ન કરવામાં તો કદી માફ નહી થઈ શકે એવો અપરાધ થયો—માટે શેઠાઈનું શસ્ત્ર તે લગ્ન કરનારાઓને રિબાવે એ આ ૧૯ મી સદીનો સુધારાનો જમાનો હોવા છતાં ન્યાતની જુલ્મી સત્તા તરફ જોતાં તદ્દન વાજબી ગણાય!!

હું ફરીથી પુછુંછું કે શું અદલ બ્રિટિશ રાજ્યમાં આવા અન્યાય એક ઘડી પણ ટકી રહેવા જોઈયે? સને ૧૮૫૬ માં આપણી દયાળુ નામદાર સરકારે પુનર્વિવાહ કરવાના સંબંધમાં એક કાયદો પસાર કરેલોછે. તે પસાર કરવામાં સરકારની ધારણા ઘણીજ ભલી, ઘણીજ ઉત્તમ, ઘણીજ તારીફલાયક હતી. પણ એ ધારો સરકારની માત્ર ભલી, ઉત્તમ, તારીફલાયક ધારણા પ્રજાનાં લોકોને જાહેર કરવા સિવાય બીજું કશું કરી શકયો નથી. તેનાથી જે ફાયદા થવાની ઉમેદો રખાવી જોઈયે તેવા કશા ફાયદા એ ધારાએ કરી આપેલા નથી. મુંબઈમાં તો તે તદ્દન નિષ્ફળ ગયોછે. તેનાં રૂડાં પરિણામની જો કોઈએ વકી રાખી હોય તો તે ફોગટ હોવી જોઈયે; કેમકે આજ ૩૫ વર્ષ થયાં એ ધારો હૈયાતીમાં આવ્યા છતાં તે એક સૂન્ય સરખી હાલતમાં છે. એક કાયદો એક ચોકસ કામને માટે ઘડાયછે; પણ તે કામ કરનારના સંબંધમાં અગરજો તે કાયદામાં કલમો ન હોય—પુનર્લગ્ન કરનારનું રક્ષણ કરવાને કાયદો અશકત હોય—તો પછી તે કાયદો શા કામનો? તેનો ઉપયોગ કોણ કરે? તેનો આધાર કોણ પકડે? તેને અમલમાં કોણ મૂકે? તેની કુમક ઉપર તેમાં દર્શાવ્યા મુજબનું કામ કરવાને કોણ હિમત પકડે? અગરજો ૧૮૫૬ વાળો આ કાયદો સંપૂર્ણ હોત તો ૧૮૭૧ માં હું પુનર્લગ્ન કરૂં તે આગમજ એવાં અનેક લગ્નો ન્યાતની કશી પરવા કે બિક વિના નિર્ભયપણે થઈ ગયાં હોત. અગરજો આ કાયદો જેવો જોઈયે તેવો હોત તો અમારી ન્યાતની શેઠાઈનું પેલું ભયંકાર હથિયાર મારા ઉપર ઉગામવાની કોઈ મકદુર ધરાવી શકત નહીં. સરકાર જો એક કાયદો બાંધે તો તે કાયદાનો અનાદર કરનારને શિક્ષા થવી જોઈયે, પણ આ કાયદામાં તેવું કશું નથી, એ કેવું વિચિત્ર!

૧૮૫૬ ના આ કાયદામાં સરકારે પુનર્લગ્નને હકદાર ઠેરવી આપેલાંછે. તેમાં ફરમાવ્યું છે કે જેવાં પ્રથમ લગ્ન તેવાંજ આ ફરીનાં લગ્ન પણ છે. આ બહુ ધીરજની અને હિંમત આપનારી કલમો છે. પણ પુનર્લગ્ન કરનારને માટે એટલીજ કલમો બસ નથી. એજ કલમોની જોડે બીજી એવી વધારવી જોઇતી હતી કે પુનર્લગ્ન હકદાર છે તેમ છતાં અગરજો તેવાં લગ્ન કરનાર જોડાંઓને ન્યાત તરફથી યા બીજા હરકોઇ તરફથી હરકત પહોંચશે અથવા ઇજા થશે, અથવા તે માટેની કાંઇ તજવીજ પણ થતી જણાશે તો તેને સજા થશે. આવી મતલબની કોઇ કલમથી ફરી લગ્ન કરનાર જોડાંને મજબૂતી મળે એવું ઉપલા કાયદામાં કાંઇ નથી, જેથી તે કાયદાનો અનાદર કરીને ન્યાત અને ન્યાતિલાઓ, શેઠિયાઓ અને તેમનું પેલું ભયંકર હથિયાર—શેઠાઇ—પોતાનો દોર આગળની માફકજ ચલાવી શકેછે, પુનર્લગ્ન કરનારને ન્યાતબહાર કહાડી તેના સર્વે ન્યાતી સંબંધી હકો છીનાવી લે છે, અને દરેક રીતે દુઃખી કરવાની એકે તક જતી મુકતા નથી. અને એ સઘળું છતાં આ અન્યાય ચલાવનારાઓને કોઇ પુછી શકતું નથી—તેમના ઉપર કોઇ કામ ચલાવી શકતું નથી—તેમને કાયદાનો તિરસ્કાર કરવા માટે અદલ ઇનસાફના પંજામાં કોઇ ઘસડી શકતું નથી! એમ હોવાને લીધે હું કહુંછું કે ઉપલા કાયદાનો ઉપયોગ કાંઇજ નથી.

જ્યાંસુધી નામદાર સરકાર આ કાયદામાં કોઇ જાણવાજોગ અને અવશ્યના ફેરફારો કરે નહીં ત્યાંસુધી એ કાયદાને કોઇ માનવાનું નથી કે માન આપવાનું પણ નથી. એ ફેરફારો એવા જોઇયે કે જેથી પુનર્લગ્ન કરનારને હિંમત અને મજબૂતી મળે; એ ફેરફારો એવા જોઇયે કે જેથી હિંદુ ન્યાતોના અન્યાયો નાબુદ થઇ જાય, પુનર્લગ્ન કરનાર જોડાંને કશો બાધ રહે નહીં, ન્યાતિલાઓ તેમના સંસાર વ્યવહાર સંબંધી હકો લૂટી લઇ શકે નહીં, અને તેમાં ખલલ કરનારને સજા થાય—પછી તે ખલલ કરનાર ન્યાતનો શેઠિયો પોતે કાં નહીં હોય? મજકુર કાયદામાં આવા મજબૂત ફેરફારો થશે નહીં ત્યાંસુધી અમારી દેશી બેનો અને બેટીઓ વિધવાપણાંના મહા ઘાતકી અને પાપી દુઃખોમાં રિબાઇ રિબાઇને મરેછે તેમાંથી કદી પણ તેમનો છુટકારો થવાનો નથી. તે બાપડીઓ એક પશુના જેવી જીંદગી ગુજારે છે તેમાંથી તેમને ઉગારનારૂં આજે કોઇ નથી; પણ જો ઉપલા ફેરફારો

સાથ જુના કાયદામાં નવા સુધારા થાય તો તે આ અસંખ્યાત દુઃખિયારીઓને મૂક્તિ બક્ષનાર રક્ષણકર્ત્તા થઇ પડે. હે પ્રભુ! તે દિવસ કયારે આવશે?

જો આપણાં મહાદયાળુ રાણીમાતા વિકટોરિયાના અમલમાં તે બિચારી નિર્દોષ બાઇઓને અદલ ન્યાયનો લાભ ન મળે તો પછી તે કયે દિવસે મળવાનો છે? દુઃખી અબળાઓનું દુઃખ જોઇ તે ટાળવાનું એક રાણીમાતાનાજ અમલને છાજતું કામ છે, માટે આપણાં નામદાર શેહનશાહબાનું કયસરે હિંદ વિકટોરિયાનાં સુખવાસી રાજ્યના અમલમાંજ હિંદુસ્તાનની સંખ્યાબંધ વિધવાઓને તેમનાં અગાધ દુઃખમાંથી છુટવાની ઉમેદ બાંધી શકાશે. તે નામદારે આપણી હિંદ ભૂમિની સ્ત્રીઓની હાલત સુધરેલી જોવાની અનેકવાર કાળજી બતાવેલી છે. પણ જ્યારે હિંદની અબળાઓની સામાન્ય સ્થિતિ સુધારવાની ઘણી અગત્ય છે ત્યારે હિંદની "વિધવા" નામની અબળાઓની હાલત સૌથી પહેલાં સુધારવાની સૌથી મોટી અગત્ય છે. માટે મહારાણી સાહેબના કાન ઉપર જે વાત પહેલી જવી ઘટેછે તે હિંદની વિધવાઓ ઉપરનાં સંકટો ટાળવા સંબંધી છે. મેં કહ્યું તેમ તે સંકટો દૂર કરવા માટે ૧૮૫૬ વાળા વિધવાવિવાહના ખોરંબે પડેલા શૂન્ય સરખા ધારાને પાછો સજીવન કરવાની અને તેમાં નવી રક્ષણની કલમો દાખલ કરી તેમાં નવું લોહી પેવશ કરવાની મોટી જરૂર છે. અગર નહીં તો એ બાબતમાં તદન નવોજ ધારો ઘડાવો જોઇયે, કે જે વિધવાઓને પુનર્લગ્ન કરવા માટે દરેક રીતે મદદગાર થઇ પડે અને તે કરનાર જોડાંને ન્યાત તરફથી કશો જુલમ ખમવાનો સંભવ રહે નહીં.

મી૦ બેરામજી મેહેરવાનજી મલબારીએ અમારી હજારો બલકે લાખો વિધવાઓના છુટકારા સારૂ જે યોજનાઓ ઉભી કરી હતી, તેને જો સરકારે ટેકો આપીને અમલમાં આણવાની તજવીજ કરી હોત તો એ બિચારી દુઃખિયારીઓનાં દુઃખનો અંત આણવાનાં ભલાં કામમાં કાંઇબી મદદ થાત. પણ મી૦ મલબારીની આ બાબતની જેહમતો વેળા સરકાર તદન નરમ પડી ગયલી જણાઇ. તે તો ભવિષ્યના ઉપર હવાલો આપીને બેસી રહી કે ધીરે ધીરે આ સુધારો આપોઆપ થયા કરશે, અને સરકારને વચ્ચે પડવાની જરૂર રહેશે

નહીં. ડાકટર સર વિલ્યમ હંટર સાહેબ, જેઓને આપણા દેશ અને દેશીઓ સંબંધી મોટો અનુભવ છે, જેઓએ તેમની રીતભાત અને સ્થિતિ સંબંધી ઘણી શોધ અને તપાસ કરેલીછે તથા ગ્રંથો રચેલા છે, તેઓએ વિલાયત જઈને ત્યાં પ્રગટ થતાં "એશિયાટિક કવાર્ટર્લી રિવ્યુ" નામનાં ત્રિમાસિકમાં વિધવાવિવાહ અને બાળલગ્નોના સંબંધમાં એક માયાકુલ લંબાણ વિષય લખી હાલના હિંદુ સંસારમાં સુધારો કેમ કરી શકાય તેના કેટલાક ઈલાજો સૂચવ્યા છે. જોકે આ ઈલાજો સારા છે તોપણ હાલના કાયદામાં એ ઈલાજોથી કાંઈ ઝાઝો સુધારો થઈ શકનાર નથી, એવું મારૂં આધિન મત છે. એ ઈલાજોથી સુધારાનાં કામને કાંઈ ઘણી મદદ થાય એમ નથી. હાલ છે તેમ ન્યાતનો દોર જ્યાંસુધી ચાલુ રહે ત્યાંસુધી સંસાર સુધારો ફતેહ પામવાનો નથી. જ્યાંસુધી ધારામાં ન્યાતની આપખુદ સત્તા તોડવાની તજવીજ થશે નહી ત્યાંસુધી બાળલગ્નો થતાં અટકવાનાં નથી, તેમજ વિધવાઓને પુનર્લગ્ન કરવાની છુટ આપેલી ગણાવાની નથી.

અગરજો સરકારને હાલનો સમય હિંદુ સંસાર સુધારા માટે વચ્ચે પડવાને અનુકૂલ નહીં જણાતો હોય તો ભોગ બિચારી વિધવાઓના! અને વધારે ભોગ મુંબઇ ઈલાકાની વિધવાઓના! અગરજો સરકારે આજ ચાર વર્ષ ઉપરની મી૦ મલબારીવાળી લડત વેળા કેળવણી, સુધારા અને શુદ્ધ વિચારવાળાઓનાં એકમતને અનુસરીને પુનર્વિવાહ-ની તરફેણમાં અને બાળલગ્નની વિરૂધમાં એક કાયદો બાંધ્યો હોત તો તે આખા હિંદુસ્તાન દેશના લોકો ઉપર એકસરખી રીતે લાગુ પડત. તેમ છતાં તે લડત સામે જ્યારે આખા દેશના બીજા કોઈબી ભાગ તરફથી જાહેર હિલચાલ થયલી જણાતી નથી, ત્યારે ફકત મુંબઈમાંજ શેઠ વરજીવનદાસ જેવા પુનર્વિવાહના હડહડતા શત્રુઓએ મરનાર રાવસાહેબ વિશ્વનાથ મંડળિક જેવા ચુસ્ત બ્રાહ્મણોને પોતાની સાથે મેળવીને થોડાક ભાડુતી લોકોને ઉસકેરી ઉભા કીધા અને માધવબાગમાં એક મોટી સભા ભરી ઉઠયા! તેઓ બહારથી તો પુનર્લગ્નની અગત્યતા કબૂલ રાખતા હતા પણ બહાનું એ લાવતા હતા કે સરકારે વચ્ચે આવવાની જરૂર નથી. વળી તેઓ સરકારને આમ વચ્ચે પડવાની મના કરતાં બહારથી એવું ડોળ બતાવતા હતા કે અમોજ અમારી મેળે પુનર્વિવાહ ચાલુ કરીશું, અને સંસારી સુધારો બહારની મદદ

કે દબાણ વિના અંદરખાનેથીજ થવો જોઇયે, તેમ અમે અમારામાંથીજ સુધારા માટે જે જરૂરનું છે તે પુરૂં પાડીશું.

આ સઘળાં ખાલી બહાનાં—બલકે ઢોંગ હતા. એ વાતને ચાર વર્ષ વીતી ગયાંછે તોપણ સરકારને વચ્ચે આવવાની મના કરનારાઓએ અને પોતાની મેળેજ સુધારો કરવાના ફડાકા મારનારાઓએ ઘણું-એક કહી બતાવ્યા છતાં આજની ઘડી સુધી કાંઇપણ કરી બતાવ્યું નથી. અગરજો સરકારે તે વખતે આ કિસમના થોડાએક આપમતલબિયા માણસોના બોલવા ઉપર લક્ષ નહીં દેતાં વિધવાઓનાં લગ્નને ઉત્તેજન મળે એવો એક મજબૂત કાયદો ઘડી પસાર કર્યો હોત તો આસ્તે આસ્તે સર્વે કોઇ તે કાયદાને માન આપવા શિખત, અને વખત જતાં આંખ ઉઘડવાથી જેઓ સરકારની સામે થાત તેઓજ ઉલટો સરકારનો ઉપકાર માનવાને મેદાન પડત. પણ જ્યાં સરકાર પોતેજ નરમ પડી જાય અને વિધવાઓનાં સુખનો ભવિષ્યનો હવાલો આપે ત્યાં તે બાપડીઓને માટે સુધારાવાળાઓ ઇલાજ તે શો લે? બિચારી વિધવાઓની હાલત કેવી ગુલામગીરી ભરેલી છે તે હવે સરકારથી કાંઇ છુપ્યું નથી. તેઓ પોતાનો કાંઇબી હક મેળવવાને બિલકુલ શક્તિવાન નથી, અને હિંદુ સંસારની હાલની સ્થિતિ તરફ જોતાં તો એમ લાગેછે કે તે બિચારીઓ સેંકડો વર્ષો સુધી પોતે પોતાને માટે હક મેળવવાને કદી શક્તિવાન થવાની આશાજ નથી. કોઇ એકાદી પંડિતા રમાબાઇ જેવી કે રખમાબાઇ જેવી નિકળી આવે તો તે એક બે જણીથી શું થાય? તેઓ એકલી તે શું કરી શકે? તેઓને ટેકો આપવાને કોણ તૈયાર થાય? કોઇજ નહીં—અફસોસ, કોઇજ નહીં!

અગરજો સરકાર એક વખતે એવો કાયદો કરવા નિકળે કે સ્ત્રીઓની પેઠે પુરૂષોએબી એકજ વખત પરણવું, તો પછી જોઇ લો મઝા! અમારા એકલપેટા પુરૂષો તે વખતે કેવી ધામધુમ અને ગડબડ મચાવી દેવા નિકળી પડે અને સરકાર સામે પોતાના અનેક વાર પરણવાના હકને માટે કેવી બળત્વારીથી લડવા મેદાન પડે તે વિચારી લેવું મુશ્કેલ નથી. એ રીતે તેઓ પોતે પોતાનો સંભાળ લેવાને—પોતાના એકલપેટા હકો ભોગવતા આવ્યાછે તેમ ભોગવ્યા જવાને—શક્તિવાન છે; પણ બિચારી વિધવાઓનો હિમાયતી કોણ? એક બાપડી નિર્દોષ બાળકી બાળવયમાં રાંડી તો પછી જન્મ સુધીનાં સંકટ,

દુઃખ અને ગુલામગીરી ભરેલી જીંદગીમાંથી તેને ઉગારનાર કોણ ? શું તેનાં માબાપ, ભાઇ બેન, સગાં સ્નેહી ? શું કેળવણી પામેલા ગ્રહસ્થો ? અથવા શું ન્યાત અને ન્યાતના શેઠિયાઓ ? કોઇજ નહીં— હાય રે, કોઇજ નહીં !



## પ્રકરણ ૨૧ મું.

## પુનર્વિવાહનો કાયદો કેવો જોઇયે ?

નવા કાયદાને મજબૂતી આપવાની જરૂર—મજબૂતી માટે એક નવી કલમનો ખરડો—નવી કલમની આજે આવશ્યકતા—પોતપોતાનીજ ન્યાતમાં પુનર્લગ્ન કરવાની શરત—તેની જરૂર અને તેના લાભ—એક ગામમાં પુનર્વિવાહને ન્યાત તરફનું ઉત્તેજન—વચ્ચે પડવામાં સરકાર વાજબી નથી ?—જંગલી રિવાજો દૂર કરવામાં સરકારનો હાથ—સતીનો ખુની રિવાજ—તેમાં હિંદી સરકારનું વચ્ચે પડવું—હિંદુઓની મોટી લડત—ધર્મનાં ફરમાનનું ઓઠું—સરકારની મજબૂતી અને ફતેહ—લાખો જીવડાઓ બળી મરતા બચ્યા—હિંદુઓની સંગીન છાતી. સતી અને વિધવા—વિધવાવિવાહ માટે સરકારે વચ્ચે પડવાની જરૂર—પુનર્વિવાહ સંબંધી એક ખરી બિના—કાયદાની દિસતી જરૂર.

ત્યારે ઇલાજ શો, અને તે કોના હાથમાં છે ? ઇલાજ એકજ છે અને તે નામદાર સરકારના હાથમાં છે. ઇલાજ એ છે કે સરકારે પુનર્વિવાહ માટે એક મજબૂત કાયદો બાંધવો જોઇયે,—એક એવો કાયદો કે જેથી ન્યાતની આપખુદ સત્તામાં થોડોઘણોબી ઘટાડો થાય, કે જેથી ન્યાતનો જુલમી દોર કેટલેક દરજજે તુટે, કે જેથી વિધવાઓ ઉપર પડતાં દુઃખો થોડાંઘણાં પણ ઓછાં થાય. મેં ઉપર જણાવ્યું તેમ સને ૧૮૫૬ માં સરકારે પુનર્વિવાહ સંબંધી જે કાયદો બાંધેલો છે તેમાં એક કલમ આ મતલબની દાખલ કરવી જોઇયે કે—

> જે કોઇ ધણી પોતે પોતાનીજ ન્યાતની કોઇબી વિધવા સાથે પુનર્લગ્ન કરે તો તેને તે ન્યાતની કુમારિકા સાથે લગ્ન કર્યાં હોય તેવો હક મળશે, અને તેને આ પુનર્લગ્ન કરવા માટે ન્યાતિજ્ઞાઓથી ન્યાતબહાર કાઢી શકાશે નહીં. વળી તે ધણી પુનર્લગ્ન કર્યાની આગમચ જેમ પોતાના ન્યાતી સંબંધી જેવા હક ભોગવતો હતો તેવાજ હક તે પોતાની ન્યાતની વિધવા

સાથે પુનર્લગ્ન કર્યા પછી પણ ભોગવી શકશે. ન્યાત સંબંધી તેનો કોઈ પણ હક ન્યાતના શેઠિયાથી અથવા હરકોઈ એક અથવા વધારે ન્યાતિલાથી છિનાવી શકાશે નહીં. અગરજો તેના આ હક છિનાવી લેવાની, અથવા તેને કોઈબી રીતે નુકસાન પહોંચાડવાની તજવીજ કોઈ પણ શખ્સ અથવા શખ્સો તરફથી થશે તો તેવો ધણી અથવા ધણીઓ શિક્ષાને પાત્ર થશે, અને તે સજા બ્રિટિશ ન્યાયની અદાલતમાં થશે.

અગરજો ફકત ઉપલી મતલબનીજ એક નાની કલમ સને ૧૮૫૬ વાળા કાયદામાં સરકાર દાખલ કરવાની જરૂર જુએ તો હું નથી ધારતો કે તે બહુજ રૂડી અસર કર્યા વિના રહે. ઉપલો કાયદો ઘડવાની આજ ૩૫) વર્ષો ઉપર સરકારે જ્યારે જરૂર જોઇ હતી તો આજે તે ખોરંબે પડેલા નિરૂપયોગી ધારાને પાછો સજીવન કરવા અને તેમાં નવો જીવ મુકવાની જરૂર આપોઆપ જણાઇ આવેછે. તે વખતે હિંદુ લાગણી જેટલી તિક્ષ્ણ હતી તેટલી આજે નથી. તે વખતે ન્યાતનો દોર જેટલો જુલમાત ભરેલો હતો તેટલો આજે નથી. આજે કેળવણી અને સુધારાનાં પ્રતાપવાન કિરણોથી એટલીબધી ગુણવાન રોશની પંથરાઇ ગયલીછે કે સરકાર જો આગળા ધારાને સજીવન કરી તેમાં ઉપર જણાવેલી મતલબની કલમ દાખલ કરવાનું મનપર લેશે, અથવા જો એક નવોજ કાયદો ઘડી પસાર કરવા માંગશે તો, હું હિમતથી કહુંછું કે, ઝાઝી હરકત પડવાની મુશ્કેલી નડવાની નથી.

ઉપલી નવી કલમમાં મેં આવા શબ્દો દાખલ કીધાછે કે "જે કોઇ ધણી **પોતે પોતાનીજ ન્યાતની કોઈબી વિધવા સાથે** પુનર્લગ્ન કરે" ઇત્યાદી, તે પુખ્ત વિચાર કરીનેજ દાખલ કીધાછે. હમણા જયારે પુનર્લગ્ન સામે લોકલાગણી છે ત્યારે તેને નરમ પાડવા અથવા તેને વધારે ઉસકેરાતી અટકાવવા માટે કાયદાને એકદમ સખ્ત કરીને હરકોઇ ન્યાતના હિંદુને પોતાની ઉપરાંત બીજી હરકોઇ ચહડતી કે ઉતરતી ન્યાતની વિધવા સાથ પુનર્લગ્ન કરવાની કાયદામાં સત્તા આપવી જોઇતી નથી. તેથી કાયદાની શુભ નેમ ઉંધી વળી જવાનો સંભવ રહેશે; માટે પુનર્લગ્ન જે ન્યાતની વિધવા હોય તેજ ન્યાતના પુરૂષ સાથ થવું જોઇયે. એથી ન્યાતને ઘણો ક્રોધ ઉપજશે

નહીં; એથી ન્યાતને ઘણો દમ કસવાનું કે પુનર્વિવાહ કરનાર જોડાં ઉપર જુલમ ગુજારવાનું ઝાઝું કારણ પણ રહેશે નહીં. આમ એકજ ન્યાતનાં સ્ત્રી પુરૂષના પુનર્વિવાહનો ચાલ ચોકસ શેહરો ખાતે ચાલુછે, એટલે સરકારને પોતાનેબી એવાં લગ્ન માટેનો ધારો ઘડવાને એક મજબૂત કારણ મળે એમ છે. દાખલા તરીકે કાઠિયાવાડમાં આવેલાં એક ચોકસ ગામમાં પુનર્લગ્ન કરેલાં બે ત્રણ જોડાં વસેછે. તે ગામમાં ન્યાતના શેઠિયા કે ન્યાતના આગેવાન જેવું કોઇ નથી. જે વાણિયા ત્યાં વસેછે તે સર્વે એકસરખી સ્થિતિના છે, અને તેથી ત્યાં વસનારાં ઉપલાં જોડાંઓને કોઇ કાંઇ હરકત કરતું નથી. તેઓ એટલુંજ સમજેછે, અને તે ઉપરથી તેમની સારી સમજશક્તિ જણાઇ આવેછે, કે વાણિયાએ વાણિયાનીજ વિધવા સાથે પુનર્લગ્ન કર્યુંછે, તથા બ્રાહ્મણે બ્રાહ્મણનીજ વિધવા સાથ ઘર માંડયુંછે, તેમાં તેઓ કાંઇ વટલી ગયાં નથી, અને તેમાં કાંઇ ધર્મનો બાધ નથી. ઉપલાં ગામમાં પુનર્લગ્નનો ચાલ નથી, તોપણ ત્યાં વસતાં મજકુર જોડાંઓ-એ પુનર્લગ્ન કરીને કાંઇ ખોટું કર્યું હોય અને તે માટે તેમને સજા થવી જોઇયે એવું કશું તે ગામનાં લોક સમજતાં નથી. તેઓ તો ઉલટું એમ સમજેછે કે બાળહત્યા અને ગર્ભપાતનાં પાપો થાયછે તે કરતાં તો આ રસ્તો લાખ દરજજે સારો છે, અને આવાં લગ્ન કરનાર જોડું જો પોતાના સ્વધર્મ ઉપર પ્રીતિ રાખીને સર્વે ન્યાતિલા-ઓ સાથ સંપસંપીને વર્ત્તે તો પછી બીજું શું જોઇયે ?

હું ઇચ્છુંછું કે અમારી ન્યાત પણ આવાજ રૂડા વિચારો ધરાવતી થાય. પણ જ્યાંસુધી ન્યાતનો દોર ચાલુ છે અને તેનું જોર નરમ પડયું નથી ત્યાંસુધી ન્યાતના શેઠિયાઓ પુનર્વિવાહ કરનારાં જોડાંઓ તરફ રેહેમદિલી બતાવે એ બનેજ નહીં. એટલામાટે સરકારે નવો કાયદો કરવાની કેટલીબધી જરૂર છે તે આપોઆપ જણાઇ આવેછે.

કોઇ કહેશે કે સરકાર હિંદુ સંસારી રિવાજોમાં વચ્ચે કેમ પડી શકે? મહારાણીએ હિંદુસ્તાન દેશનો કુલ અખ્તિયાર કંપની સરકારના હાથમાંથી પોતાના સ્વાધિનમાં લીધો તે વખતે જાહેર ઢંઢેરો કહાડીને આપણા દેશમાં વસતી સર્વે પ્રજાઓને પોતપોતાના ધર્મો પાળવાની છુટ બક્ષેલીછે, ત્યારે સરકાર પુનર્વિવાહનો રિવાજ દાખલ કરાવવા માટે કાયદો કેમ બાંધી શકે? જેઓ આ જાતની તકરાર ઉઠાવેછે તેઓ

સરકારનાં કામોથી કેવળ બિનવાકેફ હોવા જોઇયે. સરકારે સર્વે ધર્મ-વાળાઓને પોતપોતાના ધર્મો પાળવાની છુટ મુકેલીછે એ વાત ખરી, પણ જો કોઇ ધર્મમાં એવા રિવાજો હોય કે જેથી માણસોના જીવ જતા હોય તો તે રિવાજો બંધ પાડવાને સરકારે પોતાથી બને એવા ચાંપતા ઉપાયો લીધાછે અને તે રિવાજોને બંધ પાડયાછે. કેટલીક જંગલી પ્રજાઓ પોતાના દેવ દેવીઓનાં થાનકો ઉપર માણસજાતના ભોગ આપતી હતી, કેટલીકોમાં બાળહત્યાનો ચાલ હતો, કેટલીકોમાં સ્ત્રી ભર્તારનાં મરણ પછી તેની પાછળ બળી મરીને સતી થતી હતી. પણ એ સર્વે રિવાજો નામદાર સરકારે મજબૂતીથી વચે પડીને બંધ પડાવ્યાછે. જોકે કોઇ કોઇ ઠેકાણે એ પાપી, જંગલી, ખુની રિવાજોના છુટા છવાયા દાખલા હજુબી બનતા સંભળાયછે, તોપણ સરકારે વચે આવીને સખત કાયદાથી એ પાપી ચાલનો સમૂળો નાશ કર્યોછે.

જે વખતે સરકાર સતી થવાના ચાલનો અટકાવ કરવા નિકળી હતી, અને તે માટેનો કાયદો પસાર કરવાની હિલચાલ થતી હતી, તે વેળા આખા હિંદુસ્તાનમાં ચો તરફના લોકો તેની સામે બળત્વારીથી પોકાર કરવા નિકળ્યા હતા અને સરકાર ઉપર આખા દેશ ખાતેથી સંખ્યાબંધ અરજીઓ ગઇ હતી. તેમાં અરજદારોએ ધર્મસંબંધી જબરી લાગણી બતાવીને સરકારનાં ધ્યાન ઉપર આ વાત ઠસાવવા માંગી હતી કે પોતાના ભર્તાર પાછળ તેની સ્ત્રીએ સતી થઇને બળી મરવું એ તો અમારા ધર્મનું ફરમાન છે, માટે અમારા ધર્મની વચે સરકારે આવવું જોઇતું નથી. આ અરજદારો એટલુંજ કરીને બેસી રહ્યા નહીં. પણ છેક ઇંગ્લંડની પાર્લ્યામેંટ સુધી પોતાની ફરિયાદની અરજીઓ મોકળાવી, તથા હિંદુસ્તાનની સરકારે ઘડેલો ધારાનો ખરડો રદ કરાવવા તથા વિધવાઓને બાળી મુકવાની હિમાયત કરવાનાં કામ માટે ઇંગ્લંડના ચુનંદા બારિસ્ટરોને રોકયા. પણ તે વખતની હિંદી સરકાર બહુ મજબૂત હતી. ધર્મનાં ફરમાનનો ખોટો પોકાર ઉઠાવનારાઓની બળત્વારી ભરેલી લડત સામે એ સરકાર પગભર રહી શકી. તેઓની બેવકુફી ભરેલી અરજીઓની તેણે દરકાર કીધી નહીં, અને તેમના પોકાર ઉપર કશું લક્ષ નહીં આપતાં પોતે ઘડેલો ધારો પસાર કીધો અને તે અમલમાં મુકયો. નામદાર સરકારે આ કામ બહુ મહત્વનું કીધું હતું, કેમકે જો હિંદુ પ્રજાઓની લડતમાં

સચાઇ યા વાજબીપણું હોત તો તેમના તરફ ઈંગ્લંડમાં લોકલાગણી ઉસકેરાયા વિના રહેત નહીં અને કદાચ હિંદી સરકારને પોતાનાં કામથી હાથ ઉઠાવવો પડત. પણ સરકારના દૃઢનિશ્ચયને લીધે પોકાર ઉઠાવનારાઓ નિષ્ફળ થયા, અને તેમની તે નિષ્ફળતાથી જે રૂડું ફળ નિપજયું તે એ કે તે વખતથી આજ સુધીમાં જે લાખો વિધવાઓના જીવ જાત તે નામદાર સરકારે બચાવ્યા. ભર્તાર પાછલ બિચારી નિર્દોષ નારો આગમાં બળી મરે એવું કયા શુદ્ધ ધર્મનું ફરમાન હોય ?

હવે જો તે વખતે હિંદુ પ્રજાઓનાં આટલાબધાં બુમરાણ અને ફરિયાદથી હારી ખાઇને સરકાર નરમ પડી ગઇ હોત તો શું આ મહત્વનો ફાયદો થાત ? શું લાખો જીવડા બળી મુઆ ન હોત ? અને હજુ પછી કોણ જાણે કેટલાબધા અસંખ્યાત જીવડાઓના ભોગ અપાત ? જો સરકારે તે વખતે સતીના અટકાવનો કાયદો પસાર કીધો ન હોત તો તેમની મરજી ઉપરાંત કેટલીબધી નિર્દોષ વિધવાઓને ધર્મિષ્ટમાં ખપતા અને દયાળુ લાગણીના કહેવાતા હિંદુ ભાઇઓએ અગ્નિમાં બાળી ભસ્મ કરી દીધી હોત ! અરે, તે બનાવ કેવો ત્રાસદાયક હતો ! એક કોમળાંગિ અબળા, જે પોતાના પતિનાં મોતથી પુરીજ અબળ થઇ પડી હતી, તેણીને તેની રાજી ખુશી ઉપરાંત જબરદસ્તીથી અગ્નિમાં ફુંકી દેવી, અને તેનો જીવ કેમ જાયછે તે તમાશો મુગા મુગા ઉભા રહીને જોયા કરવું, એ કેવી કઠોર, કેવી વજ્ર જેવી છાતીના માણસોનું કામ હશે! ભટ પડી એવી કૃપણ છાતી ઉપર !

સતીનો તે પાપી, ખુની ચાલ બંધ પાડવામાં નામદાર સરકારે હિંદુ કોમ ઉપર એક મોટો ઉપકાર કીધેલો આજે ચોતરફથી કબૂલ રાખવામાં આવેછે. પણ જબરદસ્તીથી બાળી નાખવામાં આવતી બાપડી વિધવાઓ તો પોતાને નવેસરથી જીવતદાન મળેલું સમજીને સરકારને લાખોલાખ દુઆ દેછે. અને ખરેખર આ વિધવાઓને માટે નામદાર સરકારે આ કાંઇ જેવો તેવો ઉપકાર કીધેલો નથી. પણ અરે! સરકારનો એ ઉપકાર જેવો જોઇયે તેવો સંપૂર્ણ થયલો નથી, એમ કહ્યા વિના મને ચાલતું નથી. નામદાર હિંદી સરકારે મારી હિંદુ બેનીઓને મોતમાંથી બચાવી લીધીછે તેમાં તો જરાબી શક નથી. પણ મોતમાંથી બચેલાં માણસને જો તનદરોસ્તી ન હોય તો તેની જીંદગી તેને કેવી ભારી લાગે? જો એક મરણકાંઠેથી પાછો

ફરેલો માનવી પોતાની બાકીની જીંદગી રિબાતી હાલતમાં ગુજારે, જો તેને આરોગ્યતા હોય નહીં, જો તે ખટલોજ સહેવ્યા કરે, તો પછી તે બિચારાને જીવતો રહેવામાં લાભ શો ? જો તે દુનિયાની મોજમજાહ ભોગવે નહીં, જો તેનાથી ઘર છોડીને બહાર નિકળાય નહીં, જો તેનાથી મનગમતાં અંગ વસ્ત્રો પહેરાય નહીં, તોઃપછી તેની જીંદગી તેને એક બોજા જેવી નહીં થઇ પડે? અફસોસ, એવીજ હાલત અમારી હિંદુ વિધવાની પણ છે. નામદાર સરકારે તેને સતીના રિવાજના ખુની પંજામાંથી બચાવીછે ખરી, પણ તેને એકગમથી બચાવી બીજીગમ પાછી ગોયા દુઃખના દરિયામાં રિબાતી છોડી મેલીછે. તે બિચારીની આજની હાલત ગોયા કહડામાંથી નિકળીને ચુલામાં પડવા જેવી થઇ પડીછે. તેણી મોતમાંથી માંદમાં આવીછે ખરી, પણ તેનો મંદવાડ એવો અસહ્ય છે કે તેનું દુઃખ સદા વેઠયા કરી જીવતી રહેવાને બદલે તેણી એકદમ મરી જવાનું વધારે પસંદ કરે તેમાં નવાઇ નથી. અને એજ કારણને થકી અમારી કેટલીબધી દુઃખી વિધવાઓએ આપઘાત કર્યાછે ! કેટલીબધીએ વળી વ્યભિચારનાં પાપમાં પડી ગર્ભપાત કર્યાછે ! અને કેટલીબધીએ ઘરનાં ખુણાંમાં પોતાનો ભવ બાળી નાખ્યો છે !

હવે જ્યારે અમારી વિધવાઓની હાલત આવીછે ત્યારે નામદાર સરકારની શું તેમને ઉગારવાની ફરજ નથી ? શું તે બિચારીઓ ઉપર કરેલો જીવતદાન બક્ષવાનો ઉપકાર સંપૂર્ણ કરી આપવો વાજબી નથી ? તે બાપડી દુઃખમાં પિળાતી નિરાધાર અબળાઓનાં સંકટનો છેડો કેમ આવે ? વૈધવ્યનાં મહા દુઃખમાંથી છુટવાનો તેઓ કને શો માર્ગ હોય ? અમારા હિંદુ ભાઇઓને તો તેઓનાં દુઃખની કાંઇબી દરકાર નથી, અને વિધવાઓ પોતે તો પરાધિન પડી એટલે પોતે પોતાને સાહ્ય થાય એ તો બનેજ નહીં. માટે જો નામદાર સરકાર તેમની દાદ નહીં લે તો બીજું કોણ લઇ શકનાર છે ? કદાચ સરકાર એમ સમજતી હોય કે આગળ જ્યાં પુનર્વિવાહનો એક પણ દાખલો બનતો ન હતો ત્યાં હાલ અનેક બનવા લાગ્યાછે, માટે રફતે રફતે એ શુભ રિવાજ હિંદુઓમાં આપોઆપ દાખલ થશે. પણ એ વિચાર કેટલો ભૂલ ભરેલો છે તે આગળ આવી ગયલી હકિગતો ઉપરથી સ્પષ્ટ જણાશે. વળી અત્રે પુનર્વિવાહના જે થોડાએક દાખલા બનેલા છે તે કંઇ એકજ ન્યાતમાં કે એકજ ગામના રહેવાસીઓમાં બનેલા નથી. જેમ

વાણિયાઓમાં તેમજ બ્રાહ્મણોમાં ચોર્યાશી ન્યાતો છે. આ સઘળી ૧૬૮ ન્યાતોમાંની કોઇ કોઇ ન્યાતમાં પુનર્વિવાહનો એકેક દાખલો બનેલોછે, અને તેબી એકજ નહીં પણ જુદાં જુદાં ગામોમાં બનેલોછે. જો એકજ ન્યાતમાં કે એકજ ગામમાં પુનર્વિવાહના અનેક દાખલા બને તો અલબત એ લગ્ન કરનારાંઓની મુશ્કેલીમાં કાંઇએક ઘટાડો થાય ખરો. પણ આ તો છુટાં છુટાં ગામોમાં એકેક ઘર થયલું હોવાથી પુનર્લગ્ન કરનારાં સર્વ જોડાંઓની મુશ્કેલી તો એકસરખીજ હોયછે. આવાં લગ્નો કરનારા ઘણાખરા અભણ અને ભોળા છે. તેઓ કાંઇ કેળવણી પામેલા હોતા નથી. તોપણ મેં આગળ કહ્યું તેમ તેઓ કેળવણી પામેલાઓને પોતાના દાખલાથી ઉત્તમ બોધ આપેછે. એમ છતાં મારે આ ઠેકાણે ખરેખરી વાત જાહેર કરવી જોઇયે કે એવાં લગ્ન કરનારાઓ સઘળાઓજ કાંઇ લોકોમાં રૂડો દાખલો બેસાડવાની મતલબથી પુનર્લગ્ન કરતા નથી, પણ પોતાની ન્યાતમાં કુંવારી કન્યાઓ નહીં મળી શકવાને લીધે, તેમજ કુંવારી કન્યા જોડે લગ્ન કરવા માટે જોઇતા પૈસાની જોગવાઇ પોતાની પાસે નહીં હોવાથી તેઓ વિધવાઓ સાથે વિવાહ કરવાને રાજી થાયછે, કેમકે એમનાએમ પરણ્યા વગર મરી જવા કરતાં આ રીતનાં લગ્ન કરવામાં તેઓ પોતાનો લાભ જોઇનેજ કામ લેછે. જો આ ધણીઓને કુંવારી કન્યા પોતાની ન્યાતમાં મળી શકતે તો તેઓ કદીબી પુનર્લગ્ન કરતે નહીં.

એટલામાટે પુનર્વિવાહના સંબંધમાં અત્યાર સુધીમાં જે પરિણામો નિપજ્યાંછે તે ઉપરથી હું એવાં અનુમાન ઉપર આવી શકુંછું કે જ્યાંસુધી સરકાર એ કામમાં થોડો ઘણોબી હાથ ઘાલશે નહીં ત્યાંસુધી અમારી ન્યાતોમાં પુનર્લગ્નના દાખલા સંતોષકારક નિપજવાની થોડીજ આશા રહેછે. ન્યાતના આગેવાનો અને શેઠિયાઓની હડહડતી વિરૂધતા સામે પુનર્લગ્ન કરનારે ટકી શકવું એ ઘણું કઠણ અને મુશ્કેલીથી ભરપુર કામ છે. એ મુશ્કેલી કેટલીબધી છે તે ફક્ત મારાજ વીશ વર્ષના અનુભવ ઉપરથી હું આ પુસ્તકમાં બતાવી ચુકયોછું. એ મારો એકલાનોજ દાખલો સરકારને મજબૂત કાયદો ઘડવા માટે બસ થશે એમ હું ખાતરીથી માનુંછું.



## પ્રકરણ ૨૨ મું.

## સુધારો અને કેળવણી.

શું "સુધારો અંદરખાનેથીજ થવો જોઇયે"? એમ કહેનારાઓની ઉલથાપ—અજાણાઓને ઠગવાની એક બાજી. સુધારાની આશા કોણથી બાંધવી? આપણા કેળવાયલાઓની ઉતરતી હાલત—"કેળવાયલા વર્ગ" ની નિર્બળતા—સંસારી સુધારામાં પાછળ પણ રાજદ્વારી સુધારામાં આગળ! સરકાર સામે શુરા પણ ન્યાત સામે સુડા—આપણી કેળવણીની એક ખામી—"કેળવાયલા" અને "સુધારાવાળા" માં ફેર—અધુરી કેળવણીના જોખમો—ખરી કેળવણીના ફાયદા—સંસારી સુધારા પછી રાજદ્વારી હક—હિંદુ ન્યાતોના ખોટા દાવા—કેળવાયલા જુવાનો અને પુનર્વિવાહ—તેમની એક વખતની હિમત અને બીજી વખતનું હિચકારાપણું—બાયલાઓ માટે એક કવિ શું કહેછે? સુધારા માટેની મુશ્કેલીઓ—સુધારાનાં કામને બગાડનારાઓ.

કેટલાકો સલાહ આપેછે કે "સુધારો અંદરખાનેથીજ થવો જોઇયે"; એટલે કે બહારની કશી પણ મદદ વિના એક પ્રજાએ કે કોમે કે ન્યાતે પોતેજ પોતામાં સમજુતી કરીને સંમતિથી સુધારાને આગળ પાડવો જોઇયે. પણ મેં મારા લાંબા અનુભવ ઉપરથી જોઇ લીધુંછે કે ગમે એવો સુધારો યોજવા કે બનાવવાને એક પ્રજા કે કોમ કે ન્યાત રાજી હશે તોપણ સરકારની સાહ્યતા વિના, સરકારની કાયદા રૂપી મદદ વિના, તે સુધારાનું ભલુ કામ હાર પડવાનું નથી. હમણાજ જુઓની! આ ૧૯ મી સદી વિદ્યાના વધારા અને સંસારી સુધારાઓથી ભરપુર કહેવાયછે. હવે આપણા દેશની ન્યાતોએ એ સુધારા અને વધારા છતાં પોતાના ભુંડા સંસારી રિવાજો અને કુચાલોમાં કેટલો સુધારો કીધોછે? ઉંચી ન્યાત અને ચહડતાં કુળવાળાઓ પોતાનાં મનથી એક જાતની મગરૂરી માની લઇ પોતાના જેવા બડા બીજા કોઇ નથી એમ સમજેછે, અને બીજાઓને પોતાનાં મંડળમાં આવવા નહીં દેતાં તે મંડળમાં ચાલતા કુમાર્ગો અને ગેરરીતીઓ તરફ આંખ આડા કાન કરી દેછે. શું એનું નામ તે સુધારો? ખરો સંસાર સુધારો તે આ જાતનો હશે? અગરજો સંસાર સુધારો એવોજ હોય ત્યારે તો એક ન્યાતને સુધરતાં મહિના કે વર્ષો નહીં પણ સદીઓ લાગવી જોઇયે! એ જો ખરેખર સુધારોજ હોય તો તે નહીંસરખો, તે ગુણ

રહિત, બલકે અવગુણકારક "સુધારો" કહેવાય, અને તેથી તે ખરો સુધારો નહી પણ બગાડોજ માત્ર માની શકાય.

"સુધારો અંદરખાનેથીજ થવો જોઇયે," એમ ભલામણ કરનારાઓ માત્ર પોતાના સાંભળનારાઓને ઠગેછે અને ઉલથાપ આપેછે. તેઓ જાણે સુધારાને પસંદ કરતા હોય એવું ડોળ દેખાડેછે, અને પોતે પોતાના ન્યાતિલાઓ અને કોમવાળાઓ જોડે મળીને સુધારા સંબંધી પગળાં ભરવાને તત્પર હોય એવો દેખાવ કરેછે. પણ એ માત્ર ઠગાઇ હોયછે તે વખતે વખત બનતા દાખલાઓ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવેછે. અગરજો ન્યાત પોતે સુધારો કરવાને શક્તિવાન, ખંતી અને આતુર છે તો હજુ સુધી બાળલગ્નોનો ચાલ કેમ નથી નાબુદ થયો? હજુ સુધી વિધવાઓ પુનર્લગ્ન કરી કાં નથી સુખી થતી? અરે, જેઓ પુનર્લગ્ન કરેછે તેમને ન્યાત શા માટે દુઃખી કરતી હશે? એ રીતે ન્યાત કે ન્યાતિલાઓ, તેના શેઠિયા કે આગેવાનો સુધારો પસંદ કરતાજ નથી, સુધારો દાખલ થયલો જોવા માંગતાજ નથી; પણ સુધરેલા વિચારો ધરાવનારાઓને ધિક્કારેછે, તેમની જોડે સંસાર વ્યવહાર ચલાવવાની ના પાડેછે, અને તેમને દુઃખી કરવાને કશી બાકી રાખતા નથી.

ત્યારે શું શિખેલા ભણેલા ગ્રહસ્થો તરફથી આપણ ખરા સુધારાની આશા બાંધી શકીયે? કેળવણી અને સુધારો એ બંને એકેકના સોબતી છે. કેળવણીની પુઠે સુધારો ચાલેછે; કેળવણી સુધારાને માર્ગ બતાવેછે. એટલામાટે કોઇ વાજબી અનુમાન કરશે કે એક સુધારાવાળાને પહેલી અને મુખ્ય મદદ કેળવણી પામેલા તરફથી મળવી જોઇયે. પણ મને મોટી દલગીરી સાથ ખરી બિના જાહેર કરવાની ફરજ પડેછે, અને તે એકે આ અનુમાન ખોટું છે. અમારી ન્યાતમાં કેળવાયલાઓ સુધારાવાળાઓને મદદ કરે, તેમને ઉત્તેજન આપે, કે તેમની તરફથી લડે, એવું કાંઇ નથી. કેળવાયલાઓમાં નીતિ સંબંધી બળ જેવું જોઇયે તેવું નથી; તેમને પોતાને આસપાસથી મજબૂતી મળવાની જરૂર છે. અર્થાત્: જેવી અને જેટલી કેળવણી જોઇયે તેવી અને તેટલી કેળવણીનો પ્રસાર આ દેશમાં હજી થયો નથી. જેઓને આપણ કેળવાયલો વર્ગ કહેવામાં વડાઇ લઇયે છિયે તે વર્ગ હજુ જેવો જોઇયે તેવો સંખ્યામાં કે બળમાં, કાબુમાં કે મજબૂતીમાં, તાલીમમાં કે અનુભવમાં, ખિલેલો નથી. હજુ એ વર્ગ પોચો, ઢીલો અને સુસ્ત જેવો છે. જુના

વિચારના પણ ભુંડા રિવાજોના મોટા હિમાયતીઓને નવા વિચારના કરવા કે રૂડા રસ્તા ઉપર લાવવાનાં કામ માટે આપણો "કેળવાયલો વર્ગ" આજનેકાલ તો કેવળ અશક્ત છે. પોતાની આસપાસ ભુંડાં કામો અને કુચાલોનું વાતાવરણ ફરી વળેલું તેઓ નજરે જુએછે, પણ તેની સામે લડવા માટે કંમર બાંધવાની તેઓમાં હિંમત નથી. તેઓ ઘણુંજ કરે તો એટલુંજ કે તે સામે શબ્દબાણ ઉડાવેછે. એ સિવાય બીજું કશું • વધારે તેઓ કરી શકતા નથી. પણ તેઓનાં આ શબ્દબાણ માત્ર ખાલી ધુમાડો છે. તેઓ તેમ સમજેછે, અને ન્યાતનાં અભણ કે ઝનુની લોક પણ તેમ સમજેછે. એટલામાટે આ ખાલી ફડાકા કે તડાકા કશો ગુણ કરી શકતા નથી; સુધારાવાળાને તેથી કશી મદદ મળતી નથી. આ ફડાકામારૂ "કેળવાયળા" સાહેબો ન્યાતના જુલમાત સામે ઘણું બોલવાને તૈયાર થશે, પણ ન્યાતનો જુલમ ખમનારને પોતાનાં જાતિ કેળવણીનાં બળ વડે મદદ આપવાના આંખ આડા કાન કરશે; તેઓ શેઠાઈની શોખાઈ સામે જબરા બખાલા કહાડશે, પણ શેઠિયાઓની અંગત દુશ્મનીથી પ્રુજીને નાહક મુશ્કેલીમાં આવી પડનારને સાહ્ય થવાને બદલે તેઓ આઘા નાસશે.

વળી કેટલાએક કેળવાયલા ગ્રહસ્થોનાં પોતાનાં ઘરમાં સંસારી બદીઓ ઘર માંડીને પડેલી છે, કે જેને જડમૂળથી ઉખેડી કહાડવા જેટલી તેઓમાં શક્તિ કે હિમત, હોંસ કે ઉલટ નથી. હા, તેઓમાં એક ઉલટ છે; અને તે રાજદ્વારી હકો માંગવાની અને તે માટે સરકાર સામે લડવાની ઉલટ છે. તેઓ પોતાના દેશની દાઝ હૈડે ધરીને જાણે કેવુંએક મોટું આફત દેશ ઉપર ગુજરતું હોય એવું ડોળ કરીને સરકાર અને તેનાં કામો સામે જબરા શબ્દોના તિક્ષણ પ્રહાર ચલાવેછે, અને એ રીતે દેશહિતકારીમાં ખપવા માગેછે. દેશની ફરિયાદો અને દેશીઓના હકો બાબે આ જાતની લડાઈ લડવાને તેઓ પોતાને પુરા શક્તિવાન ગણાવેછે; મોટા મોટા શબ્દો ઓચરીને સામી પક્ષની ઝાટકણી કહાડવી હોય તો તે માટેની હોંસ અને ઉલટ અજાયબંજેવી રીતે એકદમ તેઓમાં આવી જાયછે. પણ કેવી અચરતીની વાત છે કે આ કેળવાયલા ગ્રહસ્થો સરકાર સામે લડવાને હિમત કરેછે ત્યારે ન્યાત સામે લડવાની ના પાડેછે! સરકાર સામે તેઓ શુરા લડવૈયા જેવા બહાદુર છે, પણ ન્યાત સામે તેઓ સુડા

પોપટ જેવા અબોલા છે! કેવા અચંબાની આ બિના છે કે જેઓ દેશ અને દેશીઓના લાભ માટે કંમર બાંધવાની ના પાડતા નથી તેઓ પોતાનાજ લાભો માટે એકદિલ અને એકમત થવાને પછાત પડેછે! મને કહેવાને શરમ ઉપજેછે, પણ આ ઠેકાણે ખરૂં કહ્યા વિના મને ચાલતું નથી, કે મારા એકલપેટા હિંદુભાઇઓ પોતાને માટે સરકાર કનેથી ઘણા ઘણા હકો માગેછે પણ પોતાની સ્ત્રીઓ કે પોતાની બેન બેટીઓને માટે જે અવશ્યના હકો છે તેની તેઓ માગણી કરવાની પણ ના પાડેછે. તેણીઓને કોઇ પણ હક તેઓ બિલકુલ આપવા માંગતા નથી પણ સર્વે હક પોતાને માટે માગવા અને તે પોતેજ ધરાવવા નિકળ્યાછે. તેઓ "ન્યાશનલ કૉન્ગ્રેસો" ભરેછે, અને મોટા મોટા રાજદ્વારી હકો માટે દાવા ઉડાવેછે. પણ તે હકો ભોગવવાને તેઓ કેટલા લાયક થયાછે? જે ધણી પોતે પોતાનું ઘર સંભાળી શકે નહીં તે પારકાની બરદાસ્ત કયાંથી લઇ શકે? જે હિંદુઓ પોતાની સઘળી "કેળવણી" છતાં પોતાની ન્યાતના જંગલી રિવાજો સુધારી શકે નહીં તેઓ દેશમાં ચાલતાં અંધેરો તે કયાંથી સુધારી શકવાના હતા? આપણો પ્રખ્યાત કવિ નર્મદાશંકર ગાયછે કે—

"જય જય જય જય જય બોલો સૌ ભાઈ,
ઉત્સવ ઘેર ઘેર કરો, જીત્યા છે સિપાઈ"

પણ આ જે સિપાઇ જીત્યાછે તે આપણા પોતાને મ્હોડેજ પોતાને "કેળવાયલા" કે "સુધારાવાળા" કહેવાડવાને ઇચ્છનારા "સિપાઇ" નથી. તેઓ કંમર બાંધેછે અને લડેછે ખરા, પણ તેઓ ખરા શુરવિર સિપાહ બચ્ચાઓ નથી. તેઓ ચતુર છે; પણ તે ચતુરાઇ સંસાર સુધારાની ખરી લડાઇ લડવામાં વાપરવાને બદલે તેમાંથી સટકી જવામાં તેઓ વાપરતા જણાયછે. જો કોઇ એવી વાત નિકળી આવી કે જેમાં સુધારા તરફથી લડવું પડતું હોય, જેમાં પોતાનો કાંઇક ભોગ આપવો પડતો હોય, પોતાને શત્રુઓ સામે જઇ ઉભા રહેવું પડતું હોય, તો આ "સુધારાવાળા" કહો કે "કેળવાયલા" કહો, તેઓ એકદમ કાંઇને કાંઇ બહાનાં કહાડીને મેદાનમાંથી ગેબ થઇ જાયછે, અને જેણે તેઓ ઉપર પોતાનો આધાર બાંધ્યો હોય તે પોતાને એકલો પડી ગયલો જુએછે!

આ સઘળી બિના ઉપરથી વાંચનાર જોશે કે કેળવણી સુધારાની માતા જેવી છે તોપણ આપણા "કેળવાયલા પુત્રો" સુધારાના—અગત્ય

કરીને સંસાર સુધારાના—જેવા જોઇયે તેવા હિમાયતી કે મદદગાર નથી. આપણી કેળવણીએ જો કાંઇ પણ કીધું હોય તો તે રાજદ્વારી સુધારાવાળાઓની મોટી સંખ્યાને જન્મ આપવાનું કામ છે; પણ મોટા અફસોસની વાત છે કે એ કેળવણીએ સંસારી સુધારાવાળાઓને જન્મ આપ્યો નથી. આપણી કેળવણીની આ એક મોટી ખામી અથવા ખૂટ ગણી શકાશે. જેઓ પોતાનાં ઘરમાં ખરેખરાં અંધેરો ચાલુ રાખી બહારનાં ખોટાં કે જીવવગરનાં કલ્પિત અંધેરોની ફરિયાદ કરવાને મેદાન પડે—જેઓ ઘેરમાં ગુલામગીરીને ઉત્તેજન આપે અને બહાર સ્વતંત્રતાનો ઝુંડો ઉડાડે—તેવા માણસોની કેળવણીને ખામી ભરેલી કહેવામાં ખોટું નથી. કેળવણીએ આપણી તરફ ઘણા ફાયદા કીધાછે તે કાંઇ મારેથી અજાણ્યું નથી; કેળવણીના ઉત્તમ ગુણો હું નથી સમજતો એવું કાંઇ નથી. પણ જે કેળવણી આપણા દેશીઓને મળેછે તે **ખરી** યાને સંપૂર્ણ કેળવણી નથી. અધુરી કેળવણી પુરી કેળવણીને તો પહોંચેજ નહીં, પણ અધુરી કેળવણીવાળી હાલત કેટલીએકવાર અભણ કે અજ્ઞાન હાલત કરતાં પણ ઘાસ્તી ભરેલી થઇ પડેછે. ખરી અને સંપૂર્ણ કેળવણીજ માણસને ખરો માણસ બનાવી શકેછે. ખરી કેળવણી પામેલો નર રાજ્યનો એક મોટો મદદગાર, સંસારનો એક મોટો આગેવાન, પ્રજાનો એક મોટો દોસ્ત થઇ પડેછે. નીતિની કેળવણી આપણા દેશીઓને માટે આજનેકાલ બહુ અવશ્યની બાબત થઇ પડીછે. હિંદુસ્તાનની નામદાર વડી સરકાર પણ એજ કેળવણીની અગત્યતા બતાવેછે અને તે માટે નામદાર વાઇસરાય ઠરાવો પ્રગટ કરીને અને ભાષણો આપીને દેશી આગેવાનોને જાગૃત કરેછે તથા તાકીદ આપેછે. માણસ મનની મોટાઇ ધરાવે નહીં ત્યાંસુધી તે આગળ વધે નહીં. મનની કેળવણી તેને નીતિવાન અને હિંમતવાન બનાવેછે; તેને સાચો અને ન્યાયી બનાવે છે; તેને પરમાર્થી અને દેશહિતકારી બનાવેછે. એવો એક નર—તેજ ખરો દેશહિતકારી છે, કેમકે તે જેમ દેશીઓનું તેમજ સત્તાવાળાઓનું ભલું કરેછે; તે જેમ દેશનો તેમજ રાજ્યનો મદદગાર થઇ પડેછે; તે જેમ રાજ્યદ્વારી સુધારાઓ સૂચવેછે તેમ સંસારી સુધારાઓમાં પણ પહેલો મેદાન પડેછે. સંસારી સુધારાઓમાં આગળ પડેલી એક પ્રજા રાજદ્વારી હકો મેળવવાને આપોઆપ તૈયાર થાયછે. પણ જે

પ્રજા સંસારી સુધારાઓને આડે આવે તે રાજદ્વારી હકોને માટે કશી ખુબી કે કુશળતા ધરાવતી ગણાય નહીં. જેઓ પોતે પોતાને સાહ્ય નહીં થાય તેમને પારકાની મદદ ઉપર શો હક હોય ? હરેક ઓદ્ધા કે અધિકાર, હક કે દાવાને માટે ઉમેદવારે પોતાની કુશળતા અને લાયકાત બતાવી આપવી જોઈયે; તેવી કુશળતા ધરાવનારેજ ઉમેદવારી કરવા બહાર નિકળવું જોઈયે; કેમકે જેઓમાં કશી લાયકાત ન હોય તેઓ પોતાની ઉમેદવારીમાં કદી ફાવી શકતા નથી.

ત્યારે સવાલ ઉઠેછે કે આપણી હિંદુ ન્યાતો રાજદ્વારી વધારા અને હકો મેળવવાને માટે એવી કઇ કુશળતા ધરાવેછે ? કોઇજ નહીં. જે ન્યાતો પોતાનું અંધેર જોઇ શકે નહીં તે વળી બીજાનું દળદર તે શું ફિટાડશે ? જેઓ પોતાનાં ઘરમાંનું અંધારૂં દૂર કરવાને અશક્ત છે તેઓ દેશનું ભલું કરવાની શક્તિ તે ક્યાંથી લાવશે ? હવે આ ન્યાતોમાં "કેળવાયળા વર્ગો" પણ હોયછે. પણ તેઓથી શું આપણે કાંઇ મોટી ઉમેદો બાંધી શકિયે ? હું આગળ કહી ગયોછું કે આપણી તરફ ગુજરાતી અને મરાઠી હિંદુઓમાં સઘળા મળીને આશરે ૫૦ થી ૬૦ પુનર્વિવાહ થઇ ચુક્યાછે, જેમાંના લગભગ દરેક દાખલામાં તમે જોશો તો લગ્ન કરનાર પુરૂષ બિનકેળવાયલા યાને અભણ વર્ગમાંનો છે. ત્યારે આપણો "કેળવાયલો વર્ગ" ક્યાં ગયો ? કોઇએ એમ નહીં સમજવું કે કેળવાયલા પુરૂષોએ કરેલાં પુનર્લગ્નોની સંખ્યા જુદી છે. ના, ના. કેળવાયલા પુરૂષોએ એટલો નજીવો ભોગ આપવાની પણ દરકાર કીધી નથી. તેઓએ દુઃખી વિધવાઓ સાથ લગ્ન કરવાને કદી કંમર બાંધી નથી. તેઓએ પુનર્લગ્ન કરવાની તરફેણમાં ઘણું કહ્યુંછે, પણ એ લગ્ન કરી બતાવીને દાખલો આપવામાં કશું કીધું નથી. અરે એટલુંજ નથી. પોતે વિધવા સાથ લગ્ન કરવાને રાજી થયા નથી તો ભલે, પણ પોતાનાં ઘરોમાં પોતાની વિધવા બેન કે બેટી હોય તો તેનાં પુનર્લગ્ન કરી અપાવવાને પણ તેઓ બહાર પડતા નથી. કાંએકે જો તેઓ આમ કરે તો તેમને ન્યાતબહાર થવું પડે, તેમના ન્યાતી હક ઉપર પાણી ફરી વળે, અને તેમને શેઠિયાઓની દુશ્મની ખેંચી લેવી પડે! જો આ ગ્રહસ્થોમાં નીતિની કેળવણીનું બળ હોય તો તેઓ ન્યાત કે શેઠાઇની દરકાર કરે નહીં; જો તેઓ સુધારાનાજ સાથી હોય તો તેઓ જુલમાતનો કદી પક્ષ પકડે નહીં; જો તેઓ

ખરા કેળવાયલાજ હોય તો તેઓ ન્યાતબહાર કે એવીજ બીજી હસવા સરખી ઝનુની લોકો તરફની શિક્ષાની લેશ ભાર પણ પરવા કરે નહીં.

પણ તેવું કાંઇ છેજ નહીં. આપણા "કેળવણીપામેલા" ઇંગ્લંડ જવાની હિમ્મત કરશે ખરા, પણ એવા લાભકારક પ્રવાસોની પહેલ કહાડનારને પગળે ચાલવાની ના પાડશે. કોઇપણ ખરા સુધારાનાં કામની શરૂઆત તેઓથી કદાચજ થતી હશે, અને તોપણ શરૂઆત કરનારે જે હિમ્મત અને મજબૂતી દેખાડી હોય તેનો દાખલો લઇ પોતેબી તેમજ કરવા જેટલું સ્વતંત્રપણું પણ તેઓ ધરાવતા નથી. તેઓ ઇંગ્લંડ જશે ખરા, પણ ત્યાંથી પાછા ફર્યા એટલે ન્યાતની સજા માથે ચહડાવવાને તૈયાર થશે; એટલે કેળવણી અને સુધારાને માથે ઝનુન અને અજ્ઞાન જે દંડ નાખશે તે તેઓ ગુપચુપ ભરી દેશે. તેઓ મુછ મુડાવશે, તેઓ છાણ મુતરની ગોળીઓ ગળશે, તેઓ પવિત્ર સ્થળે જઇ સ્નાન કરશે અને ઇંગ્લંડ જવામાં ભલું નહી પણ પાપી કામ કરી આવ્યાછે એમ કબૂલ કરી તેઓ તે માટે પશ્ચાતાપ કરશે અને સઘળી શિક્ષાઓ માથે ચહડાવશે. એવાઓથી કાંઇ પણ ભલું થવાની હવે કોણ આશા રાખશે ? ન્યાતનાં અંધારાંમાં એવાઓ શું ઉજેરડું પાડવાના હતા ? દેશ અને દેશીઓનાં ભલાંને માટે એવાઓ શું નાકે કંમર બાંધવાના ? આપણને એવા "કેળવાયલા" જોઇતા નથી. એક બોલે અને બીજું કરે એવાઓ તો આપણું ગળું કપાવે. છાતી કહાડીને એકવાર આગળ ધસ્યા પછી બાયલા બનીને પાછલે પગે નાસી આવનાર હિચકારા સિપાઇ કદી લડાઇ જીતે નહીં. કવિ ગંગની નિચલી લીટીઓ મને આ વખતે યાદ આવેછે, કે જે આપણા "કેળવાયલા" કહેવાતા ધણીઓને આબાદ લાગુ પડતી છે માટે તે હું ટાંકી લઉંછું :—

આગે ધસ જાઇયે ના, પિછે ખિસ જાઇયે ના,
મર્દ કે મમે પર જાઇયે, મારિયે યા મરિયે.
બોલ એસો બોલિયે ના, બોલિયે તો ડોલિયે ના,
બોલ એસો બોલિયે, બોલિયે સો પાળિયે.
પ્રીત એસી જોડિયે ના, જોડિયે તો તોડિયે ના,
પ્રીત એસી જોડિયે કે જળિયાસંગ જળિયે.
કહે કવિ ગંગ ભાટ, મર્દોકા એહી ઠાઠ,
ખાંડણીમેં શિશ ઘાલ, મુશળસે ના ડરિયે.

હવે આ સઘળું છતાં હું કબૂલ કરૂંછું કે ઘેરમાં કે ન્યાતમાં સુધારો દાખલ કરવાનું કામ કાંઇ સહેલ નથી. એ કામ મુશ્કેલીઓથી ભરપુર છે, અને તે મુશ્કેલીઓ સર્વે કોઇથી સામે થઇ શકાય એવી હોતી નથી. વર્ષો નહીં પણ સદીઓથી ચાલતા આવેલા રિવાજો, કેજે લાંબા કાળને લીધે ધર્મનાં ફરમાન જેવા પવિત્ર ગણાયલા, તથા વળી સંસાર વ્યવહારમાં કદી નહીં છુટા પડી શકે એવો નિકટનો સંબંધ ધરાવનારા થઇ પડેલા, તેમને એકદમ ધોઇ કહાડવાનું અને તેમને ખંડન કરવા એ કામ જેવુંતેવું નથી. એક સુધારાવાળાને માટેનું વળી એ કામ નથી. અનેક જણનાં ભેગાં બળથીજ એ કામ બજાવી શકાય, અને લાંબી મુદતેજ એ કામ બજાવવામાં ફતેહ મળી શકે. ન્યાતબહાર મુકાવાની સજા કાંઇ નાનીસુની નથી; તે કાંઇ હિંમતથી હસી કહાડી શકાય એવી પણ નથી. સંસાર વ્યવહારના કે ન્યાતી હકો ઉપરથી હાથ ઉઠાવી બેસવાનું કામ પણ ડહાપણ ભરેલું નથી. અને તેટલામાટે જે ધણીએ ન્યાતની સામે કંમર બાંધવી હોય તેણે આ સઘળી બાબતો ધ્યાનમાં રાખીને કામ લેવાનું છે. વળી ન્યાત અને શેઠાઇ સામે હાથ દેખાડયા પછી એકવાર સજા મળી એટલે પેલો સુધારાવાળો નચિંત થતો નથી. તેને પોતાના ભવિષનાં સુખ, ધંધારોજગાર, અને ગુજરાણના સંબંધમાં પુષ્કળ વિચાર કરવાનો છે. અને એ સઘળા વિચાર પછીજ જો તે ન્યાતના ભુંડા રિવાજો સામે કંમર બાંધે તોજ તે તેમાં ફાવી શકેછે. અગર નહીં તો, મેં આ લઘુ પુસ્તકમાં મારા 'સંબંધમાં બનેલા કેટલાક દાખલાઓ આપેલાછે તે મુજબ, સુધારો પસંદ કરી કાચે પાયે કામ લેનારાઓને પસ્તાવું પડેલુંછે અને પોતાનાં ભલાં કામને થકી માફ માગવી પડેલીછે. એવા ધણીઓ સુધારાનાં કામને આગળ વધારવાને બદલે ઉલટા પાછલ હટાવેછે—તેને સુધારવાને બદલે સામા બગાડેછે. એવા કાચી હિમતના ધણીઓ સુધારાની સંફમાં નહીં હોયલા ભલા. દહીંમાં અને દુધમાં એકેક પગ રાખનારા એકશો આસામીઓ કરતાં મનની દૃઢતાથી પોતાને જે વાજબી લાગે તે રૂડું કામ કરવાને છાતી ઠોકીને મેદાન પડનારા પાંચ આસામીઓ ભલા. આપણા કેળવાયલાઓ તો ઘણાબી છે. યુનિવર્સિટીની પદવીઓ મેળવેલા, ભણેલા અને વિદ્વાનમાં ખપનારાઓનું તો એક સારૂં સૈન્ય થયલુંછે.

પણ તેઓમાં મનની દઢતા કેટલા થોડા જણ ધરાવેછે ! તેઓ ભણ્યા ખરા પણ ગણ્યા નથી. તેઓ "કેળવાયલા"માં ભલે ખપે, પણ તેઓ સુધારાવાળા કહેવાયજ નહીં.

અફસોસ ! આપણી કેળવણી આપણને જોઇતા સુધારાવાળા પુરા પાડવાને હજુ અશકત છે !



## પ્રકરણ ૨૩ મું.

# દ્વિરૂપી શેઠિયાઓ.

શેઠિયાઓનાં કર્ત્તવ્ય—સુધારાના હડહડતા શત્રુ તે શેઠિયા—શેઠિયા ચાહે તો સુધારો દાખલ કરી શકે—શેઠિયા વર્ગની અભણ હાલત—અજ્ઞાનપણાનો અંધાપો—એજ હાલતમાં રહેવાની ઇચ્છા અને મતલબ—ન્યાતને અભણ રાખવામાં શેઠિયાઓના લાભ—તેમનાં અનેક રૂપો—સુધારાની તરફેણ અને વિરૂધના તેમના વિચારો—તેમના ખોટા તડાકા—ન્યાતિલાઓ વિરૂધનાં તેમનાં બહાનાં—તેમનું ખોટારૂં—ન્યાત અને ન્યાતિલાઓની નિરાધાર હાલત—શેઠાઇના સ્વાર્થના થોડાક નમુના—સર મંગળદાસના જાતજાતના વિચારોનાં દૃષ્ટાંતો. ન્યાત શું કલબ છે?—ન્યાત અને મંડળી વચ્ચે ફરક—કલબ કરતાં ન્યાતની અધુરી હાલત—ન્યાતની સાંકડી હદ—શેઠિયાઓની સ્વાર્થી મતલબો—સુધારા તરફ તેમને ખેંચવાની યોજના—સરકારને થોડીએક સૂચનાઓ.

હરકોઇ દેશના સુધારા અને વધારાને માટે ચહડતે દરજજેની પુખ્ત કેળવણી અવશ્યની છે; પણ આપણા કેળવાયલા વર્ગની હાલની કેળવણી સંબંધી હાલત એવી ચહડતી કિસમની નથી કે તે વર્ગથી આપણ કોઇ મોટી ઉમેદો બાંધી શકીયે. સંસારી સુધારાનીજ બાબતમાં એ વર્ગ કેટલો નાસિપાસી ઉપજાવનારો નિવડયોછે તે હું દેખાડી ચુકયો છું. હવે કોઇ સવાલ કરશે કે જયારે સરકાર સંસારી સુધારાને માટે મજબૂત ધારા બાંધતી નથી અને જયારે કેળવાયલો વર્ગ સુધારામાં આગળ પડતો નથી ત્યારે એ કામ બીજા કોણથી બને ? ખરા સુધારાવાળાતો ગણત્રીના છે; સુધારામાં ઝીપલાવે અને આગળ પડે, સુધારો કહી નહીં પણ કરી બતાવે અને તે માટેના સર્વે જોખમો માથે ખેડે, એવાતો આંગળાંપર ગણાય એટલા છે;—ત્યારે સુધારાનું કામ આગળ કેમ વધે ? દેશના વધારા અને ચહડતી કળાને માટે સંસારી સુધારાનો

માર્ગ દેખાડનાર દાખલ આપણે કોની તરફ જોવું જોઈયે ? શું શેઠિયાઓ તરફ ?

શેઠિયાઓનાં કર્ત્તવ્ય કેવાં હોયછે તેનાં ચિત્રો મેં આગળા ભાગમાં અનેક ઠેકાણે દર્શાવેલાંછે, માટે વાંચનાર કહેશે કે સંસારી સુધારાની ઉમેદમાં શેઠિયાઓ તરફ તો હું ઝાંખીને જોઈશ પણ નહીં. ખરી વાત છે કે શેઠિયાઓથી સંસારી સુધારાની આશા રાખવી ફોગટ છે, કેમકે સુધારાના ખરા શત્રુ તેઓ લેખાઈ ચુકયાછે. સુધારાનાં દરેક કામની આડે આવનારા તેઓ છે; સુધારામાં ઝીપલાવનારને દંડવા, ન્યાતબહાર કરવા, કે ન્યાતી હક બંધ પાડવાનો ધંધોજ શેઠિયાઓનો છે. ન્યાતને તેની હાલની અભણ અને અજ્ઞાન હાલતમાં રાખી મુકી તેની કનેથી મોટું માન અને ઈજ્જત મેળવવાનું ચાલુ રાખવામાં તો શેઠિયાઓના લાભ સમાયલાછે. એટલામાટે શેઠાઈ કદીબી સુધારા સાથ ભળે એ હું માનતો નથી. તોપણ મારા અનુભવ ઉપરથી હું એટલું તો કહી શકીશ કે અગરજો શેઠિયાઓ ચાહે તો તેઓ સુધારાનાં કામમાં બહુ મદદ આપી શકે. ન્યાતમાં તેઓની મરજી તેજ તેઓનો કાયદો છે, માટે અગરજો શેઠિયાઓ એકવાર એવી મરજી બતાવે કે ન્યાતમાં વિધવાઓ વ્યભિચાર કરીને જે ખરાબીને જન્મ આપેછે તે કરતાં તેઓ પુનર્લગ્ન કરીને સંસારમાં પડે તો ઘણું સારૂં થાય, તેથી વિધવાઓ સુખી થાય, ન્યાતની આબરૂ વધે, અને રાજકર્ત્તિ કોમ તેમજ બીજી સુધરેલી ભાઈબંધ પ્રજાઓમાં સારૂં બોલાય;—અગર જો શેઠિયાઓ આ વિચારો ધરાવતા થાય અને તે મુજબ ન્યાતને દોરવવા માગતા હોય તો હું હિંમતથી કહીશ કે ન્યાત તેમના હુકમને તાબે થયા વિના રહેશે નહીં, અને એ રીતે એક અવશ્યના સંસાર સુધારાને જોઈતો ટેકો મળશે. શેઠિયાઓ હાલ વિધવાવિવાહની વિરૂધમાં ન્યાતને આડે માર્ગે ચલાવી શકેછે તો પછી તેઓ પુનર્લગ્નની તરફેણમાં ન્યાતને સિધે રસ્તે કાં નહી ઉતારી શકે ?

શેઠિયા વર્ગ પોતે પણ ન્યાતની પેઠેજ અભણ છે. અભણ હોવાથી તે અજ્ઞાન છે, અને અજ્ઞાનપણું તે મનનો અંધાપો છે. આંધળો માણસ રોશની જોઈ શકતો નથી તેમ અજ્ઞાન માણસ સુધારાની રોશનીથી તદ્દન બેનસીબ છે. બાપદાદેથી તે બેનસીબ રહેતો આવેલો છે, કેમકે છેક આગળા પૂર્વજોથી તેની આસપાસ અજ્ઞાનપણાંના

અંધાપાનો પડદો ફરી વળેલો છે. તે જેવો છે તેવોજ રહેવાનું પસંદ કરેછે, કેમકે પોતાની હાલની અપંગ હાલત કરતાં બીજી વધારે માઠી હાલતમાં જવાની ખોટી બિકથી તે ગ્નાની થવાની ના પાડેછે, અને અગ્નાન રહેવાનુંજ પસંદ કરેછે. શેઠિયા વર્ગ ગ્નાન સંપાદન કરતો નથી, કેમકે તે ગ્નાનની રોશનીથી તેની આસપાસ કેવા કેવા અનર્થો થાય છે તે તેની નજરે પડી જાય અને તે દૂર કરવાની તેને માથે ફરજ આવી પડે, તેથી તે બિયેછે. તેને ન્યાયી થવું પડે, તેનાથી આગળની પેઠે આંખ આડા કાન થાય નહીં, અને મોટાની ખુશામદ જેવું હવે કાંઇ કરાય નહીં. એટલામાટે શેઠિયા વર્ગને અગ્નાનરૂપી અંધાપો અનેક રીતે પસંદ પડતો છે. તેબી અપંગ છે, તેની ન્યાતબી અપંગ છે. એક અપંગ બીજા અપંગને દોરવેછે, અને બંને સરખી સ્થિતિમાં હોવાથી તેઓમાંનો એક પણ ખરી રોશનીનો પ્રકાશ જોઇ શકતો નથી. આ બંનેમાં તફાવત એકજ છે, અને તે એ કે—શેઠિયા વર્ગ જાણી જોઇને અપંગ બનેલો છે. તે જો ચાહે તો ખરી રોશની જોઇ શકે અને પોતાની પુઠે ચાલનાર જે ખરેખરા અપંગ છે તેમને સલામત જગાએ લઇજઇ મુકે. પણ તેમ કરવામાં પોતાનો સ્વાર્થ જળવાતો નથી માટે શેઠિયાઓ ખરી રોશનીને ધિકારે છે. તેઓ અંધારાંમાંજ આનંદ માનેછે, અને અંધકારનેજ પૂર્વજોથી ચાલતી આવેલી રોશની ગણીને ઠોકરાતા ચાલેછે તથા બીજાઓને ચલાવે છે.

હવે હું જે કહુંછું કે શેઠિયાઓ જો ચાહે તો ન્યાતને સુધારાના રસ્તા ઉપર લાવી શકે તે ઉપલા ખોલાસા ઉપરથી વાંચનાર બરાબર સમજી શકશે. એ ઉપરથી વાંચનાર જોશે કે આપણા શેઠિયાઓ પોતાની મરજી મુજબ વર્ત્તેછે, અને સ્વાર્થ તરફ પહેલાં જુએછે. તેઓ અપંગ નથી તે છતાં આંખ મિચીને અપંગ બનેછે, કેમકે તેમની પુઠે ચાલનારા અપંગ છે. તે બાપડાઓને આ શેઠિયાઓએજ અપંગ બનાવેલા છે, તેમને પાછા જોતા થવાના ઘણાબી ઇલાજો છે, પણ તે સર્વ તેમને નહી દેખાડવામાં શેઠિયાઓનો લાભ સમાયલોછે, માટે ન્યાતિલાઓ અપંગ રહી ગયાછે અને તેમના આગેવાનોએ તેમને તેવાજ રાખી મુકયાછે. હવે આ રીતે પોતે જોતા હોવા છતાં આંખ મિચીને અપંગ થવાની શેઠિયાઓની હાલત દયા ઉપજાવવા જોગ છે ખરી; પણ એ કાંઇ તેમની એકજ હાલત નથી. કાંકિડો જેમ

રંગ બદલેછે તેમ શેઠિયાઓ પણ રંગ બદલેછે. તેઓ ન્યાતિલાઓ આગળ પોતાનો એક રંગ બતાવેછે, ત્યારે યુરોપિયનો અને પારસીઓ આગળ પોતાને બીજાજ રંગમાં દેખડાવેછે. એક હાથ ઉપર ન્યાતિલાઓની સભાઓમાં તેઓ સુધારાને વગોવેછે, સુધરેલાઓને ધિક્કારેછે, અને સુધારાનાં કામોને હસી કહાડેછે; ત્યારે બીજા હાથ ઉપર તેઓ વર્ત્તમાન પત્રોમાં, કે યુરોપિયન મિત્રમંડળોમાં પોતાને સુધારાના સાથી દાખલ ઓળખાવવાને બહુ આતુર રહેછે અને ન્યાતમાં સુધારો દાખલ કરવાની પોતાની ઉલટ અને મહેનતની શાબાશી ભરેલી વાતોથી સામેવાળાને આંજી નાખેછે. સરકારમાં વગવસીલો મેળવવાને આ શેઠિયાઓ કાંઇ થોડી ખાહેશ રાખતા નથી, અને તેટલામાટે સરકારી અમલદારો આગળ તેઓ સુધારાની બડાઇ મારવામાં કદી પછાત પડતા નથી. તેઓ ન્યાતમાં ચાલતી બદીઓથી વાકેફ છે, તેઓ તે બદી દૂર કરવાને ઘણા ખંતી છે, તે માટે તેમને પોતાને ઘણું ખમવું પડેછે, એમ તડાકા મારીને છેવટે આ શેઠિયાઓ આ ખોટું બહાનું કહાડી સટકી જાયછે કે "એ કામ એટલું તો દિકટ છે કે અમારૂં કાંઇ વળતું નથી, ને અમો હારી ખાઇ બેઠા છિયે," ઇત્યાદી.

આ બહાનું કેવળ ખોટું છે. શેઠિયાઓ ન્યાતનો વાંક કહાડેછે કે ન્યાતિલાઓ અભણ, અજ્ઞાન, બેવકુફ અને ભેજાંફાટેલ છે તેથી તેઓ આગળ અમારૂં કશું ચાલતું નથી. પણ ન્યાતને ચલાવેછે કોણ ? ન્યાતને આડે અવળે અને ઉંધે રસ્તે દોરવનાર કોણ છે ? અગરજો ન્યાતિલાઓ અભણ છે તો શેઠિયાઓની બેવડી ફરજ છે કે તેમને જ્ઞાની કરવા અને જે ખરા સુધારાનાં રૂડાં કામો છે તે કરવા કરાવવાની તેમને સલાહ આપવી. ન્યાતિલાઓ પાસે એક અનર્થ કરાવીને પછી સુધરેલી કોમ આગળ જઇ બાંગ મારવી કે "જોયું અમારા ન્યાતિલાઓએ આ કીધું તે ? હવે એવા લોકોને અમે તે શું કરિયે ?" એ કેવળ શરમભરેલું છે. પણ દુનિયાનાં લોકને શું ખબર કે આ ફરિયાદ કેવળ ખોટી છે ? શેઠિયા બોલ્યા એટલે તે ખરૂં; અને વળી કોઇ અમુક ધર્મનાં કામમાં થોડાક હજાર રૂપીયા ભરી દીધા એટલે અજાણ્યા યુરોપિયનો કે પારસીઓ તો એમજ સમજે કે "શેઠ કહેછે તેજ ખરૂં હોવું જોઇયે, નહીં તો તેઓ આ રકમની સખાવત નહીં

કરે." હવે આ રકમ કેવા કેવા સ્વાર્થને માટે અપાઇ હોય તોપણ તે વર્તમાન પત્રોમાં છપાઇ, સરકાર તરફથી વખણાઇ, અને સુધરેલી કોમે તેની સ્તુતિ ગાઇ, એટલે શેઠિયાનો બોલ ઉપર રહેછે, તેમનું નામ વિખ્યાતી મેળવેછે અને તેમની આબરૂ વધેછે.

કહેવત છે કે હાથીના બે કિસમના દાંત હોયછે; એક ચાવવાના અને બીજા માત્ર બહાર દેખાડવાના. હવે આપણા શેઠિયાઓ પણ બે સ્વરૂપ ધરાવે છે; તેઓ ન્યાતિલાઓને સુધારાવાળાઓ વિરૂધ એક રીતે ભમાવેછે, ત્યારે પરકોમ આગળ ન્યાતિલાઓ વિષે તેઓ જુદીજ ફરિયાદ કરી તેમને ભમાવેછે. આ દ્વિરૂપી શેઠીયાઓ યુરોપિયનો અને પારસીઓ સાથે વગ રાખવા અને પોતાને સુધારાવાળા તરીકે ખપાવવા માટે તેઓ મોટી મોટી વાતો કરી પોતાને સુધરેલા દેખાડેછે અને સઘળો વાંક ન્યાતિલાઓનોજ કહાડી કહેછે કે "અમે તો સુધારાને અને પુનર્વિવાહને ઘણા પસંદ કરનારા છિયે, પણ અમારી ન્યાતના લોકો જુના વિચારના અને ઝનુની છે, તથા કેળવણીથી બેનસીબ છે, તેથી તેઓ સુધારાની કાંઇબી વાત સમજતા નથી, તો પછી અમે શું કરિયે?" તેમનો આ બચાવ કેટલો ખોટો; ભમાવનારો અને આપ-મતલબી છે! પોતાને માથેથી બદલામી દૂર કરવા માટે આ શેઠિયામાં ખપનારાઓ આ રીતે ન્યાતિલાઓને વગોવેછે, પણ તેઓ સારીપેઠે જાણેછે કે અગરજો ન્યાત સુધરી તો આપણો અમલ તુટવાનો; અને તેથી તેઓ પોતે બહારથી ગમે એટલું સુધરેલી કોમો રાજી થાય તેવું બોલે તોપણ અંદરખાનેથી તો તેમને ન્યાતને સુધારવા ગમતું નથી, ન્યાતને સારૂં નરસું વિચારીને તે મુજબ વર્ત્તવાનો હક આપવા ગમતું નથી;—ટુકમાં તેમને ન્યાતની શેઠાઇ છોડવા ગમતું નથી. અમારી ન્યાતના વગર કેળવાયલા લોકોને ગોયા વિચારશક્તિ હોયજ નહીં તેમ તેઓ પોતાની અક્કલથી તો કોઇ કામ કરતા નથી. જેમ શેઠિયાઓ અને આગેવાનો ચલાવે તેમ તેઓ ચાલેછે. પેલી કહેવત મુજબ તેઓ "જેટલું પાણી પાય તેટલું પિયે" છે. શેઠિયાઓની હા ત્યાં ન્યાતિલાઓની ના કદી હોય નહીં; અને શેઠિયાઓ એક વાતમાં ના ભણ્યા તો પછી ન્યાતની તાકાત નહીં કે તેમની પાસે પાછી હા ભણાવે.

કહો, ત્યારે, કે હવે બિચારા ન્યાતિલાઓનો શો વાંક? તે બાપડાઓ તો શેઠિયાઓ અને આગેવાનોના હાથમાં છાણપૂતળાં જેવા છે.

તેમને જેમ નચાવે તેમ તેઓ નાચેછે. વળી શેઠિયાઓ તેમને પોતાનાં હથિયાર દાખલ વાપરેછે અને પોતાની મતલબ કહાડી લે છે. ન્યાતિલાઓ શેઠજીને રાજી રાખવા તેઓ રમાડે તેમ રમેછે, અને તેના બદલામાં શેઠજીઓ સુધરેલી કોમ આગળ એજ ન્યાતિલાઓનો દોષ કહાડી પોતે છુટી પડેછે. એક દાખલો લઇયે. અમારા હિંદુઓમાં કેટલાએકો એવા છે કે જેઓ પોતાની સ્ત્રી જીવતી હોવા છતાં બીજી સ્ત્રી પરણેછે. હવે આવા બાયડી ઉપર બાયડી કરનારા ધણીઓમાંના કોઇ વગવાળાને સરકારી મહેલની કે કોઇ યુરોપિયન ગ્રહસ્થને ઘેરની "પાર્ટી" નું નોત્રું આવેછે, અને તેમાં પોતાની બાયડીને પણ લઇ જવાનું હોયછે, તો તે પોતાની બંને સ્ત્રીઓને સાથે લઇ જતો નથી, પણ બેમાંની જે વધારે શોભાયમાન કે દેખામણી હોય તેનેજ લઇ જાયછે. પોતાની બે સ્ત્રીઓ છે અથવા પોતે બૈરી ઉપર બૈરી કીધી છે એવું તો આવા ધણીઓ પોતાનાં સુધરેલાં મિત્રમંડળમાં કદી બતાવતા નથી, કેમકે તેઓ પોતાનાં ખરાં અંતઃકરણ પ્રમાણે થોડાજ ચાલે છે. અંતઃકરણ પ્રમાણે વર્ત્તનારા અમારા હિંદુ ભાઇઓ બહુજ થોડા હોયછે, કેમકે મોટે ભાગે તેઓ અંતઃકરણમાં એક હોય પણ બહારથી જુદુંજ બતાવે છે. આ બાબતમાં એક દષ્ટાંત આપેલું આ ઠેકાણે વ્યર્થ જશે નહીં.

મરહુમ સર મંગળદાસ નથુભાઇ નાઇટ, સી. એસ. આઇ., એઓએ અમારા હિંદુઓને માટે રૂ૨૦૦૦૦ ની એક એવી મતલબની "ફેલોશિપ" સ્થાપેલી છે કે કોઇ પણ હિંદુ ચોકસ પરીક્ષામાં પાસ થવા પછી અગરજો ઇંગ્લંડ અભ્યાસ કરવા જાય તો તેને ઉપલી ફેલોશિપનો લાભ મળે. આ ઘણો ઉત્તમ ધર્મ છે, અને સુધારા તથા દેશકલ્યાણને અર્થે, એ ઘણુંજ પસંદ કરવાજોગ પુન્ય છે. એથી અમારા કેળવાયલા હિંદુ જુવાનિયાઓને વધારે કેળવણી લેવાને ઉત્તેજન મળે એટલુંજ નહીં પણ તે માટે તેમને સુધરેલા વિચારના અને છુટાપણાના દેશ ઇંગ્લંડ સુધી પ્રવાસ કરવાનું બની આવે એમ છે. અગરજો આ ફેલોશિપની શુભ મતલબ મુજબ કામ આગળ ચાલ્યું હોત તો હિંદુઓમાં અત્યારસુધીમાં ઘણા યુવાનો વિલાયતનો પ્રવાસ કરીને અને ચહડતે દરજજેની તાલીમ લઇને પાછા ફર્યા હોત, અને સાંસારિક સુધારા માટે ઘણા ફાયદાકારક પરિણામો નિપજત. પણ

તેવું કાંઇ હજીસુધી બન્યું નથી. જે ઉમેદો બાંધવામાં આવી હતી તે પાર પડી નથી. હિંદુ સુધારો જયાંનો ત્યાં રહી ગયોછે, અને સુધારાવાળાઓને સતાવવાનું જેમનું તેમ ચાલુજ રહેલું છે. એનું કારણ શું ? ધારો કે સર મંગળદાસવાળી "ફેલોશિપ" ને માટે એક હિંદુ જુવાનિયો ઉમેદવાર થયો અને તે ઈંગ્લંડ ગયો; ધારો કે તેણે ત્યાં કાયદાનો કે વૈદાંનો અભ્યાસ કર્યો અને તે પોતાને વતન પાછો ફર્યો. ધારો કે વિલાયત જઇ પસાર થઇ આવનાર આ કેળવાયલો કપોળ ન્યાતનો યુવાન છે. હવે તેના અતરે પાછા ફર્યા પછી શા હાલ ? જો કોઇ ઈંગ્રેજ જેવી સુધરેલી કોમનો જુવાન પ્રદેશ જઇ બુદ્ધિવાન થઇ આવે તો તેના વતનીઓ તેનો ભારી આદરસત્કાર કરે; પણ કપોળ ન્યાતનું કેમ ? એ ન્યાત પોતાના આ બુદ્ધિવાન, ન્યાતિલાને માનપાન આપવાને કદી રાજી થાય નહીં. તેઓતો તેને મોટો તકસીરવાન ગણે. તેઓ તો તેની પાસે માફી મંગાવવા અને પ્રાયશ્ચિત કરાવવા તૈયાર થાય. તેઓ તો તેની મુછ મુડાવે અને તેને ભારી દંડ કરે ! જો આમ થાય તો પેલા પસાર થઇ આવનાર જુવાનને બહુ નઠારૂં લાગે; તેને વગર વાંકે ખમવું પડે. પણ એમ થાય તો વળી સર મંગળદાસને પોતાને કાંઇ ઓછું નરસ લાગે નહીં—આ કાંઇ તેમનું ઓછું અપમાન કહેવાય નહી. અને તોપણ હું નથી ધારતો કે તેજ જુવાનને ઉપર કહેલી સજા કરવામાં સર મંગળદાસ છુપી મદદ નહી આપત ! તેઓ કદાચ જાહેરમાં તેને ન્યાતબહાર મુકવાનાં કામમાં સામિલ નહીં થાત, પણ માંહેલે પેજે તો તેઓ ન્યાતની જુલમી સત્તાને ઉત્તેજન આપત, એમાં કાંઇ ફેર નથી.

કોઇ કહેશે કે આ તે કેવી અજાયબ જેવી વાત છે ! સર મંગળદાસ જેવા સુધારા પક્ષને પસંદ કરનારા આમ કરે ? હું કહુંછું કે કરે. થોડાંક વર્ષોની વાત ઉપર સુધારાના મોટા અગ્રેસર કરસનદાસ મુળજી, જેઓ સર મંગળદાસનીજ ન્યાતના હતા, તે ગ્રહસ્થ પહેલવહેલા ઈંગ્લંડની મુસાફરી કરી આવ્યા પછી સર મંગળદાસના બનેવી મી૦ પ્રાણજીવનદાસ વાઘજીએ તેમને પોતાને ઘેરં જમવા બોલાવ્યા હતા. હવે આ એક સ્તુતિપાત્ર કામ હતું. મી૦ પ્રાણજીવનદાસે ખાનગી રીતે કરસનદાસને નોતર્યા તેની જગા ઉપર સર મંગળદાસ જેવા સુધારાના સાથીએ તો કરસનદાસને માટે એક જાહેર મેળાવડો કરીને તેમના હિમત-

વાન પ્રવાસને માટે તેમને જાહેર માન આપવું જોઇતું હતું. પણ એ શેઠે તેમ કીધું નહીં, એ તેમની ખુશીનું કામ હતું. પરંતુ તેઓએ ત્યારપછીનાં પોતાનાં ચોકસ કામોથી દેખાડી આપ્યું હતું કે વિલાયત જઇ આવનારાઓને તેઓ ધિક્કારેછે અને તેમની જોડે ખાનપાનનો વ્યવહાર રાખવાને પોતે રાજી નથી, એટલુંજ નહીં પણ બીજાઓ તેમ કરતા જણાય તો તેમના ઉપર પોતાનો ક્રોધ ખાલી કરવાને પણ તેઓ ચુકતા નથી. બિચારા પ્રાણજીવનદાસે કરસનદાસને જમવા બોલાવ્યાં તે કામ મંગળદાસની નજરમાં મોટો અપરાધ કર્યા જેવું લાગી ગયું, અને તે ઉપરથી લાગલાજ તેઓએ પ્રાણજીવનદાસને સજા કરી દીધી! અમારા આ હિંદુ નાઇટે પોતાના મજકુર બનેવી તથા પોતાની બેન સાથનો ખાનપાનનો સર્વે વ્યહવાર બંધ કરી દીધો તથા પ્રાણજીવન-દાસનું નોતરૂં પોતેજ પ્રથમ બંધ કીધું. આથી મી૦ પ્રાણજીવન ન્યાતબહાર થઇ ગયા, કેમકે ન્યાતના શેઠેજ પોતાની સગી બેન અને બનેવીને સજા ફરમાવી એટલે પછી મગદુર કોની કે તેમની સામા થાય? ન્યાતિલાઓએબી આથી તે ગ્રહસ્થ સાથનો સર્વે વ્યવહાર બંધ કીધો, અને એ રીતે મી૦ પ્રાણજીવનદાસ વગર વાંકે ન્યાતબહાર થઇ ગયા. "વાંક" એટલોજ કે કરસનદાસ સાથ તેઓ જમ્યા હતા!

ત્રણેક વર્ષ સુધી આમ ન્યાતબહાર રહ્યા પછી પ્રાણજીવનદાસે શેઠ અને ન્યાતના સકત હુકમને તાબે થઇ દેહશુદ્ધિ પ્રાયશ્ચિતની ક્રિયા કીધી, અમુક રકમનો દંડ આપ્યો, તિર્થયાત્રા કીધી, પોતાની મુછો તથા દીકરાઓના કેશો બોડાવી નાખ્યા, અને આમ કર્યું ત્યારેજ તે પાછા શુદ્ધ અને પવિત્ર કપોળ ન્યાતમાં દાખલ થવા પામ્યા! કદાચ આ બનાવ ઉપરથીજ હોય કે નહીં, પણ પ્રાણજીવનદાસના ન્યાતમાં પાછા દાખલ થયા.બાદ આજ કેટલાંક વર્ષો ઉપર એક રમુજી ગુજરાતી પત્રમાં નિચે પ્રમાણેની એક ટકોર મારા વાંચવામાં આવી હતી:—

"ઇંગ્લંડ જવાને સ્કાલર્શિપ સ્થાપે,
ઇંગ્લંડ જઈ આવે તેની ગરદન કાપે."

શું આ ટકોર ઉપલા બનાવને બરાબર બંધબેસ્તી નથી? હવે જે શેઠે વિલાયત જઇ આવનાર એક ન્યાતિલાને પોતાને ઘર જમવા બોલાવવાના "વાંક" માટે પોતાનાજ બનેવીને ઉપર કહેલી સર્વે સજા ફરમાવી તેજ શેઠ બીજા ન્યાતિલાઓનાં એવાં કામો ઉપર કેમ

કરી આંખ આડા કાન કરે ? અને વળી વિલાયત જઇ પાછા ફરેલા સાધારણ ન્યાતિલાને તો તેઓ છટકવાજ કેમ દે ?

આ સઘળું વિવેચન કરવાનું મને અમારા શેઠિયાઓના બહુરૂપી દેખાવો ઉપરથી સુઝ પડયુંછે. તેઓ બહારથી કાંઇ અને માંહેથી કાંઇ બતાવેછે, તેનાં ઉપલાં દૃષ્ટાંતોમાં હજી એકજ ઉમેરીશું. થોડાંએક વર્ષો ઉપર દક્ષણી બ્રાહ્મણ નાતમાં એક પુનર્વિવાહ થવાના હતા અને તે લગ્ન કરનાર જોડાંને મદદ આપવા માટે એક નાનું જેવું ફંડ ઉભું કરવા સારૂ "ઇંદુ પ્રકાશ" પત્રના માલિકો તજવીજ કરતા હતા. હવે તે ફંડમાં સર મંગળદાસે પોતે પણ એક અમુક રકમ ભરેલીછે, જે ઉપરથી ખુલ્લું જણાય છે કે તેઓ પુનર્વિવાહનાં કામને પસંદ કરનારા હતા. તેમનાં એ કામને માટે કોઇ તેમની સ્તુતિ કરશે, પણ એ કાંઇ તેમનું ખરેખરૂં સ્તુતિપાત્ર કાર્ય હતું નહીં. એતો માત્ર બહારનો દેખાવ કરવા થકી, સુધારાવાળાઓમાં પોતાનું નામ આગળ પાડવા માટે, સર મંગળદાસે ઉપલી રકમ ભરી આપી હતી—કાંઇ ખરેખર પુનર્વિવાહનાં કામને પસંદ કરી તેને ઉત્તેજન દેવાને અર્થે તેઓએ તેમ કર્યું ન હતું; કારણ કે આ વાત જાણીતી હતી કે સર મંગળદાસનો કોઇબી ન્યાતિલો જો પુનર્લગ્ન કરે તો તેને પહેલવહેલો ન્યાતબહાર કાઢવાને સર મંગળદાસ પોતેજ બહાર પડે. આ કેવું હાસ્યજનક અને રમુજ પેદા કરનારૂં છે ! દરેક માણસનો ખરો ધર્મ તો એજ છે કે તેણે પોતાનાં ખરાં અંતઃકરણ પ્રમાણે ચાલવું અને તે મુજબ વર્ત્તવું. પણ તેવું અમારા હિંદુ ભાઇઓમાં જોવામાં આવતું નથી, એટલુંજ નહીં પણ અમારા આગેવાનો—ન્યાતના શેઠિયાઓ, ન્યાતિલાઓ ઉપર શેઠાઇનો હુકમ ચલાવનારાઓ—માં પણ જોવામાં આવતું નથી, એ કેટલુંબધું દલગીરીભરેલું છે !

ન્યાતને અમારા શેઠિયાઓ આ રીતે ઘણીવાર પોતાનાં ચોકસ કામો માટે એક ઓઠું કરી બહાર નિકળેછે, અથવા પોતાનાં ચોકસ કામો માટે ન્યાતનો ઓથો કરી પોતાને બચાવી લે છે. હવે સવાલ ઉત્પંન થાય છે કે એક ન્યાત એટલે શું ? અમારા હિંદુ ભાઇઓ યુરોપિયનોને એમ સમજાવવા નિકળેછે કે એક ન્યાત તે એક મંડળી અથવા ક્લબની બરાબર છે. આ સમજણ ઠગાઇ ભરેલીછે. એક ન્યાત તે કાંઇ એક ક્લબ જેવી નથી. બંનેમાં મોટો ફરક છે. એક

મંડળી અથવા કલબનો કાબુ એક ન્યાતના જેટલો બળવાન કે ત્રાસદાયક નથી. એક મંડળી અથવા કલબમાંથી એક સભાસદ રાજીનામુ આપી બીજીમાં દાખલ થઇ શકેછે, પણ એક ન્યાતમાંથી નિકળીને એક ન્યાતિલાથી બીજી ન્યાતમાં દાખલ થઇ શકાતું નથી. એક મંડળી અથવા કલબના કાયદા હોયછે અને તે મુજબ તેના સભાસદો અને પ્રમુખ કે બીજા સર્વે અધિકારીઓને ચાલવાની ફરજ પડેછે અને તેમ તેઓ ચાલેછે; પણ એક ન્યાતમાં કેમ વર્ત્તવું તેના કશા સ્થાપિત કાયદા હોતા નથી, જેને જેમ ગમે તેમ વર્ત્તેછે, અને શેઠિયાઓ કે આગેવાનો ચાહે તેને વગર વાંકે સપડાવી શકેછે, તથા મરજી પડે તેનાં કુકર્મો ઉપર ઢાંકપિછોડો કરી શકેછે. એક કલબ અથવા મંડળીમાં તો દાખલ થવા માટે અરજી કરવી પડેછે અને સભાસદોની મંજુરિયાત વિના અરજદારથી દાખલ થઇ શકાતું નથી; પણ એક ન્યાતમાં તો એક બાળક જન્મ્યો ત્યારથીજ તે ન્યાતીનો હક પોતાની જોડે લેતો આવેછે. નથી તેને દાખલ થવાને કશી અરજી કરવી પડતી કે નથી તેના હક સામે કોઇ વાંધો કહાડી શકતું. ન્યાતના કશા ધારા કે કાયદા બાંધેલા હોતા નથી. ન્યાતના કોઇ શેઠિયાનાં મનમાં જે ફાંટો આવે તેજ ન્યાતનો ધારો; તેની જે મરજી તેજ તેનો કાયદો.

હવે જ્યારે એમ છે ત્યારે, જેમ એક ન્યાતિલો ન્યાતમાં જન્મથી મરણ સુધીના હક ધરાવતો ગણાવો જોઇયે, તેમ જેણે પુનર્વિવાહ કર્યા હોય એવો ન્યાતિલો પણ તેવા હક ધરાવતો ગણાવો જોઇયે. અને તેના તેવા સઘળા હકો ઉપર કોઇ પણ બીજા ન્યાતિલા કે ન્યાતના શેઠિયાને ત્રાપ મારવાની કે તે હક છિનાવી લેવાની સત્તા નથી. એવી સત્તા ધરાવવાનો જો કોઇ દોર ચલાવે તો તે વાજબી ગણાય નહીં, અને ગેરવાજબી કામ કરનારાઓની સરકાર તરફથી ખબર લેવાવી જોઇયે. એટલામાટે જન્મથીજ ન્યાતી હક ધરાવનાર હરકોઇ ન્યાતિલાને કાઢી મુકવા કે ન્યાતબહાર કરવા કે તેના ન્યાતી હકો લૂટી લેવાની જો ન્યાતિલાઓ કે ન્યાતના આગેવાનો કોશેશ કરે તો તેમનું તે કામ સજાને પાત્ર ગણાવું જોઇયે. એક ન્યાતમાંથી કાઢી મુકેલો ધણી બીજી ન્યાતમાં દાખલ થઇ શકતો નથી, કેમકે દરેક ન્યાતવાળાઓ પોતાનીજ ન્યાતમાં જન્મેલા ધણી સિવાય બીજી કોઇબી જુદી ન્યાતમાં જન્મેલા શખ્સને પોતાની

ન્યાતમાં દાખલ કરતા નથી. દરેક હિંદુ ન્યાતમાં બીજી ન્યાતના હિંદુઓને દાખલ કરવા સામે દરવાજા બંધ રાખેલાછે, તે અંહી સુધી કે એક વાણિયા કે બ્રાહ્મણ જેવી ઉંચી ન્યાતવાળો ધણી જો દરજી કે કણબી જેવી ઉતરતી ન્યાતમાં દાખલ થવા માંગે તો તેનાથી પણ તેમ બની શકતું નથી. એમ છે માટે ન્યાતને મંડળી કે કલબનું નામ કેમ છાજે? અને તોપણ જેમ બીજી બાબતોમાં તેમ આ બાબતમાંબી અમારા શેઠિયાઓ યુરોપિયન અને પારસી જેવાં પોતાનાં સુધરેલાં મિત્રમંડળોમાં એવું ખોટું સમજાવેછે કે ન્યાત એક મંડળી છે અને તે એક આખી કોમની કલબ જેવી છે.

આમ સમજાવવામાં તેમનો મૂળ હેતુ એજ છે કે પોતે સુધારાનાં કામ વિરૂધ જે કાંઇ કરેછે તે પોતે નહીં પણ ન્યાત કરેછે એવું બહારના અજાણ્યા લોકોને દેખડાવવું. આ વાત હવે તો સાબેત થઇ ચુકીછે કે પુનર્લગ્નને આડે આવનારા વગર કેળવાયલા અને ભોળા લોકો નથી પણ સમજુમાં ખપતા ન્યાતના આગેવાનો અને શેઠિયાઓ પોતે છે. પુનર્વિવાહના સુધારાને જડમૂળથી ઉખેડી નાખનારા અને પુનર્લગ્ન કરનારને ત્રાહે ત્રાહે પોકરાવનારા એ શેઠિયાઓજ હોયછે. તેઓની મતલબ એવી હોયછે કે આ લગ્ન કરનારાં જોડાંને ખુબ સતાવશું અને દુઃખી કરશું તો પછી બીજા લોકોમાં એવો ભય પેસી જશે કે પુનર્લગ્ન કરવાની બીજા કોઇબી ધણીને હિમત થશેજ નહીં, અને એ રીતે પુનર્વિવાહ થતા અટકી પડશે. આવી અંદરખાનેની મતલબ ધરાવનારાઓ ન્યાતને દોરવેછે, તેઓ ન્યાતને નામે પોતાના સ્વાર્થ સાંધેછે, તેઓ ન્યાતને ઓથે રહી જેમ ગમેતેમ દોર ચલાવેછે. માટે જો એજ ધણીઓ ચાહે તો ન્યાતને સિધે રસ્તે ઉતારી શકે, ન્યાતમાં પુનર્વિવાહ દાખલ કરાવી શકે, અને બીજા સંસારી સુધારાઓની તેઓજ પહેલ કહાડી શકે.

હવે શેઠિયાઓ આમ કદી કરે એમ તો લાગતુંજ નથી; પણ જો નામદાર સરકાર ચોકસ કુનેહથી કામ લે તો એ કામ બને એમ હું ધારૂંછું. એથી સરકાર આડકતરી રીતે પુનર્વિવાહનાં કામને મદદ કરી શકશે. આવા શેઠિયાઓ અને આગેવાનો હંમેશાં સરકારી માન મેળવવાને બહુ ભુખ્યા હોયછે, માટે જેબી આગેવાનમાં ખપતા ધણીઓ પુનર્વિવાહ જેવાં સુધારાનાં કામની આડે આવનારા જણાય તેમને

"જસ્ટીસ આવ ધી પીસ" (સુલેહના અમલદાર) કે યુનિવર્સિટીના ફેલો બનાવવા નહીં, તેમજ તેમને સરકારી મહેલની પાર્ટીઓમાં નોતરવા નહીં, તથા નામદાર સરકારની ધારા સભામાં આનરેબલ મેંબર ઠરાવવા નહીં, તેઓને સી. એસ. આઇ. કે સી. આઇ. ઇ.ના ખેતાબો બક્ષવા નહીં, તથા શેરીફનો કે એવોજ બીજો અધિકાર તેમને સોંપવો નહીં;—એવી મતલબનો સરકાર બંદોબસ્ત રાખે અને લાગતે વળગતે ઠેકાણે તાકીદ ફરમાવે તો હું આશા રાખું છું કે સુધારા સામેની ન્યાતના શેઠિયાઓની શત્રુતાનું ઘણું ઝેર ધોવાઇ જાય, અને તેઓ ધીમે ધીમે રાહ ઉપર આવતા જાય. જો આમ થાય તો હવે પછીના ઉધરતા શેઠિયાઓ અથવા શેઠિયાના દિકરાઓ પુનર્લગ્નની આડે આવતા અટકશે અને તેથી થોડો ઘણોબી ફાયદો બિચારી હિંદુ વિધવાઓના હકમાં થયા વિના રહેશે નહીં, એવી આશા રહેછે.



## પ્રકરણ ૨૪ મું.

## પુનર્વિવાહ સંબંધી છેવટના વિચારો.

સંસાર સુધારાની સ્થિતિ—તેનું ઘેરાઈ જવું—સરકારે ઢીલ કરવી જોઇતી નથી—એક ઉત્તમ તક—બાળ-બાયડીઓ માટેનો નવો કાયદો— પુનર્લગ્ન માટેના કાયદાને સુધારવાની જરૂર—તે સુધારવા સામે હરકત કોઇની નથી—હિંદુ લોકો નવા કાયદાને પસંદ કરશે—એ કાયદાથી કેળવાયલાઓને મદદ—એ કાયદાથી સરકારને પોતાને ફાયદો—એ કાયદાથી હિંદુ લોકોને થનાર લાભ—રાજદ્વારી હકોની માંગણીને એ કાયદાથી ઉત્તેજન—સરકારી કાયદાની અગત્ય—૨૧ લાખ વિધવાઓ—પુનર્વિવાહથી ફાયદા સૌને—વૈધવ્ય કષ્ટોથી ગેરફાયદા સૌને—પુરૂષોનો સ્વાર્થ—ઘરડા વરની બાળ બાયડી—પૈસા સાથે લગ્ન—બાળ વિધવાનું સંકટ ઘરડા વરોનાં દુઃખ કરતાં વધારેછે—પુરૂષોની એકલપેટાઇનું વર્ણન—પુનર્લગ્ન માટે પુરૂષોની અરજીઓ—વિધવાવિવાહ માટે માબાપની બેદરકારી—પરણવા માંગનારી વિધવાઓની અછત—તેનો એક ઇલાજ—પુનર્લગ્ન સંબંધી કવિ શું કહેછે?

**સંસાર સુધારાની આ કેવી માઠી સ્થિતિ! એક તરફથી શેઠિયાઓ અને ન્યાત તેની વિરૂધમાં; બીજી તરફથી "કેળવાયલાઓ" તદન લાઇલાજ! એક તરફથી સુધારાના શત્રુઓનું જોર ભારી; બીજી તરફથી તેના પક્ષકારોમાં કાંઇ રામ નહીં! એક તરફથી અભણ અને**

અજ્ઞાન માણસો તથા તેમના સ્વાર્થી આગેવાનો સામે કામ લેવાનું; બીજી તરફથી શિખેલા ખરા પણ જાતિ હિમત વિનાના, હિચકારા, અથવા છેવટ સુધી કમર બાંધીને લડી શકે નહીં એવા ધણીઓ ઉપર આધાર રાખવાનું! એવી જ્યાં હાલત ત્યાં ફતેહ કયાંથી મળે? સુધારો આગળ પગળાં તે કયાંથી ભરે? દેશોન્નતિ અને પ્રજાની ચહડતી તે કયાંથી થાય? દુનિયાના બીજા ચહડતી કળાએ પહોંચેલા દેશો સાથે આપણાથી સરખી સપાટીએ તે કયાંથી અવાય?

પણ ત્યારે કરવું શું? સુધારાને માટે ન્યાત અને શેઠિયા કાંઇ કરે એમ નથી, કેળવાયલો વર્ગ હિંમત પકડી આગળ વધે એમ નથી;— ત્યારે આપણે કરવું શું? આણીકોરે શેઠાઇની હઠ અને પેલીકોરે બાયલાપણું અને હિચકારાપણું નાકાં ઘેરી બેઠાંછે, એટલે ખરા સંસાર સુધારાને આગળ વધવાનો માર્ગ બંધ થઇ પડયોછે. સરકાર કહેછે કે જરા થોભો, વખત આવેછે. એ રીતે આ ત્રીજી સિમા પણ બંધ થઇ ગઇછે. એવા સમયમાં ઇલાજ શો લેવો તે સુઝતું નથી. શેઠાઇની હઠ સમજી શકાય એમ છે. પોતાના લાભની વાત સ્વાર્થી માણસ પહેલી કરે, તેમ શેઠિયાઓ સુધારાનાં કામને આગળ નજ પાડે એ તેમની નજરે જોતાં સ્વાભાવિક છે. "કેળવાયલા" ને નામે પોતાને ઓળખાવનારો વર્ગ પ્રથમ હિમત કરી આગળ પડેછે ખરો, પણ પછી ભવિષ્યનાં દુ:ખોનો વિચાર કરતાંજ સ્તબ્ધ થઇ થીર થઇ જાયછે અને તેથી તે પોતાની હાલની પરિપૂર્ણ કેળવણીની ગેરહાજરીમાં ના હિમત બની જાય અને આગળ વધતો અટકી પડે એબી સમજાય એવું છે. એ માટે એ વર્ગને જેટલો ઠપકો અપાય એટલો થોડો છે, તોપણ દરેક માણસ પાસેથી તેની શક્તિ મુજબનાંજ કામની આશા રાખી શકાય. પણ સરકારને શું છે? સરકાર શામાટે સુધારાનો રસ્તો રોકતી હશે? તે શામાટે આપણને થોભવા કહેછે? થોભતાં થોભતાં વર્ષો વહી ગયાંછે, અને હજુ થોભવાનુંજ? થોભવાથી કાંઇ વળવાનું નથી, તે મેં આગળ વાસ્તવિકપણે દર્શાવ્યુંછે. થોભવાની મુદત હવે વિતી ગઇછે. હવે થોભવાથી ફાયદાની આશા રાખવી ફોગટ છે. જરૂર હતી ત્યાંસુધી આપણ થોભ્યા, પણ હવે જેમ ઢીલ થશે તેમ ખરાબી વધતી જવાની. જેમ વખત વધતો જાયછે, તેમ જમાનો સુધરતો જાયછે, એમ સાધારણ રીતે કહેવાયછે; પણ આ તો

જેમ વર્ષો વહેતાં જાયછે તેમ સુધારો જાણે કે આગળને બદલે પાછાં કદમ લેતો જણાયછે!

એનું કારણ શું?

કારણ એકજ છે અને તે એ કે હવે સરકારે વચ્ચે પડવાનો વખત આવેલો છે તે તે ખોતી જાયછે. સરકારના હાથમાં હાલની તક સારી છે. હમણાંજ નામદાર વડી સરકારે બાળ–બાયડીઓની રાહવટની ઉમર ૧૦ ઉપરથી ૧૨ની કરીછે, અને તે માટે એક બહુજ ન્યાયી અને ગુણકારક કાયદો ઘડયોછે. હું ઇચ્છું છું કે ૧૮૫૬ વાળા પુનર્વિવાહના કાયદા જેવો તે નિર્બળ અને નિર્જીવ થઇ નહીં પડે. એ કાયદાની સરકારને જરૂર જણાઇ તો વિધવાવિવાહના કાયદાની જરૂર કેમ નથી જણાતી? એ કાયદાની તો આજે જરૂર માલમ પડીછે, પણ વિધવાઓનાં પુનર્લગ્ન માટેના કાયદાની જરૂર તો આજ ૩૫ વર્ષો ઉપર જણાઇ ચુકી હતી. તે છતાં તે કાયદાથી ફાયદો શો થયો? ૩૫ વર્ષ આગમજ પુનર્લગ્ન થતાં ન હતાં તે આજે સંખ્યાબંધ થવા લાગ્યાંછે કે શું? ૩૫ વર્ષ આગમજ ન્યાતિલાઓ જુલમ પાડતા હતા તે આજે સુધરી ગયાંછે અને પુનર્લગ્ન કરનાર જોડાં તરફ મમતાથી જોવા લાગ્યાછે કે શું? તે વખતે પુનર્લગ્ન કરવાનું બની શકતું ન હતું તે આજે આ કાયદાની મદદથી બનવા લાગ્યું છે કે કેમ? હું કહું છું કે એવું કાંઇજ નથી.

૧૮૫૬ વાળા કાયદાને પાછો સુધારવાનો આજે પાકો વખત આવ્યોછે. તે કાયદાની અજમાસ સરકારે લાંબી મુદતસુધી લીધી છે તો હવે તે કેટલો નિષ્ફળ ગયોછે તે જોઇને તેને નવેસરથી સુધારવા અને હાલના હિંગામને અનુસરતો કરવાની સરકારને માથે એક ફરજ આવી પડીછે. એક કાયદો ઘડયો તો તેના ગુણ અવગુણ તપાસવાનું કામ સરકારનું છે; તે કાયદાથી પ્રજાનાં લોકને ફાયદો છે કે ગેરફાયદો તેનો અનુભવ મેળવવાનું કામ સરકારનુંજ છે; તે કાયદો ખામી ભરેલો જણાય તો તેને સંપૂર્ણ કરવાનું પણ સરકારનુંજ કામ છે; અને જો તે કાયદો ફાયદેમંદ હોયા છતાં અધુરો જણાય તો તેને તત્કાળ સુધારીને પરિપૂર્ણ કરવાની તો સરકારની મોટી ફરજ છે!

અફસોસ છે કે તે મુજબ અદ્યાપિસુધી થયું નથી. શું સરકાર બિયેછે? અને કોણથી બિયેછે? શું તે શેઠિયાઓથી ડરેછે, અથવા

અભણ દેશી ટોળાંથી તેને ડરવાનું છે ? શું કેળવણી પામેલાઓની મદદની તે જરૂર જુએછે ? કાંઈજ નહીં—કોઈથી નહીં. સરકારને કોઈ ભાગી બિવાનું નથી. સરકાર અજીત છે. તે જે કાંઈ કરશે તે પ્રજાનાં ભલાંને માટેજ કરશે; તે જે કાયદા બાંધશે તે આલમના ફાયદા તરફ નિધા રાખીનેજ બાંધશે. ત્યારે સરકારને વિધવાવિવાહનો કાયદો વધારે મજબૂતીથી બાંધતાં અટકાવે એવું કોણ છે ? સરકાર તેવો કાયદો બાંધે તેમાં હરકત શી છે ? શેઠિયાઓને પોતાના હાથમાં લેવાનું કામ સરકારને માટે મુશ્કેલ નથી. તેમને કેમ તાબે કરવા તે મેં આગળાં પ્રકરણમાં સૂચવેલું છે. બિચારા "ન્યાત" કે "ન્યાતિલાઓ" જેવા ભોળા લોકોના ગાદરિયા પ્રવાહ વિષે તો જેટલું થોડું બોલીશું એટલું સારૂં છે. તેઓ તો પ્રથમ સારૂં નરસુ પિછાની શકવા જેટલી પણ જાતિ શક્તિ ધરાવતા નથી. તેમને તો તેમના આગેવાનો જેમ કહે તેમ કરવાને તેઓ રાજી અને તૈયાર છે. તેઓ તો કદાચ નવા સુધારાને દિલોજાનથી પસંદ કરે, કેમકે તે ફાયદાભરેલો રસ્તો છે; પણ તેમના આગેવાનોએ તે ફાયદો તેમને દેખાડયો નથી, માટે તેઓ સુધારાને બગાડો સમજેછે અને બગાડાને ખરો ફાયદાભરેલો રસ્તો ગણેછે, કેમકે તેમજ કરવાની તેમને આરા મળેલી છે. લોકો તો સરકારને પોતાનાં "માબાપ" ગણેછે, અને માબાપ–સરકારે જે કાંઈ કીધું તે આ તેમનાં બાળક–પ્રજાને કબૂલ છે. અલબત, પ્રથમ કેટલીક બુમરાણ ઉઠશે, ખાલી લવલવાડી અને બકવા ચાલશે, પણ થોડીજ મુદતમાં સઘળું સમી જશે અને લોકમત સરકારના ઘડેલા ધારાની તરફેણમાં ફેરવાતું જશે. બાળ–બાયડીઓનાં રક્ષણ માટે હમણાજ ઘડેલા નવા કાયદા સામે કાંઈ થોડો પોકારો ઉઠયો હતો ? અને તે છતાં માત્ર ૬ માસની મુદતમાં સઘળું કેવું ચુપાચુપ થઈ ગયું ?

તેજ મુજબ વિધવાવિવાહના કાયદા સામે પણ ઉઠેલું બુમરાણ જુજ વખતમાં બેસી જવાનું. પણ પહેલાં તો એ કાયદા સામે એટલી બધી હદ સુધી પોકાર ઉઠવાનોજ નથી. વખતે લોકોને એટલાં તો તૈયાર કરી મુકેલાં છે કે અગરજો પુનર્લગ્ન માટે મેં આગળાં પ્રકરણોમાં સૂચવ્યા છે તેવા ફેરફારો અને સુધારાઓ સાથનો નવો કાયદો ઘડાય તો લોકમત સરકાર ધારતી હશે તે કરતાં વધારે જલદી તેની તરફેણમાં ખેંચાઈ આવશે. કારણ કે પુનર્લગ્ન, ગર્ભપાત અને વ્યભિચાર જેવી

બદીઓનો નાશ કરનારો એક ઉત્તમ માર્ગ છે એમ ન્યાત અને તેના શેઠ સારીપેઠે સમજેછે. પણ બાપેદાદેથી ચાલતા આવેલા એક અધમ રિવાજને આપોઆપ છોડી દેવાનું તેમને ઠીક લાગતું નથી. હવે સરકાર જો એ બાબતનો મજબૂત ધારો ઘડે તો પછી શેઠિયાઓ તેને તાબે થાય અને બચાવમાં કહે કે "અમે શું કરિયે? સરકારે કાયદો ઘડયો તેને તાબે થયા વિના આપણો છુટકો નથી; નહીં તો સજા થાય." બીજી તરફથી કાયદાને ટેકો મળ્યો એટલે જે જે ન્યાતિલાઓ પોતાની મરજી મુજબ અમલ કરવાને અંદરખાનેથી રાજી છે, પણ ન્યાતના દોરને લીધે લાઇલાજ છે, તેઓ પુનર્લગ્નનાં કામને વધારે મજબૂતીથી પસંદ કરીને પોતાની વિધવા બેન, બેટી અને સગીઓને એ લગ્નનો લાભ આપવાને તૈયાર થશે. એમ થયું કે પછી વિધવાવિવાહની હાલની નવાઇ જતી રહેશે અને એ વિવાહ કરનારાંઓ ઉપર ગુજરતાં દુઃખોનું છેવટ આવશે.

બીજા હાથ ઉપર જે કેળવાયલો વર્ગ સુધારાઓને પસંદ કરનારો હોવા છતાં ન્યાતના જુલમાતને લીધે પછાત રહ્યોછે તે કાયદાનાં રક્ષણને લીધે વધારે હિમતથી બહાર પડશે અને વધારે બળત્વારીથી મદદ આપવાને તૈયાર થશે. આથી જેઓ ખરા સુધારાવાળા છે, પણ જેઓ માત્ર ગણત્રીના આંગળાંપર ગણાય એટલા થોડા છે, તેમની સંખ્યામાં મોટો વધારો થશે, તેઓની એક સારી સેના બનશે, અને તેઓ પછી વગર ધાસ્તીથી નવા નવા સુધારાઓ અને દેશોન્નતિ માટે કમર બાંધી હિમતથી આગળ વધશે, અને કવિ નર્મદાશંકર ગાઇ ગયાછે તેમ સૌ "જીતવા જંગ" આગળ વધશે અને ફતેહ મેળવવા માટે "યાહોમ કરીને" પડશે. શું આ પરિણામ સરકારને માટે ગુણગારૂં નથી? એ પરિણામ હિંદુ પ્રજાને માટે તો લાભકારી છેજ, પણ હું પુછુછું કે શું એજ પરિણામ નામદાર સરકારને પોતાને માટે પણ ફાયદાકારક નથી? એક પ્રજા જંગલી હોય ત્યાંસુધી તે રાજકર્ત્તાઓને માટે ધાસ્તી ભરેલી છે. પણ એક સુધરેલી પ્રજા રાજ્યને માટે એક આશિર્વાદ જેવી છે. એક સુધરેલી પ્રજા રાજ્ય તરફ વધારે વફાદાર રહી શકેછે. તે પોતાનાં વતન તરફ વધારે વહાલ બતાવી શકેછે અને ન્યાય અન્યાયનું બરાબર તોલ કરી જાણેછે. તેવી એક પ્રજાથી જેમ એક અદલ સરકારને બિવાનું નથી, તેમજ તેજ સરકારનાં

કામોથી તે સુધરેલી પ્રજાને પણ કાંઇ ખોવાનું નથી. કેમકે એક જુલ્મી કે આપખુદ સરકાર પોતાની પ્રજાને રાજદ્વારી કે બીજા શેહેરીઓ દાખલના હકો આપતી નથી; પણ એક ન્યાયી સરકાર પોતાની સુધરેલી પ્રજાને તેવા હકો મોટી ખુશી સાથે આપેછે. તે હકો ઉપર તે પ્રજા પોતાની સુધરેલી હાલતને લીધે દાવો ઉઠાવી શકેછે, અને તે હકો માંગવાનો તેનો હક અદલ સરકારથી ના પાડી શકાતો નથી. બીજા હાથ ઉપર તે સરકાર આ હકો પોતાની સુધરેલી પ્રજાને ખુશી સાથ આપેછે, કેમકે એમ કરીને તે પોતાનો અદલ અમલ સાબેત કરેછે એટલુંજ નહીં પણ સરકારને માથે જાતજાતની જોખમદારીઓ રહેછે તેમાંની કેટલીક સુધરેલી પ્રજાને મનજુર હકો બક્ષ્યાથી ઓછી થાયછે. એ રીતે સરકારને માથેથી તેમની કેટલીક મહેનત અને કેટલાક ખર્ચનો ઉગારો થાયછે, અને એ મહેનત તથા ખર્ચ સુધરેલી પ્રજા પોતાને માથે ખુશી સાથ ઉઠાવી લેછે.

હવે ત્યારે એ રીતે હિંદુ પ્રજાને સુધારાના રસ્તા ઉપર લાવવાથી જે ફાયદા થાય તેમાં સરકારનો પણ મોટો લાભ રહેછે. અમારા હિંદુઓ સરકાર પાસેથી રાજદ્વારી હકો માગેછે, સરકાર તેમને કહેછે કે તમે તે હકને માટે પુરેપુરા લાયક થયા નથી. આ જવાબ ખરો છે, અને તેટલામાટે અમારા હિંદુઓએ લાયક થવા માટે બનતા ઇલાજો લેવા જોઇયે. પણ વળી સરકારનીબી ફરજ છે કે હિંદુઓને રાજદ્વારી હકોને માટે લાયક કરવા થકી પોતાના હાથમાં જે ઇલાજો હોય તે સત્વર લેવા જોઇયે. તે ઇલાજોમાં મૂખ્ય હિંદુ સંસારસુધારા માટે કાયદા ઘડવાનો છે. એ ઇલાજથી મેં ઉપર દર્શાવ્યા તેવા ફાયદા થાય એમ છે. એ ઇલાજોથી જેમ સરકારની તેમજ અમારા હિંદુ ભાઇ-ઓની મતલબો પાર પડે એમ છે. અને એ રીતે જયારે જે ઇલાજથી બે પક્ષોની જુદી જુદી મતલબો પાર પડી શકતી હોય ત્યારે તે ઇલાજ લેવામાં ઢીલ કરવી વાજબી છે? તે ઇલાજ માત્ર સરકારનાજ હાથમાં છે. માટે સરકારનીજ એ ફરજ છે, અને જે ઢીલ થાયછે તેનો જોખમ સરકારનેજ માથે વધતો જાયછે. મી૦ બેરામજી મેરવાનજી મલ-બારીએ એક પારસી છતાં હિંદુ સંસારસુધારાને માટે આજ કેટલાંક વર્ષોથી જે લડત એકલે હાથે ચલાવવા માંડી હતી, તેને અમારા સુધારાવાળા અને કેળવાયલા કેટલાક હિંદુ ભાઇઓની

ખુલ્લી તેમજ છુપી બહુ મદદ હતી, તોપણ સરકારે વચ્ચે પડવા સિવાય તે લડતમાં તેઓ ફાવ્યા નથી. વાત આવીને એટલેથીજ અટકીછે કે જુલ્માતભરેલાં વૈધવ્યકષ્ટો અને બાળલગ્નના જંગલી રિવાજને બંધ પડેલો જોવાને આખો ભરતખંડ ગમે એટલો રાજી છે તોપણ જ્યાંસુધી સરકાર વચ્ચે પડે નહીં, સરકાર મદદ આપે નહીં, સરકાર કાયદો ઘડે નહીં ત્યાંસુધી સંસારસુધારો થવાનો નથી, ત્યાં સુધી દેશોન્નતિની આશા ફોગટ છે, ત્યાંસુધી રાજદ્વારી હકો માટે પ્રજા તૈયાર થઇ શકવાની નથી. અને જો પ્રજા એ રીતે આ હકોને માટે વહેલી તૈયાર થાય નહીં તો પછી તેનો ઘણો દોષ નામદાર સરકારની હાલની રાજનીતિ ઉપર રહેશે—તેઓ કાયદો ઘડવામાં જે ઢીલ કરેછે તે ઢીલ સરકારને પાછળથી કદાચ ભારી પડી જશે.

પુનર્વિવાહને લગતા અસલ કાયદામાં જરૂરના સુધારા દાખલ કરવાની અથવા એ લગ્ન કરનાર જોડાંને કોઇબી રીતની હરકત ન થાય એવી રીતનો નવોજ કાયદો ઘડવાની અગત્ય કેટલીબધી છે તે મેં આગળાં પ્રકરણોમાં વિગતવાર દેખાડી આપેલુંછે. એ કાયદાની અગત્યતાનાં કારણો તો પુષ્કળ છે. મેં કેટલાંક કારણો આગળ દર્શાવેલાંછે, પણ આ ઠેકાણે એક વિશેષ કારણ બતાવવા માંગુંછું. દેશમાં ૨૧૦૦૦૦૦ વિધવાઓની ગણત્રી થઇછે. જો કાંઇજ નહીં તો આવડી મોટી સંખ્યા તરફ જોઇનેજ સરકારે કાયદો ઘડવો જોઇયે. વિચાર કરો કે આટલીબધી લાખોલાખ હિંદુ વિધવાઓ ઘરોનાં ખુણાંમાં સબડે, કે અનીતિના માર્ગ ઉપર ચાલી બગડે, એમાં લાભ કોણને ? શું હિંદુ પ્રજાને ? અથવા સરકારને ? પણ એ સઘળી બાપડી નાચાર બાઇઓને ફરીથી લગ્ન કરવાની છુટ મૂકવામાં આવે તો તેથી ફાયદો કોણને ? વિધવાઓને, તેમની કોમને, અને સરકારને—સર્વેને. એક પુરૂષ પોતાની જીંદગીમાં ચાહે તેટલી વખત પરણે અને ચાહે તેટલી ઉંમરે પરણે, તેનો કશો બાધ નથી; પણ એક વિધવા બાળલગ્નની બેડીમાં ફસ્યા પછી બાળવયે રાંડી એટલે તેનાથી ફરી પરણાયજ નહીં ! એ કેવી એકલપેટાઇ ! કેવી આપમતલબ ! કેવો સ્વાર્થ ! હમણાજ સુરતમાં એક ૭૦ વર્ષનો ડોસો ચોથી મરતબે ૧૭ વર્ષની બાળકી સાથ પરણ્યોછે. તેને એટલી વયની સ્ત્રી મળીછે એ તેનાં ભાગ્યની વાત છે. પણ ૧૮ મે વર્ષે દૈવયોગે જો આ અબળા રાંડી

તો પછી તેનો તમામ ભવ ધૂળમાં ગયો! પૈસાને લીધે છોડીનાં માત પિતા પોતાની દીકરીઓને ઘરડા ખોખા સાથ પરણાવી દેછે. તેઓ તેણીને પૈસા સાથેજ પરણાવેછે, કેમકે પેલા ડોસાનાં મ્હોમાં દાંત નહીં હોય, તેને પગે સંધિવા હોય, તેની આંખે સુઝતું નહીં હોય, તેના હાથ પગ ચાલતા ન હોય, તો તેની ચિંતા નહીં; પણ તે પૈસાવાળો જોઇયે. હવે પેલો ડોસો પોતાનાં ઘરમાં વિધવા દીકરી કે વિધવા બેન છતાં બાળ-બાયડીને પરણી લાવવાને તૈયાર થાયછે, પણ તેને એટલો વિચાર નથી આવતો કે તેને લગ્ન કરવાની જેટલી અવશ્યકતા નથી તેથી વધારે તેનાં ઉપલાં બચાંઓને ફરી પરણાવવાની છે. તેની પહેલી ફરજ તો પોતાની બેન અને બેટીને ઠેકાણે પાડવાની છે. તેનો ખરો ધર્મ તો આ વિધવાઓનાં પુનર્લગ્ન કરાવી આપવાનો છે. પણ તે તેને સુઝતું નથી. તેની આંખે અધમ સ્વાર્થનો પડદો ફરી વળ્યોછે તેથી તે પોતાના લાભ સિવાય બીજું કશું દેખી શકતો નથી. તેનો આ લાભ કાંઇ નહીં પણ તેનો પાપી લોભ છે. એ લોભથી તે આંધળો બની જઇ દીકરી કે બેન તરફ જોતો નથી, તેમનાં દુઃખો તરફ તેની નજર ફરતીજ નથી, તેમનું વૈધવ્ય સંકટ તેને નજીવું લાગેછે.

આ સઘળું શા માટે? શું કાયદા પુરૂષો ઘડેછે તેથી તેઓ સ્ત્રીઓ તરફ બેદરકાર અને અન્યાયી રહેતા હશે? શું સ્ત્રીઓ પુરૂષોની સભાઓ અને મંડળીઓમાં સામિલ થઇ શકતી નથી તેથી તે બીચારીઓ ઉપર આ જુલ્માત વરસતો હશે? પુરૂષો કહેછે કે 'વિધવાઓને દુઃખ શાનાં છે? તેઓ તો અમારાં ઘરોમાં બહુ સુખી જીંદગી ભોગવેછે. તેમને ફરી લગ્ન કરવાની જરૂરજ શી છે? ઇશ્વરે જે નિર્માણ કર્યું તે સામે માનવી માત્રથી એક અક્ષર પણ ઉચ્ચારી શકાય નહીં. માટે એક સ્ત્રી વિધવા થઇ યાને પોતાનો પતિ ખોઇ બેઠી તો પછી તેની ફરજ એ રહી કે જગતની ખાલી માયા તજી દેવી, સર્વસ્વ ઉપરથી હાથ ઉઠાવવો, અને ધર્મ તથા પરોપકારનાં કામો કરવા ઉપર મન લગાડવું.' જેઓ પોતાની ન્યાતની વિધવાઓને માટે આમ કહેછે તેઓ એકલપેટાઇ સિવાય બીજું કશું જાણતા નથી. પણ એવા એકલપેટાઓ એકજ કિસમના હોતા નથી. જેઓ વિધવાઓનાં પુનર્લગ્નની આડે આવનારા છે તેઓ તો એકલપેટા છેજ, પણ જેઓ વિધવા જોડે વિવાહ કરવાને રાજી છે તેઓબી

એકલપેટા છે. તેઓ પોતે પુનર્લગ્ન કરવાને અને વિધવા સાથ તે લગ્ન કરવાને તૈયાર છે; પણ પોતાનાંજ ઘરમાં બેન કે બેટી કે બીજી કોઇ સગી વિધવા હશે તેનાં પુનર્લગ્ન કરાવવાને તેઓ જરાબી રાજી હોય એમ જણાતું નથી.

આ વિચાર હું મારા જાતિ અનુભવ ઉપરથી આપુંછું. મને પુનર્લગ્ન કર્યાને ૨૦ વર્ષ થઇ ચુકયાંછે તે દરમ્યાન મેં જાતજાતના અનુભવ મેળવ્યાછે. તેઓમાંનો એક પુનર્વિવાહ કરવા માંગનારાઓની એકલપેટાઇનો છે. વીશ વર્ષના દરમ્યાનમાં મુંબઇ ઇલાકામાંના ગુજરાત, કચ્છ, કાઠિયાવાડ વિગેરે જુદા જુદા ભાગો ખાતેથી પુનર્લગ્ન કરવાને ઉમેદવાર થયલા વાણિયા તથા ભાટિયા અને બ્રાહ્મણો તરફથી આશરે ૭૦૦ અરજીઓ મારી ઉપર આવેલીછે. તેઓમાંની ઘણીખરીની મતલબ એકજ જાતની છે અને તે મારી મદદ માંગવાની છે. તેઓમાંથી નમુના દાખલ નિચલી એક અરજી ઉતારી લઉંછું :—

"પરદુઃખભંજન પરોપકારી શેઠજી સાહેબ
શેઠ માધવદાસ રૂગનાથદાસ જોગ—

લી૰ આપનો તાબેદાર સેવક ................ આપની કીર્તિ મારા સાંભળવામાં અને વાંચવામાં ઘણી આવીછે. આપ ઘણા દયાળુ છો તો તે સેવક ઉપર કૃપા કરીને મારી અરજી લક્ષમાં લેશો તો હું આપનો અત્યંત આભારી થઇશ.

હું જાતે પોરવાળ વાણીઓ છું. મારી ઉમર હાલમાં વર્ષ ૩૨ ની છે. મારૂં અસલ ગામ ભરૂચ છે, પણ હાલમાં રોજગારને લીધે હું ગામ વલસાડમાં આવીને વસેલો છું. મારી પાસે રૂ. ૫૦૦૦) ની આશરેની પુંજી છે અને હું અત્રે શરાફીનો ધંધો કરૂંછું, એટલે કે લોકોને વ્યાજે ધીરધાર કરવાનો મારો રોજગાર કરૂંછું. મારો ધરમ મેશ્રી એટલે વૈષ્ણવ ધરમ પાળુંછું. હમારી ન્યાતમાં કન્યાની બહુજ અછતને લીધે મને કન્યા ૩૪ થી ૫) હજાર આપતાં પણ મળી શકતી નથી, તો પછી મેં હવે કોઇ વિધવા જોડે પુનર્લગ્ન કરવાને વિચાર રાખેલો છે. તો આપ મારા ગરીબ ઉપર મેહેરબાની કરી કોઈ પણ ન્યાતની વાણીઆની વિધવા જો આપના તાબામાં હોય અથવા આપના લક્ષમાં હોય તો આપ મને મેળવી આપીને મારાં પુનર્લગ્ન કરાવી આપશો તો હું આપનો ઉપકાર કદી પણ ભુલીશ નહીં. આ કાગળ સાથે ટીકીટ એક બીડીછે, તો આ પત્ર વાંચી તુરત સેવકને જવાબ

લખવા તસ્દી લેશોજી. આપ હુકમ ફરમાવશો તો તુરત હું શેઠજી પાસે રૂબરૂમાં આવીશ. મારૂં શીરનામું નીચે મુજબ કરશો એટલે તુરત કાગળ મને પહોંચશે. ............................"

હવે ઉપર ઉતારેલા નમુના મુજબની અથવા તેને ઘણીખરી મળતી આવે એવી શુમારે સાતસો અરજીઓ મારી પાસે ભેગી કરેલીછે. તે ઉપરથી સ્પષ્ટ જણાયછે કે પુરૂષો મતલબિયા અને સ્વાર્થી હોયછે. પોતાની જ્યાં મતલબ કે સ્વાર્થ આવે ત્યાં તેમને પુનર્લગ્નનો કાંઇ પણ બાધ આવતો નથી. તેઓ એ લગનને પસંદ કરેછે તે કાંઇ સુધારાને માટે યા એ લગ્નનું કામ રૂડું છે એમ ગણીને નહીં, પણ ચાર પાંચ હજાર રૂપિયા ખર્ચવા છતાં ન્યાતમાં કન્યા મળતી નથી તેથી તેઓ વિધવા સાથ લગ્ન કરવાને રાજી થાયછે ! આ તેમની એકલપેટાઇ નહીં તો બીજું શું ? તેમને પોતાની મતલબ પાર ઉતારવીછે માટે ન્યાતના રિવાજનો કે ધર્મનો તેમને કશો બાધ નથી. તેમને ન્યાતની સજાની કે ન્યાતિલાઓની સતાવણીની ફિકર નથી. એ રીતે પુરૂષો એકલપેટાઇ વાપરેછે. પણ તે એકલપેટાઇ કેવી હોયછે તે નિચે ટાંકેલા નમુના વગર વાંચનારને બરાબર સમજ પડવાની નથી. જયારે સાતસો અરજીઓ ઉપર મુજબ મને પુનર્લગ્ન કરવા નિકળેલા ભાયડાઓ તરફની મળીછે ત્યારે આજ વીશ વર્ષની મુદતમાં એક પણ અરજી કોઇ પણ પ્રિય પિતા અથવા વહાલા ભાઇ તરફથી પોતાની બેટી કે બેનનાં પુનર્લગ્ન કરાવી આપવા માટે મળી નથી, એ કેવું અજાયબ જેવું છે ! કોઇ પણ વાણિયા, ભાટિયા કે બ્રાહ્મણે મને આ મતલબનું લખ્યું નથી કે—

"માધવદાસ રૂગનાથદાસ જોગ,

જત લખવા વિનંતી એ છે જે મારી કમનસીબ દીકરી (અથવા બેન) બાળ વયથી વિધવા થયલીછે, તે દુઃખિયારીનું વૈધવ્ય દુઃખ જોઇને મારી છાતી ફાટી જાયછે, માટે તે દુઃખમાંથી તે બાપડીને છોડાવવાનો મારો વિચાર છે, માટે આપ મેહરબાની કરીને તે બાપડીનું દુઃખી વિધવાનું ભવિષ્યમાં કાંઇ કલ્યાણ થાય તેવો બંદોબસ્ત કરી કોઇ લાયક હમારીજ ન્યાતનો પુરૂષ મેળવી આપી તેનાં ફરીથી લગ્ન કરાવી આપશો તો આપનો મોટો ઉપકાર મારા ઉપર તેમજ તે કમનસીબ વિધવા ઉપર થશે, અને તે જીવશે ત્યાંસુધી તમને આશીષ દેશે."

આ ઉપરથી વાંચનાર જોશે કે પુરૂષો ખરાજ એકલપેટા છે. પોતાના સ્વાર્થને માટે તેઓ ધર્મ કે રિવાજની, ન્યાત કે શેઠિયાની દરકાર કરશે નહીં, પણ પોતાની બેટી કે બેન વિધવા હશે તોપણ તે બિચારીને ઠેકાણે પાડવાને તેઓ કશાં પગળાં ભરશે નહીં. પોતાની જાતનું સુખ મેળવવાંને માટે પુરૂષ કોઇ પણ રીતનો જોખમ ખમવો પડે અથવા કોઇ પણ રીતનો બાધ આવતો હોય તો તે દૂર કરવાને બનતો પ્રયત્ન કરશે, પણ પોતાની દીકરી કે બેન વિગેરે વિધવાનું, પોતાના કરતાં પ્રમાણમાં ઘણુંજ અસહ્ય દુઃખ મટાડવાને જરા પણ કાળજી રાખશે નહીં. તે બહારથી બતાવેછે કે તેને પોતાની વિધવા બેટી કે બેન ઉપર ઘણુંજ હેત છે, પણ અંદરખાનેથી તે જુએછે કે તે વિધવા બિચારી દુઃખમાં ડુબી ગયલીછે તોપણ તેનાં કષ્ટમાંથી તેને ઉગારવાની તે જરા પણ દરકાર કરતો નથી. જો કોઇ મ્હોડે ચહડીને તેને આ વિધવાનાં દુઃખોની યાદ આપેછે અને તેણીને તેમાંથી મુકત કરવાની ભલામણ કરેછે તો તે માયાળુ બની જઇ જવાબ આપેછે કે "હું શું કરૂં ? એનાં નસીબમાં એ દુઃખ લખાવી લાવી હશે. ન્યાતમાં પુનર્લગ્નનો ધારો નથી તેથી નાચાર છિયે." પણ એજ ધણીને પુનર્લગ્ન કરવાં હોય અને તે માટે ન્યાતનો ધારો ન હોયતો તે નાચાર થાય ખરો કે ?

જ્યારે લોકોના આવાજ વિચારો હોય, અને જ્યારે સ્વાર્થથીજ કામો થતાં હોય, ત્યારે પછી નાચાર વિધવાઓની કમ્બખ્તીજ તો. તેવા સમયમાં પુનર્લગ્ન કરનારી વિધવાઓ થોડીજ નિકળે એમાં શી નવાઇ ? જે થોડાંક પુનર્લગ્ન થયાંછે તેમાંબી ઘણીખરી તો બાપડી નિરાધાર વિધવાઓ પોતાનાં મા બાપથી છુપી રીતે, કોઇ પરોપકારી સદ્ગ્રહસ્થની સૂચવણીથી, અથવા તેના આશ્રય નિચે આપણી તરફ વખાની મારી નિકળી આવેલી તેનાંજ થયલાંછે. હવે સાતસો પુરૂષોએ મારા ઉપર પોતાનાં સુખને થકી પુનર્લગ્ન માટેની અરજીઓ મોકળાવેલીછે તેઓમાંની અરધીજ સંખ્યા જો પોતાની દુઃખી બાળ વિધવા બેન બેટીઓને જન્મ પર્યંતનાં દુઃખમાંથી છોડવવા પ્રયત્ન કરતા હોય તો તે તેમનાજ હકમાં ફાયદો કરનારૂં છે. કેમકે પુનર્લગ્ન કરવાને જેમ તેઓ તત્પર છે તેમ વિધવાઓબી આતુર છે, પણ વિધવાઓના માર્ગમાં હરકતો ઘણી છે. તે હરકતો પુરૂષોએ—વિધવાઓના બાપ અને ભાઇ અને સગાસ્નેહીઓએ—દૂર કરી આપવી જોઇયે. એમ

જો થાય તો પુનર્લગ્ન કરનારી વિધવાઓની સંખ્યા વધે અને મારા ઉપર જેઓએ અરજીઓ મોકળીછે તેવા ગ્રહસ્થોને લગ્ન માટે જોઇતી વિધવાઓ મળી શકે.

હવે ત્યારે વિધવાઓનાં દુઃખો દૂર કરવા તેમનાજ બાપો અને ભાઈઓ અશકત બેઠાછે, ત્યારે ન્યાત અને શેઠિયા એ બાબતમાં કશું કરવાના નથી. કેળવાયલાઓ ન્યાત અને શેઠિયાઓના દોરથી ધ્રુજીને કશું કરી શકતા નથી. એટલામાટે ચો તરફથી જોતાં એકજ ઉપાય નજરે આવેછે અને તે સરકારે વચે પડવાનો છે. સરકાર થોભવા કહેછે, પણ આમ તો જુગના જુગ વહી જાય તોપણ કશો રસ્તો આવે એમ દિસતું નથી, અને સરકાર જો સત્વર વચે પડશે નહીં તો પુનર્લગ્ન અને તે પછીના બીજા સર્વે સુધારાઓના સંબંધમાં કશાં પગળાં આગળ ભરાવાનાં નથી. છેવટે આપણા પ્રખ્યાત કવિરાજ દલપતરામ ડાહ્યાભાઈની બે રસિલી કવીતાઓ* મારી બાબતને અનુસરતી છે માટે તે નિચે ઉતારી લઈ મારો લઘુ ગ્રંથ સમાપ્ત કરૂંછું :—

### પદ ૧ લું.

### વિધવા વિવાહ વિષે.

"કરો કરોરે કન્યાનું કલ્યાણ, હોરે હઠીલા હિંદુ;
તમે કેમ થયા પથર પ્રમાણ, હોરે. ૧.
દયા દિલમાં નથી લવલેશ, હોરે;
નથી લાગતો આ ઉપદેશ. હોરે. ૨.
કરો સુખિયાં પોતાનાં સંતાન, હોરે;
છોને જાય બીજા સમશાન. હોરે. ૩.
જ્યારે ધસમસતી આવે ધાડ, હોરે;
શસ્ત્ર લઈ કરિએ લડવાડ. હોરે. ૪.
એક આપણી સંતતિ કાજ, હોરે;
કાપી નાખીએ કોટી સમાજ. હોરે. ૫.
તેનું પાપ નહીં પળમાત્ર, હોરે;
એમ સમજેછે સર્વ સુપાત્ર. હોરે. ૬.
પડે સંતતિને સંતાપ, હોરે;
તે ન ટાળે તેનાં પ્રૌઢ પાપ. હોરે. ૭.

* "દલપત કાવ્ય," પુસ્તક ૧ લું, પૃષ્ઠ ૪૦૨—૪૦૩.

રાજા રઈયતનો રખવાળ, હોરે;
પિતા પુત્રીતણો પ્રતિપાળ. હોરે. ૮.

તેના શત્રુ ઉપર કરિ રોષ, હોરે;
દળિ નાખે તેનો નહીં દોષ. હોરે. ૯.

શત્રુ ઉપર જણાવતાં જોર, હોરે;
દયા રાખે તે દેવનો ચોર. હોરે. ૧૦.

લોભ માટે કે લાજને હીત, હોરે;
પ્રજા પીડવા દે તે પતીત. હોરે. ૧૧.

ભલે જાય પોતાનાય પ્રાણ, હોરે;
પ્રજા પાલણ કરવું પ્રમાણ. હોરે. ૧૨.

મોટો પ્રાણથી શેમાં છે માલ, હોરે;
શા હિસાબમાં નાતનો ચાલ. હોરે. ૧૩.

તોડી નાંખો હઇએ ધરિ હામ, હોરે;
રાજી થાશે તેથી શ્રીરામ. હોરે. ૧૪.

બાળપુત્રી બીચારી અનાથ, હોરે;
એનું દુખ સુખં બાપને હાથ. હોરે. ૧૫.

નીચી અવની ઉંચો આકાશ, હોરે;
નિરાધાર બિચારી નિરાશ. હોરે. ૧૬.

આપણે જો ન દઇએ આધાર, હોરે;
કોણ એનાં આંસુ લોનાર. હોરે. ૧૭.

નાંખે પુત્રી નિસાસા રોજ, હોરે;
અને માબાપ માણે મોજ. હોરે. ૧૮.

એતો ધિક પડયો અવતાર, હોરે;
માંરા વહાલા કરોને વિચાર. હોરે. ૧૯.

હદ વળી હવે તો પડો બહાર, હોરે;
બાંધો હિંમતનાં હથિયાર. હોરે. ૨૦.

વાંસે કોઇની ન જોશો વાટ, હોરે;
પડો રણ પરમારથ માટ. હોરે. ૨૧.

કૃષ્ણ કરશે તમારી જીત, હોરે;
ખરી માનજો વાત ખચિત. હોરે. ૨૨.

સુતા થઈ હોય સૌભાગ્ય ભ્રષ્ટ, હોરે;
કુદી પડીને મટાડો કષ્ટ. હોરે. ૨૩.
સતિ જેમ બળે પતિ જોડ, હોરે;
જીભે બોલતી જે રણછોડ. હોરે. ૨૪."

---

## પદ ૨ જું.

### રૂડું કામ કરતાં હિંમત નહી હારવા વિષે.

"કરતાં કાંઈ રૂડું કામ, હિંમત નવ હારો;
તો પામો શુભ પરિણામ, જો ધીરજ ધારો. ટેક.

મોટાં કારજ માથે લેતાં, અડચણ પડે અપારરે;
એમ વિચાર કરો આગળથી, પાડો મતલબ પાર. હિંમત. ૧.

સંસારી જન સામા ઉઠે, નિંદે લાખો લોકરે;"
અંતે એના એજ વખાણે, કરી ફજેતી ફોક. હિંમત. ૨.

આપદકાળ પડે અણજાણ્યો, વળી વધે બહુ વેરરે;
બોલે દુર્જન બોલ નઠારા, ઝાઝું રાખી ઝેર. હિંમત. ૩.

જે કારજમાં સંકટ જુલમી, જશ તેમાંહિ જરૂરરે;
તે માટે તે કારજ તજિને, દોડી ન જવું દૂર. હિંમત. ૪.

જુલમ કરે જે જન તેનું પણ ઇચ્છો રૂડું આપરે;
તો અંતે શુભ થશે તમારૂં, ટળશે તનના તાપ. હિંમત. ૫.

બાળક કે અજ્ઞાની બોલે, તેનો તે શો તોલરે;
હસવા લાયક હોય હમેશાં, બાળક કેરા બોલ. હિંમત. ૬.

કારજ મોટાં કરનારાએ, પોતે ખોયા પ્રાણરે;
પણ તે કારજ પાર પડયું તો, વળતી થયાં વખાણ. હિંમત. ૭.

માથા કરતાં જશ છે મોંઘો, જે જન લેવા જાયરે;
જશને માટે જુદ્ધ વિષે જઈ, મરદો કઈક મરાય. હિંમત. ૮.

જેનો જશ આ જગમાં જામે, પરાક્રમી પરમાણરે;
બિજા બિચારા બહુ જીવીને, લઈને શક્યા કાંઈ લહાણ. હિંમત. ૯.

જર ખરચેછે જશને માટે, મળવું જે મુશકેલરે;
જશને માટે જીવતર તજતાં, સર્વ ગણેછે સહેલ. હિંમત. ૧૦.

માનવિને એક દિન મરવું છે, મરણ નથી મટનારરે;
તો તેનો કાંઈ ત્રાસ ન ધરશો, શુભ કારજ કરનાર. હિંમત. ૧૧.

પર ઉપકારે પ્રાણ સમરપે, ખડો રહી તતખેવરે;
તો રૂદયામાં તેણે રીઝે, આ દુનિયાનો દેવ. હિંમત. ૧૨."



# વધારાઓ.

## ૧.

## હિંદુઓમાં પુનર્લગ્ન સંબંધી.

અમારાં પુનર્લગ્ન તા૦ ૨૭ મે ૧૮૭૧ અને વાર મંગળને દિને થયા પછી મુંબઇનાં વર્ત્તમાન પત્રોમાં તેના હેવાલો છપાયા હતા. "રાસ્ત ગોફતાર" પત્રે એ બાબતમાં બે આર્ટિકલો લખી હતી, જેમાંની એક મારી રૂ૫૦૦ નાં ઇનામવાળી જાહેર ખબર ઉપરથી અને બીજી અમારાં પુનર્લગ્ન પછી લખી હતી. આ બંને લખાણો હું એમનાં એમ હેઠલ ઉતારી લઉં છું:—

### "વાંણીયાઓમાં પુનરવીહીવા.

"મરાઠી હીંદુઓમાં પુનરવીહીવાની સુભ પેહેલ નીકલી ચુકીછે અને એક વરશના અરસામાં તરણ ચાર પુનરવીહીવા થયાછે. પણ ગુજરાતી હીંદુઓ હજી આ અતી અગતના સુધારામાં પછાત પડયાછે. કપોલ વાણીયાની નાતના એક ગરહસથે આ બાબતમાં અમારી કટારે મધે રૂ૫૦૦ નું જે ઇનામ છપાવયું હતું તે ઉપરથી આ બીનાની યાદ પાછી તાજી કરવા માંગીએ છઇએ. હીઆં એક હીમતવાન અને સુધારાને ચાહાનાર વાંણીયો ગરહસથ પોતાની કોમની કમનસીબ રાંડીઓનું મોત કરતાં બુરૂં દુખ ટાલવામાં સુભ દાખલો દેવાને મેદાન પડયોછે. તે ગરહસથ પોતે જે પઇસા સંબંધી સારી શકતી ધરાવેછે તે ઉપરથી પોતાની સુભ મુરાદ પાર પાડવામાં પોતાની ખાનગી કોશેશ ચલાવવા ઉપરાંત વધારે મદદ મેળવવાને પઇસાનું જાહેર ઇનામ વટીક આપવા માંગેછે. તેની નાતના બરાંમણો તથા બીજા ગરીબો જેઓ વીધવાઓને જાંણીતા તથા પીછાણતા હોય તેઓ કદાચ આ ઇનામની ઘટારત આશામાં ઉપલા પુનરવીહીવાના ઉમેદવારને ઘટતી મદદ આપી શકે અને આ જાહેર ખબર કદાચ કારગત લાગે. એટલામાટે મજકુર જાહેર ખબરને એટલી વારમાં ભુલી જવી નહી જોઇએ, પણ તે ઉપર મજબુત ધીઆન ખેંચી વખતેવખત તેની યાદ તાજી રાખવાની ઓરત જાતના દરએક ભલું ઇછનારની ફરજ છે.

"વાંણીયાની નાતમાં વીધવાઓ ઘણી પડીછે એટલુંજ નહી પણ તેણીઓને ફરીથી વેશવાલ કરવાને પસંદ કરનારાં માબાપો પણ મળી આવશે. પોતાની સુકુમાર પુતરીને પોતાની આંખ આગળ એક પસુ ઢારની હાલતમાં પડેલી જોવાનું દુખ મોટું છે, અને કોઈ પણ માબાપ તે દુખ નહી લાગે એવાં ઘાટકી નહી હશે. કેટલી નીરદોશ વીધવાઓ બીચારી બાળપણથી રાંડી હશે

અને સંસારના સુખનાં મીઠાં ફળ ચાખવાની સઘળી ઉમેદ ભરશટ કરી તદન બેનસીબ થઇ હશે. કેટલી વીધવાઓ પોતાની જોબનનો ભવ જોગણના સરખા વેશમાં પોતાના શુંદર કેશ મુંડાવી તથા પોતાનો સણગાર ઉતારીને બાલી નાખેછે. તેણીઓ ઉપર ગુજરતો કોઇ ખુદરતી નહી, કોઇ ધરમના શાસતરનો નહી, કોઇ રાજના ધારાનો નહી, કોઇ નીતીના કાનુનનો નહી પણ માણસના જંગલી રેવાજનો આ કોપ દેખી નહી શકે, તે ગજબને માટે તે વીધવાઓ સાથે આખા ભવ સુધી બલાપાથી બળયા કરે અને તે દુખમાંથી છુટવા સારૂ તે વીધવાનું અથવા પોતાનું મોત વઠીક ચાહે એવાં માબાપો જેમ બીજી નાતોમાં તેમજ વાંણીયાઓમાં પણ છે. તે સરવે લોકોને પોતાનો વેહેમ તજી પોતાના ઘરની કુતરાંને અવતારની વીધવાઓને પરનાવી ઇનસાન અને સ્ત્રીને અવતારની બનાવાની તરત વકી રખાશે નહી. પણ આટલાં એવાં કમનસીબ કુટુંબોમાંથી જો એક બે તરત વેળા પેહેલ કાહાડેતો તેઓ પોતે પોતાનાં કુટુંબ સાથ સુખી થશે એટલુંજ નહી પણ કુલે વીધવાઓ બાબે એક ખરાં પુનનો બોધ અને ધડો આપેલો ગણાશે.

“પુનરવીહીવાની છીટને લીધે ખાનગી કુટુંબોમાં ચાલતો વીભીચાર, બાલહંતીયા અને બીજાં પાપો કાંઇ વાંણીયાઓમાં બીજી નાતો કરતાં ઓછાં નહી નીકલશે. મરનાર મી० મોરોબા કાનોબાએ આજ આસરે ૧૧ વરસ ઉપર ટાઇમસમાં કાગળ છપાવયો હતો, તેમાં તેણે વગર અચકવે આ પાપોનો હીંદુઓમાં કેવો મોટો જથો છે, તે જણાવયું હતું. એજ મુદત ઉપર મરનાર શેઠ જગંનાથ સંકરશેઠે બુધીવરધક સભા ઉપર એક ચીઠી લખી હતી, તેમાં પણ આ ખરાબી વીશે લખયું હતું. હવે આ ખરાબી વાંણીયાની નાતમાં ચાલેછે તે કેવું જાંણીતું છે, તેની આજ એક સાબેતી છે કે કેટલાંક કુટુંબોના તો લોકો મોહોડે છુટાં નાંમો દીએછે અને કેઇ વીધવા બગડેલીછે, તે સઘલું બેધડક બોલવામાં આવેછે. આ સઘલું અફસોસ કરવાજોગ છે અને આ વાત વીધવાઓના માબાપ તથા વાલીઓને વીચારવાની છે કે માતર પુન અને સુધારો તો એક કોરે રહયો, વીધવાની હાલત ઉપર દયા તો એક કોરે રહી, પણ પોતાની આબરૂ અને પોતાનાં કુટુંબની દામણની જાલવણીને ખાતરખી શું આ સુધારાએ તેઓની આંખ ઉંઘાડવી નહી જોઇએ ? અરે ! આં અતી અગતની બાબતમાં આપણા વાંણીયા પડોશીઓની શુધ કારે ઠેકાંણે આવશે !

“પણ વાંણીયાઓ પુનરવીહીવામાં જે પછાત છે, તેનો દોશ મુખીઅ કરીને એ કોમના સુધારાવાળામાં ખપતા જવાંનોને કપાલે ચોહોંટેછે. તેઓએ મળીને બુધીવરધક સભા કરેલીછે. તે સભા છોકરા તથા છોકરીઓને કેળવણી આપેછે અને તેજ સ્ત્રી કેળવણીના તથા સ્ત્રી સવતંતરપણાના આ સઉથી પેહેલા ઉપાયમાં એ સભા પછાત પડીછે. એ સભાએ પુનરવીહીવા બાબે ટાઉનહાલ

સુધી કીમતી ભાશણ કરાવયાંછે. એ સભાએ પુનરવીહીવા વીશે જદુજી માહારાજ વગેરે સાથ તકરારો ચલાવીછે. પણ એ સુધારો કરી બતાવામાં કશી પણ જાતી મેહેનત કરવા અથવા તનની મદદ આપવાને એ સભાએ કદી પણ ઉલટ બતાવી નથી. પણ જે વાંણીયા ગરહસથે હમણા ૩૫૦૦ નાં ઇનામની જાહેર ખબર છપાવીછે, તેની સાથ મળી જઇ તથા તેને મદદ કરી એ સભાએ પોતાની ખોહેલી આબરૂ પાછી મેળવવાની તક છે. મી૦ ગંગાદાસ અને મી૦ કાહાનદાસ જેવા એ સભાના આગેવાનોને બાહેર નીકલી ઉપલા ગરહસથને જોઇતી વીધવા મેલવવા તથા તેનું કારજ કરી આપવા તથા તેને નાતના વેહેવાર સંબંધી મદદ કરવા તથા બીજી સઘળી રીતે આ માહાભારત સુધારાને આગળ પાડવાનો આજ વખત છે. હવે તેઓ આ વખતે કેવી મેહેનત કરેછે તે આપણ જોઇશું."

રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશ, તા૦ ૨૩ મી એપ્રેલ ૧૮૭૧.

---

## "નવા પુનરવીહીવા.

"જારે કપોલ વાંણીયાની નાતના એક હીમતવાન ગરહસથે પુનરવીહીવા બાબે ૫૦૦ રૂપીઆનું ઇનામ છપાવયું હતું, તારે માતર એક માસમાં એ સુભ કામ હાર પડવાની અમે વકી રાખી નહી હતી. જારે ગયાં પખવાડયાંના અંકમાં વાંણીયાઓમાં પુનરવીહીવા કરવા બાબે અમે વીશય લખયો હતો તારે આઠ દસ દીવસમાં એક પુનરવીહીવાનો ખરેખર દાખલો બનશે એવું અમે ધારયું નહી હતું. વાંણીયાઓમાં વેહેમે કાંઇ નાહાની જડ ઘાલી નથી. તેઓમાં નાતનો જુલમ કાંઇ થોડો નથી. હજીતો હમણાજ તેઓએ એક આખી નાતના શું મરદ કે ઓરત, મોટાં કે નાહના સરવેને પરાયશચીત આપીને એવું દેખાડયું હતું કે નાતનો દોર અને દશત સરવેપર સરેશટ છે. પણ તારપછે થોડાજ દીવસમાં આ એક બીજો દાખલો બનયોછે જે દેખાડેછે કે ખોટું અને જુલમાત ટકી શકવાના નથી અને જે સાચું અને નેક છે તે સપાટી ઉપર તરી નીકલવા વના રેહેનાર નથી.

"વાંણીઆઓમાં આ પેહેલવેહેલા વીધવા વીહીવા થયાછે અને વળી તે ઘણે મોટે ઠેકાણે થયાછે. જે હીમતવાન ગરહસથે અમારાં પતરમાં ૩૫૦૦ નાં ઇનામની જાહેરખબર છપાવી હતી તેજ ગરહસથની સુભ મુરાદ બર આવીછે. એ ગરહસથ કપોલ વાંણીયાની નાતનો જાણીતો વેપારી મી૦ માધવદાસ રઘુનાથદાસ છે, જેઓ ચીનાઇ કાપડનાં વેપારને માટે મુખીઅ કરીને પારસીઓમાં વધારે જાણીતા છે. તેઓ સાથ પોતાનાં પુનરલગન કરનાર ભાગ્યશાલી વીધવા બાઇ ધનકોરનું કુળ ઘણું ઉંચું છે. વાંણીયા માહાજન ઉપર વડાપણું ભોગવનારું જે નગરશેઠનું ખાનદાન તે શેઠવાલાના

કુટુંબની એ હીમતવાંન બાઈ છે. મરનાર શેઠ કલીઆનદાસ મોહનદાસ જે કલીશેઠને નામે ઓળખાતા હતા, તેમના ભાઈ ગીરધરદાસ અથવા ગીદીશેઠની એ બેટી થાયછે. શેઠ પરશોતમદાસ મોહનદાસ જેઓ હાનરેબલ શેઠ મંગલદાસ નથુભાઇની સાથેજ રેહેછે તેમની એ ભતરીજી થાયછે. માહાજનના હઈઆત નગરશેઠ અને પરમુખ શેઠ ગોપાલદાસ માધવદાસ તથા એમના જાંણીતા ભાઈ અને સુલેહના અમલદાર શેઠ વરજીવનદાસ માધવદાસના ભતરીજાની બેટી થાયછે તથા હાનરેબલ શેઠ મંગલદાસ સાથ અને શેઠ મનમોહનદાસ દેવીદાસ સાથ પણ એ બાઈ એકજ કુટુંબની સગાઈ ધરાવેછે.

"આ પુનરવીહીવા પરણતાં જોડાંની અરસપરસ રાજીખુશીથી થયાછે. ભાઈ માધવદાસ પોતે આસરે ૩૫ વરસની ઉમરના છે, એમની આ નવી વહુ ૨૧ વરસની ઉમરની છે. એ બાઈ મરનાર લખમીદાસ ધરમશીની વીધવા થાયછે, જેના સાથ તે બાળવએ પરણવા પછે આસરે પાંચ વરશ ઉપર તેનો ભરતાર મરણ પામયો હતો. ................ હીંદુ વીધવાનાં શંકટો વધારેવાર સહન ન થઈ શકવાથી બાઈ ધનકોરે પુનરલગનની આએશ કીધી એ તદન ખુદરતી હતું. ભાઈ માધવદાસના સુધરેલા વીચારોની તથા પોતાની મરનાર ધનીઆંણીને આપેલાં સુખ તથા ઘટતાં છુટાંપણાની એ બાઇને ખબર હતી. માટે એ ગરહસથે જાહેરખબર છપાવા બાદ તેમના સાથ પુનરવીહીવા કરવાની એ બાઇએ મરજી બતાવી, જે સુભ ઉમેદ અંતે ગયા બુધવારને દીને પાર પડી. એ દીને સાંજના ચીચપોગલીના એક બંગલામા માજીશતરેટો, વકીલ બારીસટરો, તથા પારસી, હીંદુ અને બીજા ગરહસથોના એક સારા મેળાવરાની હજુર વાજાં વગેરેના અછી ધામધુમથી આ લગનની કીરીયા થઈ.

"આ એક માહાભારત અંગતનો બનાવ બનયોછે. આ એક ખરા અને સઉથી મોટા સુધારાનું કામ થયુંછે. આ એક કુલે દયાલુ માણસજ નહી પણ પરમેશવર પોતે રાજી રેહ એવું કામ થયું છે. આ એક ખરા ધરમનું, ખરાં પુનનું અને ખરા દેશહીતકારીપણાનું કામ થયું છે. હીંદુ વીધવાઓ ઉપરના આસમાન તુટી પડે એવા ગજબ તરફ આપણે ઘણીવાર દુખ બતાવયુંછે. તે બીચારીઓની જાનવર સરખી હાલત, તેણીઓને કરવું પડતું વહીતરૂં અને જંજાલ, તથા સંસારનાં સુખથી મોત તક બેનસીબ રહી ધીકાર અને હારમાર વચે તેણીઓની ગુજરતી કંગાલ જીંદગીનો જારે આપણ વીચાર કરીએ છઇએ, તારે અંતે તેવી હાલતમાંથી એક કુલવંતી નાજુક પંથનીનો છુટકારો થયલો જોઈ આપણને મોટો હરશ પરાપત થાયછે. વધારે શંતોશકારક એ છે કે આ અતી ઉતમ સુધારાની પેહેલ નાતના વડાં આનદાનની એક અબ-લાએ કાહાડી છે, કે જેથી એ સુભ પેહેલનો દાખલો પકડવા અને નકલ કરવાને

બીજી વીધવાઓને વધારે છુટ થઇછે. નાતના શઘલા જુલમાત છતાં મુશકેલ માતર એક પેહેલ કાહાડવાની, એકવાર બેડીને તોડી નાખવાની હતી. તે દસત બેદેહેસતપણે એક વખત તુટીછે એટલે જે સારૂંજ કામ છે, તેના બીજા દાખલા બનવા માટે આજસુધી જેટલાં વરસ ગયાંછે તેટલા મહીના પણ હવે જશે નહી.

"આ સરવે વીચાર કરતાં આ પેહેલ કાહાડનારાં હીમતવાન જોડાંની તારીફ અને શાબાસીના શુબનો મોહોમાંથી નીકલવા વના રેહતા નથી. ભાઈ માધવદાસે અને તેમનાં ધનીઆણીએ આ કામ કરી પોતાના તનપર એટલો જોખમ ખેંચી લીધોછે કે તેઓએ બાહાદુરીનું કામ કરયુંછે એમ કેહેવું ખોટું નથી. તેઓએ પોતાના સગાંવાહાલાંઓનોજ નહીં પણ એક આખી વેહેમી અને જહનુની નાતનો કોફ પોતા ઉપર ખેંચી લીધોછે અને તાંણા તથા ડપકા ભરેલી ચરચાની જુબાનોને પોતા સાંમે ખોલલી કરીછે. પણ તેઓને સબુરી અને ધીરજથી પોતાની બાકીની જીંદગી ગુજારવા સારૂં તેઓને માટે આ શંતોશકારક વીચારની લાલચ મોટી છે કે તેઓએ જે કાંઈ કીધુંછે તેમાં નેકી અને પુન છે, અને પુન તેઓએ પોતાનાજ હકમાં નહી પણ પોતાની કોમની સઘલી અબલાજાતીના હકમાં કીધુંછે. હવે આ જોડું સુખ, સંપજ અને લાએકીથી જીંદગી ગુજારી જે માન તેઓએ મેળવયુંછે તેમાં વધારો કરે એટલીજ દુવા ચાહાવાની રહીછે.

"આ બાબતની શેવટે અમે દુખી વીધવાઓનાં માબાપોને એકવાર ફરી અરજ કરીએ છઇએ કે પોતાનાં ફરજંદની હાલત તરફ દયા કરી તેણીઓના પુનરલગન કરવાને હવે વધારેવાર ઢીલ કરવી નહી. તેમજ વાંણીયાની નાતના શેઠીયાઓને અરજ કરીએ છઇએ કે દાહાપણ અને વીવેકથી વીચાર કરી આ ભાએગસાલી જોડાંને જેમ બને તેમ મદદ આપવી. જો તેઓ લોકોના સાધારણ જહનુનના ઉપર અકલ અને સાદી સમજને ફાવવા દેશે તથા ધીરજથી વીચાર કરશે તો એ શેઠીયાઓને જણાશે કે ભાઈ માધવદાસ અને બાઈ ધનકોર તેઓના ધીકાર નહી પણ તેઓના આસરાને લાએક થયાંછે. નગરશેઠના પોતાનાં ખાનદાનમાંથી એક બાઇએ આ પેહેલ કાહાડી તેને માટે તેઓએ ખુશી અને મગરૂર થવું જોઇએ. પુનરવીવાહ બાબે લોકોના વીચાર ઘણા ફરયાછે, ઘણાક લોકો એ સુધારાને બાહેરથી ધીકારેછે, પણ અંદરખાનેથી પસંદ કરેછે. કેટલાક શેઠીયાઓ પોતે વીધવાઓના દુખ ઉપર દયા કરેછે અને પુનરવીહીવાને પસંદ કરેછે. તેઓને અમે મોટી આજીજીથી અરજ કરીએ છઇએ કે હમણા જારે વડા શેઠીયાનાજ કુટુંબમાંથી આ દાખલો બનયોછે તારે એ સુભ કાંમને આગળ વધારવાની ઘણી અછી તક છે, માટે એ તક હાથ કરી એ કામને ઉતેજન આપવાને તેઓએ ભુલવું નહી."—રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશ, તા૦ ૭ મી મે ૧૮૭૧.

---

## ૨.

## મિસ માનિંગનાં માનમાં અમે આપેલી પાર્ટી.

તા૦ ૨૧ મી નવેમ્બર ૧૮૮૮ ને દિને અમારા બંગલામાં મિસ માનિંગનાં માનમાં મારી ધણિયાણીએ અને મેં આપેલી "પાર્ટી" નો હેવાલ "રાસ્ત ગોફતાર" પત્ર ઉપરથી નિચે ઉતારી લઉંછું :—

### "મીસ માનિંગ અને હિંદુઓના વિધવાવિવાહ.

"હિંદુસ્તાનની કેળવણી અને સંસારી સુધારાની ઇંગ્લંડમાં હિમાયત ચલાવનારી પરમારથી અબળા મીસ માનિંગનાં માનને માટે આપણાં શેહર ખાતે જે જે મિજલશો થઇછે તેઓમાંની એક નોંધી લેવાજોગ મિજલશ ગયા બુધવારની રાત્રે હિંદુઓમાં પુનરવિવાહના આગેવાન મી૦ માધવદાસ રઘુનાથદાસ અને તેમનાં ધણીયાણી તરફથી તેમનાં ગીરગામના મકાન "પુનરવિવાહ હાલ" માં બોલાવવામાં આવી હતી. અગરજો મીસ માનિંગને કોઇનું પણ ખાસ માન ઘટતું હોય તો તે પુનરવીવાહની સુધારા પક્ષનું ઘટેછે, તથા મી૦ અને મિસિસ માધવદાસે હિંદુ વિધવાઓની આ હિમાયતીને માન આપ્યુંછે તેમાં સમજુ પ્રજાનો કેટલો ટેકો છે, તે તે વખતના નોતરેલા મેહમાનોની ઠઠ ઉપરથી તથા બીજી ફતેહ ઉપરથી જણાયછે. મી૦ માધવદાસનાં નોત્રાંને માન આપી પોતાની હાજરીથી તેઓએ મીસ માનિંગને બતાવી આપ્યું હતું કે જો કે ચોકસ વેહમીઓ અને મતલબિયાઓ પુનરવિવાહ કરનાર ધણી ધણીયાણીને સતાવવા તથા અપમાન આપવાને પોતાથી બનતું કરેછે, પણ પ્રજાની નજરમાં એ જોડાંનું માન બહુ છે અને સઘળા આબરૂદાર વર્ગો એમને પોતાથી નાતબાહાર ગણતા નથી પણ ઓર એમનાં નોત્રાંને માન આપી એમના સાથ ભેળાવાને વધારે ખુશી છે. પોતાનું અપમાન કરનારાઓ—કે જેઓ એમને માઠું લગાડવા માટે મીસ માનિંગને આવકાર દેવાની આ તક પણ ચુકયા નથી—તેઓને મી૦ અને મીસિસ માધવદાસે સુધારા પક્ષ તરફથી આ ભભકપુર મિજલશ ભરીને એક અછો ફટકો માર્યોછે અને ન્યાતના આગેવાનોની પોકલ આપમતલબનો એવો સરસ જવાબ આપ્યોછે કે તેથી સુધારાના દરએક હિમાયતીને કેવી ખુશી ઉપજીછે તે તેઓ આ મિજલશમાં ખાસ જાહેર કરી ગયાછે.

"આ મિજલસનો મુળ હેતુ પુનરવિવાહ કરનારી જે ભાગ્યશાળી વિધવાઓ મુંબઇમાં સોહવાસણપણાનાં સંસાર સુખ ભોગવેછે તેમને તેમના ભર્તારો સાથ એકઠી કરવા અને મીસ માનિંગ સાથ તેમની મુલાકાત કરાવવાનો હતો. આ અગત્યનો હેતુ તેને છાજતા દબદબાથી બજા લાવવામાં આવ્યોછે. "પુનર-

વિવાહ હાલ"નું મકાન અંદરથી અને બાહારથી સુંદર સણગાર સજીને રોશનીની ભભકમાં દીપી નિકલ્યું હતું. મી० પીરભાઈ બાકી પદમસી કે જેમનાથી આ મિજલશની સર્વ રચના થઈ હતી તેમની યોજનાની સઘળા મેહમાનો વખાણ કરતા હતા. આગળા શનીવારે મીસ માનિંગનાં માન માટે શેઠ વરજીવનદાસ માધવદાસના મહાલક્ષ્મીનાં મકાન વેસ્ટફિલ્ડમાં જે રચનાદાર પાર્ટી થઈ હતી અને જે વેળા "રિશેપસન કમિટી"ના સેક્રેટરીઓ તથા મુખ્ય કરી મી० દારાશાહ રતનજી ચીજગરની કળાવંત હુન્નરમંદીથી રોશની, વાવટા અને ફુલોના સણગારથી સઘળો દેખાવ એક પરિયાંના માળા જેવો મનમોહન બની રહ્યો હતો, તેનો ગોયા નાનો નમુનોજ આ "પુનરવિવાહ હાલ"માં રજુ થયો હતો. જેમ "વેસ્ટફિલ્ડની પાર્ટીમાં ગોઠવણોની સપૂર્ણતાને માટે મી० દારાશાહ ચીજગરનું નામ લોકો મોટાં વખાણ સાથ લેતા હતા તેમ "પુનરવિવાહ હાલ"ની પાર્ટીમાં પણ રચના કરવા તેજ હાથો રોકાયાથી તેમની એકસરખી સ્તુતી થઈ હતી. ખરેખર મી० વરજીવન-દાસ માધવદાસના "વેસ્ટફિલ્ડ" કરતાં મી० માધવદાસ રઘુનાથદાસના "પુનરવિવાહ હાલ"ની આ રચના કદે નાની પણ શોભામાં ઉતરતી નહી હતી. નોત્રેલા મેહમાનો નવ વાગતાંથી આવવા માંડયા હતા જેમને મકાનની બાહાર મી० માધવદાસ તથા મકાનની અંદર બાઈ ધનકોર આવકાર દેતાં હતાં, અને તેમના મિત્રો ડાકટર આતમારામ પાંડુરંગ, મી० નારાયણ ગણેશ ચંદાવરકર અને મી० વામન આબાજી મોદક જેઓએ આ મિજલશની ગોઠવણોમાં પેહલેથીજ મદદ આપી હતી તેઓ નોત્રેલા મેહમાનોને આવકાર દેવામાં સામેલ અને હાજર હતા.

મીસ માનિંગ હાનરેબલ મી० જસ્ટીસ સ્કાટ અને તેમનાં બાનુ સાથે ૯॥ વાગતે આવી પુગ્યાં, જેઓને બાગમાં રાખેલાં વાજીંત્રોના બેંડ રાજ ગીતના સરોદથી તથા અગાસી ઉપર ઉભેલી અબળાઓએ પુષ્પોની વૃષ્ટિથી વધાવી લીધાં હતાં. મીસ માનિંગ સાથે આપણી કાઉન્સીલના માજી વડા મેમબર અને એકવારના કામચલાઉ ગવરનર મી० આશબરનરનાં બાનુ મીસિસ આશબરનર, જે તેજ દાહડે ઇંગ્લંડથી આવ્યાં હતાં, તેઓ પણ હાજર હતાં અને પોતાના ઘણાક જુના મિત્રો અને ઓલખીતાંઓની મુલા-કાતની આ તક મળવા માટે ઘણાં ખુશી દીસ્તાં હતાં. યુરોપીયન બાનુઓની સંખ્યા સારી હાજર થઈ હતી, જેઓમાંનાં કેટલાંક તો હિંદુ વિધવા વિવાદ વિષે પોતાનું માન બતાવવાને પોતાના પુરૂષોથી ન બનવા છતાં પોતે એકલાં આવ્યાં હતાં. ઉપલાંઓ ઉપરાંત હાનરેબલ મી० જસ્ટીસ જારડીન અને તેમનાં બાનુ, હાનરેબલ મી० કાશીનાથ ત્રીંબક તેલંગ અને તેમનાં બાનુ, રેવરેંડ ડાકટર મેકીખન અને બાનુ, રેવરેંડ ધનજીભાઇ નવરોજજી અને

દીકરીઓ, ડાકટર આર્નોટ અને બાનુ, ડાકટર મીસ પીચી, મી૦ હામીલટન અને બાનુ, મી૦ પાત્રીક રાયન, મી૦ કરવન, મી૦ ગ્રીફિસ, અને બીજા સાહેબો હાજર હતા. હિંદુ, મુસલમાન અને પારસી ગૃહસ્થો અને બાનુઓની સંખ્યા પણ મકાનને માટે પુરતી હતી. સર્વ મેહમાનો ભેગા મળ્યા પછી મી૦ હોરમજજી મનચેરજી ચીજગરની બેટીએ પિયાનાફોર્ટમાં એક સુંદર શરોદ અને ચાલાકી સાથ વગાડી સંભળાવ્યો. પણ સર્વેનું મુખ્ય ધ્યાન વિધવાવિવાહ કરેલાં જોડાંઓ જે આ મિજલસમાં હાજર હતાં તેમના વચે લાગેલું હતું અને એ ભાગ્યશાળી સ્ત્રી પુરૂષોને ઓળખવા, તેમના સાથ વાતો કરવા તથા તેમની મુલાકાત લેવાને મેહમાનો ઘણા ખુશી દેખાતા હતા. એવાં પુનરલગ્ન કરનારાં છ જોડાં, જેઓ મુંબઇમાં વસેછે તેઓ સઘળાં હાજર હતાં અને તેઓ મેજબાન મી૦ માધવદાસ સુધાં નીચે મુજબ હતાંઃ—

મી૦ માધવદાસ રઘુનાથદાસ અને તેમનાં ધણીયાણી. ગુજરાતી હિંદુઓમાં સર્વથી પેહલા વિધવાવિવાહ કરનાર એઓ હતા.

મી૦ ચતુરભુજ કલ્યાણજી અને તેમનાં ધણીયાણી. ભાટિયાઓમાં પેહલાજ વિધવાવિવાહ એમના હતા.

મી૦ લક્ષ્મણ વિઠલ ભંડારી અને તેમનાં ધણીયાણી. આ બાઇને તેમના મરનાર બાપ તે પ્રોફેસર ભંડારકરના કાકાએ પોતે આગળ રહીને પુનરલગ્ન કરાવી આપ્યાં હતાં.

મી૦ સદાશિવ પાંડુરંગ કેલકર અને તેમનાં ધણીયાણી.

મી૦ બલવંતરાવ ગોવિંદ ગોદબોલે અને તેમનાં ધણીયાણી.

મી૦ ગંગાધર બાળક્રિસ્ણ, એઓનાં ધણીયાણી દેશાવર ગયાંછે.

મી૦ કેખુશરો નવરોજજી કાબરાજીએ આ સુખી જોડાંઓની મીસ માનિંગ સાથ મુલાકાત કરાવી તથા તેઓ પ્રત્યેકને લગતી હકીકત સમજાવ્યા પછી મી૦ માધવદાસની ફરમાસ ઉપરથી મીસ માનિંગનો ઉપકાર માન્યો અને મુંબઇ ઇલાકામાં થયલા પુનરવિવાહ વિષે ટુકમાં કેટલોક ખોલાસો કહી સંભળાવ્યો. મી૦ કાબરાજીનાં એ ભાષણનો તરજુમો હેઠલ આપીયે છીયેઃ—

"મીસ માનિંગ—આ મકાન કે જેની આસપાસ ઘણાક શુભ સંજોગો જોડાયલાછે અને જે મકાન માણુષ જાતીમાં પેલી સર્વથી હિણભાગ્ય, હિંદુ વિધવાની હાલત સુધારવાનાં પવિત્ર કામને ગોયા અર્પણ કરવાથી એ શુભ કાર્ય વિષે મોટી આશા અને કબૂલાત આપેછે, તે મકાનમાં આપણા મેહરબાન મેજબાન અને તેમનાં બાનુ તરફથી તમોને દિલોજાનીભરેલી મુબારકબાદીના થોડાક શબ્દનો કેહવાની મને ફરમાસ થઇછે તે કબૂલ રાખતાં મને મોટી ખુશી ઉપજેછે. હું ચાહુંછું કે મી૦ અને મીસિસ માધવદાસે આ કામ મારા કરતાં કોઈ શક્તિવાન માણસને સોંપ્યું હોત અને હું એક

પારસી બદલ હિંદુઓની સંસારી બાબતોમાં પ્રદેશી સરખો છું તેને બદલે પોતાની હિંદુ કોમનાજ એક ગૃહસ્થને એ કામ સોપ્યું હોત. તે છતાં મી० માધવદાસ અને તેમનાં ધણીયાણીએ આ માનને માટે મને ચુંટી કાહાડવાનું કારણ એકજ છે, અને આટલાબધા માન પામેલા હિંદુ ગૃહસ્થોની હજુરમાં મારો બચાવ પણ એજ છે, અને તોપણ હું મારી જીંદગી સુધી સદા મગરૂર રહું છું એવું તે કારણ છે, તે એજ કે આજ અઢાર વર્ષ ઉપર મી० અને મીસિસ માધવદાસે પુનરલગ્ન કીધાં તે વેળા જે જુજ પુરૂષો એમની ગંભીર સલાહ અને મસલતને માટે મળ્યા હતા તેઓમાંથી એકલો હુંજ જીવતો રહ્યોછું. એક હિંદુ વિધવા સાથના મી० માધવદાસનાં એ લગ્નની યોજના રચવાની ઇનતેજારી ભરેલી મસલતોમાં મુખ્ય ધણી મરનાર કરસણદાસ મુલજી, તે પ્રખ્યાત મહારાજ લાઇબલ કેસના પેહલવાન હતા, કે જેઓની બરોબરિયો સુધારા સંબંધી ખંત અને ઠેમત ખેંચનારો નર હિંદુ સુધારા-વાળાઓમાં હજી કોઇ થયો નથી. તે મસલતોમાં સામેલ બીજો એક હિમતવાન ભાટિયા ગૃહસ્થ હતો, કે જે પણ આજે જીવતો રહ્યો નથી. માટે તે વખતની ઇનતેજારીમાં ભાગ લેનાર મી० માધવદાસ સીવાએ એકલો હુંજ બાકી રહ્યોછું કે જે તે સઘળી ઉલટનું ફળ આજના આ સુંદર મેળાવડા રૂપે જોવાને જીવુંછું. આ મકાનનું નામ, તમે જોયું હશે તેમ, 'પુનરવિવાહ હાલ' એમ આપેલુંછે. એ નામ તેને પછવાડેથી આપવામાં આવ્યુંછે અને તે તેનાં કામ ઉપરથી આપ્યુંછે, કે જે કામની કીર્તિ તેનાં નામની ઘણી અગાઉની છે અને હિંદુ વિધવાઓને પરણાવી આપવાનું પોતાનું કામ મી० માધવદાસે એ મકાનમાં ખરૂં પાડયા પછી લોકોએ તેને માન આપ્યુંછે. મી० માધવદાસ અને તેમની બાનુના ઇનસાફને માટે મારે કેહવું જોઇયે કે તેઓ કાંઇ માત્ર મોહડેથી બોલનારા સુધારાવાળા વર્ગના નથી. તેવણ કાંઇ સુધારાની ફકત હોઠ હીલવવાની પટપટ કરનારા નથી. સંસારી સુધારાનું કામ બોલવાને બદલે કરી બતાવનારા થોડાક સુધારાવાળાઓ, જેઓ અંહી હાજર છે તેમની ટોલીના તેઓ છે. મી० માધવદાસ અને એમના મિત્રો એવું માનનારા છે કે રાજદ્વારી સુધારા અગાઉ સંસારી સુધારાની જરૂર છે અને સંસારી સુધારો એ સઘળા રાજદ્વારી સુધારાનો મુળ આધાર અને પાયો છે. મી० માધવદાસના દાખલાથી તેવણ પછી હિંદુઓના પુનરવિવાહ ઘણા વધ્યાછે અને એમની નકલ કરીને સંખ્યાબંધ પુનરવિવાહ થયાછે, જેમાંના ઘણાક આ મકાનમાં થયાછે અને તેમાંના ઘણાખરામાં મારી અદના સેવા બજાવી હું ભાગ લેતો રહ્યોછું. તેમની આ વખતે યાદ કરતાં ઘણો સંતોષ ઉપજેછે, કાંકે તેમાંના કેટલાંક પુનરલગ્નો કાહાણી સરખા બનાવો અને મુસીબતો વચે થયાંછે. જેમકે મી० અને મીસીસ માધવદાસ પરણ્યાં તેજ વર્ષમાં ભાવનગરથી

એક વિધવા પોતાના ધારેલા ધણીની સાથે અતરે પુનરલગ્ન કરવા આવી હતી. તેઓ મુંબઇમાં તદન અજાણ્યા હતાં અને મી૦ માધવદાસનું નામ સાંભળીને આવ્યાં હતાં. તેઓ એમનાં ઘરની પરપુછ કરતાં હતાં તેટલાંમાં તેમની ધારણા જણાઇ ગઇ, તેનું પરિણામ એ આવ્યું કે તે બાઇને જબરદસતીથી પકડીને મુંબઇથી તરીપાર કાહાડવામાં આવી અને તેને વતન ભાવનગર પાછી પકડી લઇ જવામાં આવી. મી૦માધવદાસને ખબર પડવાથી તેવણે અને તેવણના સુધારા મંડળે ઘણીક મેહનત ચલાવી. પોલીસની મદદ માગી, પણ પોલીસથી કાંઈ બને એવું નહી હતું, માટે સુધારાવાળાઓમાંના એક હિમતવાન પુરૂષે તે બાઇને છોડવી લાવવાનું માથે લીધું અને અંતે તે ઘણીક મુસ્કેલીએ તે બાઇને બચાવી લાવ્યો અને તેનાં મુંબઇમાં ધારેલા ધણી સાથ ફતેહમંદીથી લગ્ન થયાં. તે બાઇને અમે આગગાડીમાં કેટલાક રસ્તા સુધી સામા લેવા ગયા હતા તે દિવસ હજી મને યાદ છે. મી૦ માધવ-દાસનાં લગ્ન પછી બીજે વર્ષે એક બીજી વિધવાનાં શુભ લગ્ન બીજી કેટલીક મુશકેલી વચે થયાં હતાં. તે વિધવા બાઈ જીવકોર અને તેમના ધારેલા ધણી મી૦ લલુભાઇ બંને ભરૂચ પ્રગણામાં શિક્ષકો હતાં. તેમના પરણવાનો વિચાર જાહેર થતાંજ તેમના ન્નાતીલાઓ તે બાઇને જબરીથી પકડી ગયા, તેનું જબરીથી માથું મુડાવી નાખ્યું અને તેને જેમ બને તેમ બદસુરત બનાવી કે જેથી તેના ધારેલા પતિનો મનોભાવ તેના ઉપરથી ઉતરી જાય, પણ તે ધણી તેના તરફની પોતાની વફાદારીમાં હઠી ગયો નહી, જેથી અંતે તેઓ અમદાવાદ જઇને પરણ્યાં અને ત્યાંથી પોતાના નિર્વાહને માટે મુંબઇ આવ્યાં. તેમને પેહલો આશ્રય આપનાર મી૦ માધવદાસ હતા, કે જેઓનાં ઘરમાં આ ભાગ્યશાલી જોડાંએ પેહલપેહલો ઉતારો લીધો તે દાહડાની વાત મને આજ સુધી યાદ છે. એ બાઇને પાછળથી અતરેની એક સરકારી કન્યા-શાળામાં નોકરી મળી કે જયાં તે ફતેહમંદ શિક્ષક દાખલ પ્રખ્યાત થઈ, અને હમણા તેઓ પ્રગણાઓ ખાતે છે કે જયાં તેના ભર્તાર એક મિલમાં વીવિંગ માસ્ટરનું કામ ચલાવેછે. ભાટિયા ન્નાતમાં પેહલવેહલા પુનરવિવાહ કરનારી વિધવા, જે પોતાના ધણી સાથ આજે અંહી હાજર છે અને જેમના સાથ મેં હમણાજ તમારી ઓળખાણ કરાવીછે તેમનાં શુભ લગ્ન સાથ પણ એવીજ રમુજી કાહણી જોડાયલીછે. એ વિધવા પોતાના ધારેલા ધણી સાથ પરણવાને કચ્છથી મુંબઈ આવ્યાં ત્યારે તેમના ઉપર તરેહવાર બોહતાંનો જોડવામાં આવ્યાં, તેમના દેશમાં તેમની મીલકત જપત થવાની ધાસતી ઉભી થઇ અને તેમને ઘણુંક અપમાન ખમવું પડયું. તેમના તરફથી મી૦ માધવદાસે અને એમના મિત્રોએ સત્તાવાળાઓ સાથ ઘણીક મેહનત ચલાવી અને અંતે તેઓનાં લગ્ન મુંબઇમાં પાર પડવા સાથ સઘળાં તોહમતોમાંથી તેઓ ફતેહ-

મંદીથી મુક્ત થયાં. મી૦ માધવદાસનાં લગ્ન પછી પુનરવિવાહના બીજા બે જાણવાજોગ દાખલા અમદાવાદ ખાતે બન્યા હતા, કે જેમાંના પેહલાની વખતે મી૦ માધવદાસ પોતે અમદાવાદ ગયા હતા, અને તે લગ્ન કરવાને જ્યાં બ્રાહમણો પેહલાં બીલકુલ ના પાડતા હતા ત્યાં મી૦ માધવદાસે છુટા હાથે દક્ષણા આપ્યાથી કાયદો એ થયો કે પછી તે લગ્નક્રિયા વિધીપુર્વક કરવાને બ્રાહમણોનો કશો ટોટો પડયો નહી. બીજા દાખલાવાળી વિધવા અમદાવાદની શ્રાવક ગ્નાતની હતી, કે જે લોકો સુધારા સામેના વેહેમોમાં અતિઘણા ઝનુની છે. તે લગ્નમાં મદદ કરનાર મારા મિત્ર રાવબાહદુર ગોપાલરાવ હરિ દેશમુખ હતા, કે જેઓએ લગ્નને દાહડે સઘળી તૈયારી કીધી ત્યારે શ્રાવકોને ખબર પડવાથી હજારો માણસો તે વિધવાનાં ઘેરની આસપાસ ફરી વળ્યા હતા અને તેના ધારેલા ધણીએ લગ્ન કરવાને ડરાવેલા ઘેરમાં ભરાઇ બેસીને રાવબાહાદુર ગોપાળરાવને અરજ વટીક કરવી પડી હતી કે લગ્ન તે દિને મોકુફ રાખવાં. પણ સારાં ભાગ્યે પોલીસની મદદથી એક વગવાળો અમલદાર તે વિધવાને સઘળી હરીફાઇ વચેથી છોડવી લાવવાથી તે લગ્નક્રિયા પરીપૂર્ણ થઇ હતી. મી૦ માધવદાસનાં પુનરલગ્ન પછી આવા દાખલા બીજા ઘણા બન્યાછે પણ તે સઘળા વિગતથી વિસ્તારી હું તમોને રોકી રાખવા માગતો નથી, પણ કાઠીયાવાડમાં ધોરાજીના એક વકીલે કરેલા વિધવાવિવાહને અતરે યાદ કીધા વિના રેહવાતું નથી. તેનાં લગ્નથી તેના જાતભાઇઓ અતિઘણા ગુસે થયા. તે ગુસો તેઓએ તેના સામે સંપ કરીને બતાવ્યો. હિંદુઓએ સંપ કીધો કે તેઓએ તે વકીલને પોતાના કેસ આપવા નહી, પણ શેહરના મુસલમાનો તેની સહાયતાએ આવ્યા. તેઓએ પોતાના સઘળા કેસ એજ વકીલને આપવાનો સંપ કીધો અને તેથી તેનું કામ ચાલ્યું. પણ મી૦ દામોધર, જે આ વિધવાને પરણનાર વકીલનું નામ હતું તેઓએ વખારે સરસ તોર એ શોધી કાહાડયો કે હિંદુઓના કેસ તેઓએ મુફત ચલાવવાનું જાહેર કીધું, જે ઉપરથી હિંદુઓનો સંપ તુટી ગયો. તેઓ મી૦ દામોધરને કામ આપવા લાગ્યા અને આજે તેઓ ધોરાજીમાં એક ફતેહમંદ વકીલ ગણાયછે. મી૦ માધવદાસનાં લગ્ન પછી આવાં ઘણાં જોડાં સુખી થયાંછે. આવા સંસારી સુધારાઓને માટે તમો મીસ માનિંગ, ઇંગ્લંડમાં કેટલી સેવા બજાવોછો તે મી૦ અને મીસીસ માધવદાસ આજ સુધી વાંચીને ઘણું જાણતાં હતાં, પણ તેટલા ઉપરથી તમોને નજરે જોવાની તેમને ઘણી ઉત્કંઠા હતી અને આજે તમારાં દર્શન રૂબરૂમાં થયાંછે. તમારાં માનને માટે આ મિજલસ કરવાની સુચના મેં મી૦ માધવદાસને જેવી કીધી તેવીજ તેઓએ કબૂલ રાખી તેથી હું તેવણનો આભારી છું. તેથી પુનરવિવાહનું કામ કેટલું વધેલું છે તે જાણવાની તમોને તક મલીછે. મી૦ માધવદાસનાં

લગ્ન પછી ગુજરાતી હિંદુઓમાં ૨૧ પુનરલગ્ન થયાંછે—બીજાં પાંચ છની નોધ રહી નથી તે જુદાં—અને મરાઠી હિંદુઓમાં ૨૧ પુનરવિવાહની સંખ્યા થઇછે. મી૦ માધવદાસના પેહલવેહલા પુનરવિવાહ થયા તેની ફતેહની મોટી ખુબી ધણી ધણીયાણી બંનેની આબરૂ અને સંસારી પદવીમાં છે. તેઓ પોતાની નાતમાં ઘણા ઉંચાં ખાનદાનના છે અને લોકોમાં પોતાની આબરૂથી તેમજ પૈસાનાં બળથી તેઓ ન્યાતના જુલમની સામે ટકી શકયાંછે એટલુંજ નહી પણ તેથી બીજાઓને દાખલો લેવાને પણ ફાવતું થયું છે. તેમના ઉંચાં કૂલની સાબેતી એટલીજ બસ થશે કે મી૦ માધવદાસનાં ધણીયાણી મી૦ વરજીવનદાસ માધવદાસની ભત્રીજી થાયછે અને સર મંગલદાસ નથુભાઇની એક પીતરાઇ થાયછે. મી૦ વરજીવનદાસ "વેસ્ટફીલ્ડ" ની તે મોટી જગ્યાના માલેક છે કે જયાં તમોને ગયા શનિવારે એક ઘણી પ્રકાશિત મિજલશે માન આપ્યું હતું. તેમનાં કુટુંબમાંથી આ વિધવાવિવાહ થયાથી એ શુભ સુધારાને વધારે મોટો ટેકો થયોછે. મીસ માનિંગ, તમારી આ દેશ ખાતે પધરામણીથી એક મોટો લાભ એ થયોછે કે ન્યાતના આવા શેઠિયાઓ તમોને માન આપવામાં સામેલ થયાછે, તેથી તેઓએ સુધારા સંબંધી પોતાની વર્તણુકમાં એક નવો સફો ઉથલાવ્યોછે એમ કેહવાશે. તમે ઇંગ્લંડ જનારા દેશીઓને તમારા દેશમાં બનતું ઉતેજન આપોછો. અંહી તેઓ ઇંગ્લંડથી આવ્યા પછી આ શેઠિયાઓ તેમને ન્યાતબાહાર મેલેછે. પણ અમે જોઇયે છીયે કે તે દિવસે તમોને મુબારકબાદીનો જે માનપત્ર આપવામાં આવ્યોછે તે ઉપર આ શેઠિયાઓએ પોતે સહીઓ કીધીછે. આ માનપત્રમાં સંસારી સુધારાને માટે તમોને ઘણીક શાબાશી આપીછે. તેવાં માનપત્ર ઉપર આ શેઠિયાઓએ સહી કીધાથી એવું ઠરેછે કે સંસારી સુધારાની તરફેણમાં તેઓના વિચારોએ એક નવી વળાણ લીધીછે અને તેથી આશા રાખવામાં આવેછે કે તેઓના વિચારો જલદીથી એટલા સુધરશે કે અગર તેઓ ઘણું નહી તો એટલું કરશે કે બિચારી દુખી વિધવાઓ ઉપર જુલમાત ઓછો ગુજારશે.

એ પછી મી૦ કાબરાજીએ મી૦ માધવદાસની તરફથી આજસુધીમાં પુનરલગ્નો કરનારાં જોડાંઓની ભેગી તસવીરોનાં "ગૃપ" ની આરસીઓ ભેટ આપી. મી૦ કાબરાજીએ કહ્યું કે આ સઘળાં જોડાંઓ આજની મિજલશમાં એકઠાં થઇ શકયાં નથી તેથી મી૦ માધવદાસ દિલગીર છે. પણ તે નહી બને એવું છે કાંકે એ સઘળાં જોડાં મુંબઇ ઇલાકાના જુદા જુદા ભાગોમાં વીખરાઇ ગયાંછે. પણ એક શુભ પ્રસંગ એવો બન્યો હતો કે જયારે એ સઘળાં જોડાં મુંબઇમાં આજ મકાનમાં ભેગાં થયાં હતાં, તે પ્રસંગ મી૦ માધવદાસની દીકરીનાં લગ્નનો હતો, અને તે તક લઇને તેઓ સર્વની આ ભેગી તસવીર ઉતારી લીધી હતી. વળી મી૦ કાબરાજીએ મી૦ માધવદાસે

લખાવીને છપાવેલાં ચોપાનિયાંની એક નકલ મીસ માનિંગને ભેટ આપતાં ખોલાસો કીધો કે પુનરવિવાહના સવાલ ઉપર મારા મિત્ર મી૦ મલબારીની આગેવાનીથી જે તકરાર જાગીછે તેની તક લઇને મી૦ માધવદાસે આ ચોપાનિયું લખાવ્યું હતું. મી૦ મલબારીથી જાગેલી તકરારે પુનરવિવાહના સવાલ ઉપર ચાલતી વાતમાં નવો વધારો કીધોછે, પણ તેથી એક મોટો ફાયદો એ થયોછે કે મી૦ મલબારીથી આખાં હિંદુસ્તાનમાં ભારી ચર્ચા ઉશ્કેરાઇછે અને તેમાંથી નવું એ બન્યુંછે કે પુનરવિવાહને આગળ વધારવામાં ધારાની મદદ કેટલી હદ સુધી લેવાઈ શકાય તે વિષે બહુ તપાસ ચાલેછે. એ તકનો લાભ લઈ મી૦ માધવદાસે આ ચોપાનિયું બાહાર પાડયું હતું એમ કહી તે બાહાલ રાખવાની મી૦ કાબરાજીએ મીસ માનિંગને અરજ કીધી.

આરશીઓ અને ચોપાનિયું કબૂલ રાખ્યા પછી મીસ માનિંગે નીચે મુજબ જવાબ દીધો :—

"હું મી૦ અને મીસિસ માધવદાસનો, મી૦ કાબરાજીનો તથા બીજા મિત્રોનો મોટો આભાર માનુંછું કે જયાં આટલાબધા વિધવાવિવાહ થયાછે તેવે ઠેકાણે હાજર થવાની મને આ તક આપવામાં આવીછે. વિધવાવિવાહના સવાલે ઇંગ્લંડમાં ઘણા દોસ્તોનાં મન રોકયાંછે અને તેઓમાં ઉલટ ઉશ્કેરીછે. વિધવાવિવાહ થયલાનો મી૦ કાબરાજીએ જે હેવાલ કહ્યો તે મને ઘણો ગમ્યો છે. આ વિવાહ કરનારાઓ ઉપર જે સતાવણીઓ ચલાવવામાં આવીછે અને લાગતાવળગતાઓએ જે હિમત અને આપએખતિયારી દેખાડીછે, તેનાં, હું આશા રાખુંછું કે વેહળાં ફળ ઉગશે, અને હવે પછી વિધવાવિવાહ કરવામાં સંકટો ઓછાં થશે. ઇંગ્લંડમાં મારા ઘણા મિત્રો હિંદુઓના વિધવાવિવાહને માટે ઘણી કાલજી ધરાવેછે અને તેઓ ખરાં દિલથી ચાહેછે કે વિધવાઓની દશા જે બચીત બહુ દુઃખ ઉપજાવનારીછે તેમાં જલદી સુધારો થાય અને આવાં ઘણાં જોડાં સંધાય. તમે પરણેલાં જોડાંઓના જે ફોટોગ્રાફ ભેટ આપ્યાછે તે હું મોટી ખુશી સાથ કબૂલ રાખુંછું અને તમારો ઉપકાર માનુંછું. પરણીને સુખી થયલી વિધવાઓની તસવીર ઇંગ્લંડમાં હું મારા મિત્રોને દેખાડીશ અને તેઓ તે જોવાથી ઘણાજ ખુશી થશે. તેમજ તમે મને જે ચોપાનિયું આપયુંછે તે પણ હું બાહાલ રાખુંછું. તેમાંના વિચારો હું સઘળાં ધ્યાનથી વાંચીશ. એકવાર ફરીથી કહુંછું કે હું અતરે આવીછું ત્યારથી તમે મારા ઉપર જે મેહરબાનીઓ બતાવીછે તેને માટે હું તમો સર્વનો આભાર માનુંછું."

આટલું કામ થઈ રહેવા પછી મિજલશમાંની કેટલીક પારસી અને હિંદુ બાનુઓએ મળીને પિયાનાફાર્ટનાં વાજાં સાથ એક ગરબી હાથની તાલીઓ

સાથ સુંદર ઢબે ગાઈ સંભળાવી અને પછી સઘળા મેહમાનો મિષ્ટાનોની બીછાવેલી ટેબલ ઉપર ખાનપાન કરવા ગયાં, જયાંથી પાનગુલાબ સાથે રાતના ૧૧ાા કલાકે મિજલશ બરખાસ્ત થઈ.

રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશ, તા૦ ૨૫ મી નવેમબર ૧૮૮૮.

---

## હિંદુ વિધવાઓના પુનરવિવાહ વિષે ખરો સુધારો કરનાર કોણ છે?

(ટાઇમ્સ આફ ઇંડિયા ઉપરથી.)

મીસ માનિંગ સંસારી સુધારાઓ વિષે જે તજી ઉલટ રાખેછે તે ઉપરથી એમની મુલાકાતને માટે મી૦ માધવદાસ રૂઘનાથદાસનાં નોત્રાંને માન આપીને યુરોપીયન અને દેશી બાનુઓ અને ગૃહસ્થોની એક મોટી સંખ્યા ગીરગામ ખાતેનાં તેઓનાં ઘરમાં ગયા બુધવારને દિને ભેગી મળી હતી. મરનાર મી૦ કરસનદાસ મુલજી પછી હિંદુઓના સંસારી સુધારકોમાં મી૦ માધવદાસ એક પેહલા અને આગેવાન છે અને પોતાની કોમના લોકોમાં વિધવાવિવાહને મુખ્ય આગળ વધારનાર છે. પોતાના વેહમી ન્યાતીલાઓમાં સંસારી સુધારાની ચહડતી કરવાનાં કામમાં મી૦ માધવદાસે આજ ઘણાં વર્ષો થયાં ઘણા ભોગ આપેલા તથા બનાવના કાલચક્રમાં ઘણાં સંકટો ધીરજથી અને હિમતથી સહન કરેલાં જાણીતાં છે. એક રતલ શિખામણના કરતાં એક ઔંસ દાખલો આપેલો બેહતર છે, એ કાનુન ઉપર અમલ કરીને પોતાની ગ્નાતની એક આબરૂદાર વિધવાને પેહલાવેહલા પરણનાર મી૦ માધવદાસ હતા, તથા બોહલી હિંદુ પ્રજાના નીતિ તથા સંસાર સુધારા સામે જે ગ્નાતી બંધણની બેડીઓની બાધ નડયા કરતી તે બાધને દુર કરવામાં એઓ ફતેહ પામ્યા હતા. જેખી વિધવા પોતાનું વિધવાપણું ત્યાગીને કેળવાયલા હિંદુઓ સાથ પરણેલા સંસારનું સુખ ભોગવવા ચાહતી હોય તે વિધવાને આશ્રય આપવા માટે મી૦ માધવદાસનું મકાન આજ વર્ષો થયાં એક આશ્રમસ્થાન છે. વિધવા વિવાહના હિમાયતીઓને એ ગ્રહસ્થ સંસારી તેમજ નાણા સંબંધી ટેકો આપતા રહયાછે અને ઘણીક વિધવાઓને જીંદગી સુખીના ભાગિયા પુરા પાડીને મી૦ માધવદાસે તેમના ઘટતા આશિર્વાદ જીતી લીધાછે. માટે જે સુધારાનું કામ મીસ માનિંગનાં જીગરની નજદીકમાં છે તે કામમાં આખી જીંદગી ગુજારનાર અને પોતાના પસીનાની મેહનતથી મેલવેલા પૈસાનો મોટો ભાગ આપનાર એવા એક માણસે આ નોત્રું દેવાથી મીસ માનિંગને ઘણીક ખુશી ઉપજીછે.

---

(મુંબઈ ગેઝેટ ઉપરથી.)

મુંબઈ ખાતેના પોતાના પ્રવાસની જે ઘણીક ખુશનુમા યાદગારીઓ મીસ માનિંગ પોતાની સાથે લઈ જશે, તેઓમાં મી૦ અને મીસિસ માધવદાસ રૂઘનાથદાસે ગયા બુધવારની રાત્રે ગીરગામનાં પોતાનાં મકાનમાં બોલાવેલી મિજલશ કાંઈ ઓછી સંતોષકારક ગણાશે નહી. એ મકાનનું નામ "હિંદુ પુનરવિવાહ હાલ" કરીને આપેલુંછે. મી૦ માધવદાસ એક શુદ્ધ મુલના સંસારી સુધારાવાળા છે. જે વખતે હિંદુ વિધવાઓના વિવાહ સામેના વેહેમો હાલ કરતાં વધારે મજબુત હતા તે વખતે ગુજરાતી હિંદુઓમાં મુંબઈમાં એક વિધવા સાથ લગ્ન કરવાની હિંમત ચલાવનાર એઓજ પેહલવેહલા હતા. તે વખત પછી નિરાશ્રિત અને અનાથ હિંદુ વિધવાઓ જેઓ પુનરલગ્ન કરવા માટે પોતાનાં સગાંઓ તથા ન્યાતીલાંઓના જુલમાત અને સતાવાણીઓમાંથી નહાસી આવી હોય તેમને આશ્ર આપનારા ઉતારા લેખે મી૦ માધવદાસનું ઘેર સદા ખુલ્લું રહ્યુંછે. એવાં ઘણાં સુખી જોડાંઓ એ ઘરમાં બંધાયાંછે, કે જેઓની લગ્નક્રિયા વગેરે કામ પાછળ મી૦ માધવદાસને આજ સુધી ૩૭૦૦૦ ની રકમ ખરચવી પડીછે અને એ ઘરમાં એ લગ્નો વર્ષોવર્ષ વધારે મોટાં મિત્ર મંડળ હજુરમાં થવા લાગ્યાંછે. જ્યારે એક હાથ ઉપર મી૦ માધવદાસે પોતાની સરેસ્તાની સાદી અને ગુપચુપ રીતે પોતાનાં ધારેલાં સુભ કામને પોતાના દાખલાથી અને ટેકાથી આગળ વધારવાને ઘણું કીધુંછે, ત્યારે એ વિષય ઉપર બોલતાં આ વાત ભૂલી જવાય એવી નથી કે હિંદુસ્તાનની આ બાજુએ પુનરવિવાહની હીલચાલને ઉભી કરવાનું માન એક મરાઠા હિંદુ, વિષ્ણું શાસ્ત્રીને ઘટેછે, કે જેઓએ એ વિષે ચાલાકીભરેલી ચારવણી ચાલુ રાખી હતી, અને પોતે એક વિધવા સાથ લગ્ન કરીને બતાવી આપ્યું હતું કે પોતાનાં અંતઃકરણ પ્રમાણે ચાલવાનું એમનામાં સમર્થ હતું.

---

( ઇંડિયન સ્પેક્ટેટર ઉપરથી. )

મીસ માનિંગને મળેલી પાર્ટીઓમાં, કામજોગી નજરે તપાસતાં, સર્વથી નોંધી લેવાજોગ પાર્ટી મી૦ માધવદાસ રૂઘનાથદાશે પોતાનાં વિધવાઓના આશ્રમમાં આપી તે હતી. અને તે સાંજની પરોણાગતને લગતી મદદનું કામ મી૦ કે. ન. કાબરાજી કરતાં કોઇ વધારે અનુકુલ હાથમાં મુકી શકાત નહી. મી૦ કાબરાજી આ વખતે એક પારસીના કરતાં હિંદુના સુધારક લેખે વધારે બોલ્યા હતા. જે કામના તેઓ આવા સદાના અને ખંતી હિમાયતી છે, તે કામને માટે આ મિજલશમાં વધારે અનુભવી બોલનાર પણ મળી શકત નહી. તેવણે જે આગલી વાતોનો હેવાલ કહી સંભળાવ્યો, તે, જે

કામ બજાવવાનો મી૦ માધવદાસે પોતાનો ખાસ હક બતાવ્યોછે તેવાં કામ કરનારાને માટે ઘણી દુઃખ ભરેલી ઉલટનો હેવાલ છે. પણ ખરેખરો સુધારો કરી બતાવવાને મી૦ માધવદાસના જે જાતભાઇઓના હાથમાં વધારે સારી જોગવાઇઓ છે, તેઓમાં ઇશ્વર કરેને એ આગલી વાતોની યાદથી ઉદ્યોગ ભેળી આશા પેદા થાય! આપણા "પ્રકાશ અને આગેવાની" વાળા ગૃહસ્થો જેઓ કેળવણી, પદવી અને દ્રવ્યના બળ છતાં પોતાની આખી જીંદગી સુધી નીતિ સંબંધી મુશ્કેલીમાં જીવવાને સબુરી પામેછે તેઓની મુકાબેલે આ એક ગરીબ, અભણ વાણીયાની કારકીર્દિ કેવું ઉલટુંજ પણ ખુશીકારક ચિત્ર રજુ કરેછે! અંહી એક હિંદુ છે, કે જેણે કેળવણી વગર, વગવશીલા વગર, ન્યાતના સર્વ જનુનીઓને તુચ્છકાર્યાછે, અને ન્યાતના શખતમાં શખત જુલમાતની સામે જીત મેલવીછે. મી૦ માધવદાસે પોતે દાખલોજ માત્ર આપ્યો નથી પણ બીજાઓને તે દાખલા ઉપર ચાલવામાં મદદ આપીછે. આ વાત જાણવાજોગ છે કે મી૦ માધવદાસના દાખલા ઉપર ચાલનારા સઘળા નહી તો ઘણાખરા શખસો કાંઇ કેહવા જોગી ઇંગ્રેજી કેળવણી પામેલા નથી. બચીત જે કામ મી૦ માધવદાશે આ ત્રીશ વર્ષમાં બજાવ્યુંછે તે કામ આપણો કોઇ પણ હિંદુ ગ્રાડુયેટ એ કરતાં ઓછા વખતમાં અને વધારે શેહલાઇથી બજાવી શકે એવું છે; કાંકે જ્યારે આ સાદા હિંદુ સુધારકને પોતાનાજ સાધનો અને પોતાનીજ જોગવાઇઓના આધાર ઉપર રેહવું પડયુંછે, ત્યારે આજના વખતના કેળવાયલા હિંદુઓ જો એ કામ માથે લેય તો દેશીઓ અને યુરોપીયનોની મોટી મદદ તેઓ મેલવી શકે એટલુંજ નહી પણ જુલમાત સહન કરનારાઓને અભ્યાસ તથા કેળવણી જે ધીરજ આપેછે તે પણ તેઓ ભોગવી શકે એમ છે. પણ તેમ ચાલવાની જાહેર હિમત કયાંછે? જ્યાં અંતઃકરણની લાગણીજ સેજ માત્ર છે ત્યાં જુલમાતની સામે અંતઃકરણનો બલવો જે યુરોપની આપણા ઉપર ચહડતી કહી આપેછે તેની વકી રાખવીજ બેજા છે.

---

૩.

## મારી વિરૂધમાં ન્યાતનાં શેવટનાં પ્રાંપ્રાં.

અમારી સામે અમારી ન્યાતના શેઠિયાઓએ અને તેમનાં પુછડાંઓએ કરેલા અનેક પ્રપંચોમાં જયારે તેઓ ફાવ્યા નહીં ત્યારે તેઓ છેવટે કેવા રસ્તા ઉપર આવ્યા અને શેઠાઇની શોભા જાળવવા માટે કેવાં ફાંફાંમાં આવી પડયા તે "રાસ્ત ગોફતાર" પત્રમાં છપાયલાં નિચલાં ચર્ચાપત્રો ઉપરથી વાંચનાર પિછાની લઇ શકશે:—

## કપોળ જ્ઞાતમાં એક કાગનો બનાવી દીધેલો વાઘ.

રા૦ ગો૦ તથા સ૦ પ૦ ના અધિપતિ જોગ—

સાહેબ, વાત જોશો તો કાંઇજ નથી પણ ફક્ત પોતાના બલતરાંને લીધે હમારી કપોળ જ્ઞાતના શેઠ વરજીવનદાસ માધવદાસ અને તેમના દીકરા શેઠ ત્રીભોવનદાસ વરજીવનદાસે આજ કેટલાક દીવસ થયા એક કાગનો વાઘ બનાવી દીધોછે; અને આખી કપોળ વાણીઆની ન્યાતમાં ફીતનો ઉભો થવા દીધોછે; અને ન્યાતમાં હડતાલ પાડીછે, ન્યાતનાં જમણ અને હોળીની ઉજાણીઓ બંધ પાડીછે, અને એ સઘળું શા માટે? હમારી કપોળ જ્ઞાતમાં પેહેલવેહેલા પુનર્વિવાહ શેઠ માધવદાસ રૂગનાથદાસે શેઠ વરજીવનદાસ માધવદાસનાં ભત્રીજી બાઇ ધનકોર સાથે કર્યાં તે વાતને આજ ૧૮ વરશ થયાં પછી હમણા તેઓએ એ વાત નવેસરથી જગાડીછે અને શેઠ માધવદાસને ન્યાત મારફતે સતાવવાની એક નવી તક હાથ લીધીછે. એ બીના તમારા વાંચનારાઓને જાણવાજોગ હોવાથી ટુકમાં નીચે દર્શાવાની રજા લઉંછું.

હમારી કપોળ જ્ઞાતમાં પુનર્લગ્ન કરવાનો રિવાજ નથી માટે શેઠ માધવદાસે ન્યાત રિવાજથી ઉલટી રીતે પુનર્લગ્ન કર્યાંછે તેથી હમારી કપોળ ન્યાતે આજે અરાડ વરસ ઉપર મી૦ માધવદાસને ન્યાતબહાર મુકયા હતા. તેનાં લખતમાં એટલીજ સરત કરેલી હતી કે મજકુર માધવદાસ સાથે કોઇબી કપોળ વાણીઆએ ખાવા પીવાનો વ્યવહાર કરવો નહી; તથા શરીર સંબંધ એટલે દીકરી દીકરો લેવા દેવાનો વ્યવહાર કરવો નહી; તે શિવાય બીજી કાંઇબી સરત કરેલી નથી તેમજ તેથી કાંઇબી વધારે સરત કરવાની ન્યાતને સત્તા પણ નથી. તેમ છતાં આટલી સરતનું લખત પણ આજ દીન સુધી ન્યાતના શેઠીઆઓએ છુપાવી રાખેલુંછે. ઘણાએક ન્યાતીલાઓ તો હજી સુધી જાણતાંબી નથી કે મી૦ માધવદાસને કેવી સરતથી ન્યાતબહાર મુકવામાં આવેલાછે.

હવે હાલમાં હમારી ન્યાતમાં ફીતનો જગાડવાનું કારણ નીચે મુજબછે:—ગયા ફાગણ મહિનામાં મી૦ પ્રાણજીવનદાસ વાઘજીનાં દીકરાનાં લગ્ન હતાં તેના વરઘોડાની મીજલસમાં મી૦ પ્રાણજીવનદાસ વાઘજીએ પારસી, ઇંગ્રેજ, મુસલમાન વગેરે ગ્રહસ્થોને પોતાને ત્યાં મીજલસમાં બોલાવ્યા હતા, તેજ મુજબ મી૦ માધવદાસને પણ પોતાને ત્યાં ફક્ત સાજનના વરઘોડામાં બોલાવ્યા હતા. એ કામ શેઠ વરજીવનદાસ અને તેમના દીકરાથી દેખી શકાયું નહી. એટલે તે પછી તરતજ હોળીનો હીંગામ આવેલો હતો. તે હીંગામ ઉપર એકદમ ન્યાતમાં હડતાલ પાડી, મી૦ પ્રાણજીવનદાસને ગભરાવવાની તજવીજ ચાલી. તેઓએ ઠરાવ્યું કે મી૦ પ્રાણજીવનદાસ જો માફ માગે, અગર દિલગીરી જણાવે, તોજ ન્યાતનાં જમણ ચાલુ કરવાં, નહી તો નહી. હવે જાહેર રીતે ન્યાત બોલાવી મી૦ પ્રાણજીવનદાસને શિક્ષા કરવાની એ બાપ દીકરા શેઠીઆઓમાં

શક્તિ નથી, માટે ખાનગી રીતે બીજા થોડાક ન્યાતીલાઓ સાથ એકસંપ થઈ મી૦ પ્રાણજીવનદાસને દબાણ કરવાની તજવીજ ચાલુ રાખીછે અને ન્યાતની ઉજાણીઓ અને જમણો બંધ કીધાંછે તે આ જાતનું એક દબાણ છે.

હવે મારે કપોળ ભાઇઓને વિનંતિ કરવાની કે એ શેઠીઆઓનાં હથીઆર કોઇએ બનવું નહી. અને પોતાનાં કુટુંબી બલતરાંથી એ શેઠ ન્યાત જમાડવાની રજા જો નહી આપે તો, એ શેઠીઆઓની શેઠાઈ છિનાવી લઇને બીજા કોઈ લાયક ગ્રહસ્થને આપો. અગર નહી તો શેઠ મંગળદાસને શેઠાઇ સોંપી દો. એટલે ન્યાતમાંથી કુસંપ દૂર થાય.

મારે કબુલ કરવું જોઇએ કે મી૦ માધવદાસે વિધવા સાથે લગ્ન કર્યાં તે ન્યાત રિવાજથી ઉલટું છે તે છતાં ન્યાતમાં રહીને ન્યાતીલાઓ જે કાંઈ ખરાબ કામો કરેછે તેવું કાંઇ માધવદાસે ખોટું કર્યું નથી. એક કપોળ વાણીઓ એક કપોળની વિધવા સાથે ગાંધર્વવિવાહ એટલે છુપાં લગ્ન કરીને રહેલોછે. તેમજ એક બીજો કપોળ વાણીઓ એક હલકી જાતીની એટલે શુદ્રજાતીની સ્ત્રી સાથે ઘર માંડીને રહેલોછે. અને એક કપોળ શેઠીઆનો સાલો તો એક મરાઠણ સ્ત્રીની સાથે ઘર માંડી બેઠેલોછે. તેમ છતાં તે સર્વે કપોળો ન્યાતથી બહાર થયલા નથી, પણ ન્યાતની અંદર રહેલાછે. કારણ કે તેમાંના કોઇએબી કોઇ શેઠીઆની સગી સાથે ઘર માંડયું નથી. ફકત મી૦ માધવદાસનો મોટામાં મોટો ગુન્હો એટલોજ થયો કે શેઠ વરજીવનદાસની ભત્રીજી સાથે તેઓએ પુનર્લગ્ન કર્યું. એમ જો નહીં કર્યું હોત અને કોઈ બીજી કપોળ વાણીઆની વિધવા સાથે પુનર્લગ્ન કર્યું હતે તો હાલમાં શેઠ વરજીવનદાસે અને તેના દીકરાએ કપોળ વાણીઆની ન્યાતમાં કુસંપ ઉભો કર્યોછે તે કરતે નહીં અને તેમ કેહવાનાં મારી પાસે મજબુત કારણો છે. પેલા પરાગજી લાલજી નામના કપોળ વાણીઆએ બાઈ શામકોર નામની કપોળ વાણીઆની વિધવા સાથે પુનર્લગ્ન કર્યાં હતાં; તેમજ પેલા મી૦ વનમાળી લાધા મોદી નામના કપોળ વાણીઆએ એક દક્ષિણી બ્રાહ્મણની વિધવા સાથે પુનર્લગ્ન કર્યાંછે; તો મને કોઇ પણ મેહેરબાની કરીને કપોળ વાણીઓ બતાવી શકશે કે તેઓને કયાં વરસમાં અને કયા મહિનામાં અને કઈ તારીખે કપોળની ન્યાત ભેગી મળી અને ન્યાતબહાર મૂકવાનો ઠરાવ કરેલોછે. હું હિમતથી કહુંછું કે કોઈજે દિવસે નહીં. એકલા મી૦ માધવદાસનીજ સામે આ રીતનો ઉઠાવ્યો તે એટલાજ માટે કે તેઓએ મી૦ વરજીવનદાસની ભત્રીજી સાથ પુનરલગ્ન કર્યુંછે.

શેઠ વરજીવનદાસ અને તેમના દીકરા શેઠ ત્રીભોવનદાસ અને શેઠ હરકીસનદાસ કે જેઓ ઇંગ્રેજો આગળ સુધારાનું મોટું ડોળ ઘાલેછે. તેઓએ યાદ રાખવું જોઇએ કે ચોટીઓ દીવે કાંઇ વેર વળતું હશે !

લા૦ સેવક **એક ઘોઘારી કપોળ ઠાકોર.**

(રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશ,—તા૦ ૨૩ મી જુન ૧૮૮૯.)

## કપોળ વાણીઆની ન્યાતમાં હુસવાસરઓ ટંટો.

રા૦ ગો૦ તથા મુ૦ પ્ર૦ ના અધિપતિ જોગ—

સાહેબ, મી૦ માધવદાસ રૂગનાથદાસ નામના એક હમારી ન્યાતના હિમ્મતવાન ગ્રહસ્થે આજે અરાઢ વર્ષ ઉપર, શેઠ વરજીવનદાસ માધવદાસનાં ભત્રીજી બાઈ ધનકોર નામની બાળ વિધવા સાથે પુનર્લગ્ન કર્યાં ઉપરથી છેક હમણાં શેઠ વરજીવને તથા તેમના પુત્ર શેઠ ત્રીભોવને જે ખટપટ જગાડીછે, તે વિષે તમારા તા૦ ૨૩ મીના પત્રમાં એક ચર્ચાપત્રીએ જે હેવાલ આપ્યોછે, તે ઘણો અધુરો છે. એ લખનારે એકલા મી૦ માધવદાસ સામે જગાડેલી ખટપટનેજ જાહેરમાં આણીછે પણ એ ખટપટનો એક બીજો અને એકસરઓ હસવાસરઓ ભાગ હજી જણાવવાનો રહ્યોછે તે હેઠલ લખી જણાવવાની રજા લઉંછું.

મી૦ માધવદાસ રૂગનાથદાસના જમાઈ મી૦ રણછોડદાસ પરમાનંદદાસ વ્હોરા, મી૦ માધવદાસની મરનાર પેહેલી બાયડીના પેટની દીકરીની સાથે પરણેલાછે, તેઓ મેડીકલ કાલેજમાં વૈદકનો અભ્યાસ કરેછે, ને તે અભ્યાસમાં પાંચ વર્ષ પુરાં કરેલાંછે. હવે થોડા દિવસ ઉપર મી૦ હરચંદ પ્રેમજી નામના એક કપોળ વાણીઆની દીકરીનાં લગ્ન હતાં, તેથી તેઓને ત્યાં માંડવામાં નાચની બેઠક હતી, તે નાચની બેઠકમાં મી૦ હરચંદ પ્રેમજીએ પારસી, ઇંગ્રેજ, મુસલમાન અને કાલેજના યુરોપીયન પ્રોફેસરોની સાથે મી૦ રણછોડદાસને પણ નાચની બેઠકમાં આવવાને નોતરાનો કાર્ડ મોકલ્યો હતો, તેને માન આપી મી૦ માધવદાસના એ જમાઈ મી૦ હરચંદ પ્રેમજીને ત્યાં ગયા હતા. તેથી શેઠ વરજીવનદાસ માધવદાસના કુટુંબવાળા કહેછે જે મી૦ હરચંદ પ્રેમજીએ પણ અપરાધ કર્યોછે માટે જેમ મી૦ માધવદાસને ફકત સાજનની મિજલશમાં નોતરવા માટે મી૦ પ્રાણજીવનદાસ વાઘજી પાસે તેઓ માફ મંગાવવા નિકલ્યાછે તેમજ તેની સાથે મી૦ હરચંદે પણ માફ માંગવી જોઇયે, નહી તો મી૦ હરચંદને ઘેર પણ કોઇએ નોતરાં દેવાં નહી, એવો વિચાર શેઠ વરજીવનદાસના કુટુંબવાળા ધરાવેછે.

હવે ઉપલો હસવાસરઓ મામલો ઉભો કરવાનું માન હું શેઠ વરજીવનદાસ માધવદાસને અને તેના દીકરા શેઠ ત્રીભોવનદાસ વરજીવનદાસને અને શેઠ રૂઘનાથદાસ ગોપાલદાસને આપવા માંગુંછું અને તેમ કરવાનું મારી પાસે કારણ છે.

ઉપલો હસવાસરઓ "અપરાધ" મહા મહિનામાં બન્યો હતો, તે વખતે કપોળ વાણીઆની આખી ન્યાતમાં કોઇને બી એમાં કાંઇબી અપરાધ થયલોછે એમ લાગ્યું નહી હતું. તેથી કપોળની આખી ન્યાતે એક મહિના સુધી

કાંઇબી વાંધો લીધા વગર મી० પ્રાણજીવનદાસ સાથે તથા મી० હરચંદ પ્રેમજી સાથે છુટથી ખાવા પીવાનો સર્વે વ્યવહાર ચાલુ રાખ્યો, અને ઉપલા બે ગ્રહસ્થોનાં કુટુંબે પણ એક મહિના સુધી આખી ન્યાતમાં ઘણા લોકોની સાથે ખાવા પીવાનું ચાલુ રાખ્યું હતું; અને સર્વે ન્યાતીલાઓએ પણ તેડાં નોતરાં ઉપલા બે ગ્રહસ્થોનાં કુટુંબ સાથે ચાલુ રાખ્યાં હતાં.

હવે હોળી નજીક આવી તે વખતે એક બે ન્યાતીલાઓને ન્યાત જમાડવાની હતી. તેઓ શેઠ ત્રીભોવનદાસ વરજીવનદાસ પાસે સરેસતા પ્રમાણે ન્યાત જમાડવાની રજા લેવા ગયા, તે વખતે એ શેઠિઆએ વાંધો ઉઠાવ્યો કે આ બે ગ્રહસ્થોએ ન્યાતમાં જે ગોટાળો કરી નાખ્યોછે તેઓનો કાંઈ નિકાલ ન્યાતીલાઓ લાવે નહી ત્યાંસુધી હમે કોઇને ન્યાત જમાડવાની રજા આપી શકતા નથી. રજા લેવા જનારાઓ ગભરાયા કે અપરાધ શો થયો ? તેમને જણાવવામાં આવ્યું કે એક જણે માધવદાસને વરઘોડાનાં સાજનમાં અને બીજાએ તેમના જમાઇને નાચની બેઠકમાં નોતર્યા તે મોટો અપરાધ થયો. જોકે હોલી આવી ત્યાંસુધી એટલે એક મહીના સુધી તો તેઓએ આ સવાલ ઉઠાવ્યો નહી અને પોતે તથા ન્યાતીલાઓએ વેહવાર જેમનો તેમ ચાલુ રાખ્યો, પણ આ હોલીની તકે એમ કરી તેઓની ન્યાત જમાડવાની બંધ રખાવી.

હમારા ન્યાતના લોકો હોળીના દિવસો ઉપર આખી ન્યાતની ચાર ઉજાણીનાં જમણ કરેછે. ચાર દિવસ સુધી તે વાસ્તે, ન્યાતના લોકો એ શેઠિઆઓને પુછવા ગયા તો તેને ના પાડવામાં આવી કે આ વરસે હોળીની ઉજાણીની ન્યાતો જમાડાશે નહીં. મી० પ્રાણજીવનદાસ વાઘજીએ અને હરચંદ પ્રેમજીએ ન્યાતમાં ગોટાળો કર્યોછે, તેનો નિકાલ તમો ન્યાતીલાઓ લાવો નહીં ત્યાંસુધી ન્યાતનાં જમણ થઈ શકશે નહીં એવી તકરાર ઉભી કરીને, પોતાને ઘેર સો પચાસ ન્યાતીલાઓને બોલાવીને, રાતના બબે ત્રણ ત્રણ વાગ્યા સુધી ન્યાતીલાઓમાં તકરાર ચલાવી. કેટલાએક ન્યાતીલાઓએ સવાલ ઉઠાવ્યો કે એનો નિકાલ કેમ લાવવો તો શેઠીઆઓએ જવાબ દીધો કે એ બે ગ્રહસ્થો જયાંસુધી માફ નહી માગે ત્યાંસુધી એનો નિકાલ કાંઇ આવી શકે નહી. આફ્રીન છે ન્યાતના શેઠીઆઓની અકલ ઉપર ! વિનાશ કાલે વિપરીત બુધ્ધિ.

હવે અત્રે હમારી કપોળ ગ્નાતના આશરે બે હજાર લોકો વસેછે તો શું તેઓમાં કોઇબી સમજુ અને સ્વતંત્ર બુધિથી વિચાર કરી શકે તેવા નહી હશે ? અને હોય તો તેઓએ એ શેઠીઆઓની સુઝે નહી ચાલતાં પોતાની સ્વતંત્ર બુધિથી વિચાર કરવો જોઇએ કે જયાં પારસી, મુસલમાન અને યુરોપીઅન લોકો આવ્યા ત્યાં ન્યાતનો સંબંધ કયાં રહ્યો ? કયાં તેઓ મી० માધવદાસ સાથ જમ્યાછે કે ન્યાતનો બાધ આવે ? તેવું તો કાંઇજ

નથી. ત્યારે ન્યાતીલા ભાઇઓએ એ શેઠીઆઓના ચાંદે ચાંદ કાં કરવો જોઇયે ? તેઓએ તો પોતાનાં કુટુંબનાં ખાનગી બળતરાંને લીધે આ ઓટો ઝગડો ઉઠાવ્યોછે, અને જો આટલાબધા બે હજાર ન્યાતીલાઓમાં કોઇબી સ્વતંત્ર બુધિ વાપરવાને શક્તિવાન નહી હોય, તો પછી મારે અફસોસ કરવા સીવાયે બીજો કાંઇબી છુટકો નથી. હું હમેશાં આજ લાંબી મુદત થયાં જોતો આવ્યોછું કે એ શેઠિયાઓ હમેશાં પોતાના ખાનગી ટંટાઓ ન્યાતમાં ચાલતા આવેલાછે; તેજ મુજબ હાલનો બનાવ પણ છે.

લા૦ આપનો સેવક, **એક કપોળ વાણીઓ.**

(રાસ્ત ગોફ્તાર તથા સત્ય પ્રકાશ, તા૦ ૭મી જુલાઈ ૧૮૮૯.)

---

## કપોળ વાણીઆની ન્યાતમાં શેઠીયાઓનું ઉઠાવેલું "ટીપાટમાં તુફાન".

રા૦ ગો૦ તથા સ૦ પ્ર૦ ના અધિપતિ જોગ—

સાહેબ, મારા કપોળ ગ્નાતી બંધુઓને થોડાક શબ્દો કેહવા માગુંછું, તેની તમારા પત્રદ્વારાએ મને રજા આપશો.

ઉઠો મારા કપોળ ભાઇઓ ! કરો એક પ્રોટેસ્ટ; મોકલાવો શેઠીયાઓના ઉપર અને તેમાં લખો કે, મી૦ હરચંદ પ્રેમજીએ મી૦ માધવદાસના જમાઈ મી૦ રણછોડદાસ હોરાને પોતાને ઘેર નાચની બેઠકમાં બોલાવ્યા, તથા મી૦ પ્રાણજીવનદાસ વાઘજીએ મી૦ માધવદાસને પોતાના દીકરાના વરઘોડામાં બોલાવ્યા, તેમાં તેઓએ કાંઈબી અપરાધ કર્યો હોય એમ હમો નીચે સહી કરનારા માનતા નથી. એમાં કાંઇબી નાત સંબંધ તુટીયો નથી. જ્યાં પારસી, અંગ્રેજ, મુસલમાન આવ્યા, ત્યાં નાત સંબંધ કયાં રહયો ? એ તો શેઠ વરજીવનદાસ માધવદાસ તથા તેના દીકરા શેઠ ત્રીભોવનદાસ વરજીવનદાસ તથા શેઠ હરકીસનદાસ નરોતમદાસે તથા શેઠ રૂગનાથ ગોપાલદાસે પોતાની ભત્રીજી સાથે પુનરલગન કરનાર મી૦ માધવદાસ રૂગનાથદાસ સામે આ વગર પાયાનો ટંટો નાતને નામે ઉભો કરેલોછે. પણ તેમાં હમો નાતીલાઓને કાંઇબી લાગતું વળગતું નથી. એવી જાતનો પ્રોટેસ્ટ કરી એ શેઠીયાઓ ઉપર મોકલાવો, અગર તે જો કબુલ નહી કરે તો તમોએ કાંઇ એ શેઠીયાઓને ગુલામી ખત નથી લખી આપ્યું કે, જેમ તેઓ કેહે તેમજ તમોએ ચાલવું જોઇએ. તમોએ સ્વતંત્ર બુધિથી વિચાર કરવો જોઇએ, અને તમો દશ, વીસ, સો, બસો નાતીલાઓએ બાહાર પડીને શેઠીયાઓને બતાવી આપવું જોઇએ કે, તમારી જુલમી, અને આપખુદ સત્તા ચલાવવાનો વખત હવે વહી ગયોછે. હવે કાંઈ તમારા નવાબી દોર ચાલવાના નથી. જો સત્ય રસ્તે ચાલશો તોજ

હમો તમોને શેઠીયા દાખલ કબુલ રાખશું, નહી તો નહીજ. હમો તમારાથી જુદા પડીને દેખડાવશું કે હમોએ સત્ય માર્ગ અખતીયાર કર્યોછે, અને તમો એ અસત્ય માર્ગ અખતીયાર કર્યોછે. એ સત્યનો બેલી પરમેશ્વર હોયછે માટે હવે નાતીલા ભાઇઓ તમો તૈયાર થાવો, પડો હીમતથી બાહાર ! અને મી૦ હરચંદ અને મી૦ પ્રાણજીવનદાસ જેવા નીરદોશ માણસોને કરો શાહય. તેમને શેઠીયાઓના જુલમી પંજામાંથી છોડાવો તેમાંજ તમારી બાહાદુરી છે; અને ઇશ્વર ખચીત તમોને જશ આપશે.

લા૦ હું છું,

**એક સત્યને ચાહનાર કપોલ વાણીયો.**

(રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશ,—તા૦ ૨૧ મી જુલાઇ ૧૮૮૯.)

---

## કપોળ નાતમાં કજીઆનું કારણ શું છે!

રા૦ ગો૦ તથા સ૦ પ્ર૦ ના અધિપતિ જોગ—

સાહેબ, આજ કેટલાંક અઠવાડિયાં થયાં તમારા પસિદ્ધ પામેલા પત્રમાં, અમારી કપોળ નાતના શેઠીઆઓની અક્કલ, આવડત, દુરંદેશી અને ન્યાયની અજાયબ નીતિ-રીતિના જે નમુના તમારા અનેક ચરચાપત્રીઓએ ઉઘાડા પાડયાછે, તે કપોળ ભાઇઓની જેમ કહેવા કરવાની જુદી જુદી રીતિ દેખાડેછે તેમ તેમનાં જ્ઞાનને માટે પણ ઘટતું મત રજુ કરેછે.

કપોળ મી૦ હરચંદ પ્રેમજીએ મી૦ માધવદાસ રૂગનાથદાસના જમાઇને નાચની બેઠકમાં બોલાવ્યા, તથા મી૦ પ્રાણજીવનદાસ વાઘજીએ મી૦ માધવદાસને લગનની મીજલસનું નોતરૂં આપ્યું, કે જે રસમ વિવેકની સરતે સર્વ કોમને માટે સરખી છે અને જેમાં કાંઇ પણ જ્ઞાતીભેદ, અપવિત્રતા કે અનાચારનો લેશ માત્ર પણ નથી, તે વિવેકની રૂડી રીત, મી૦ ત્રીભોવનદાસને અને તેમનાં હાંજી હાં કરનારા ખુશામદીઆં પુંછડાંને ગમી નહિ. તેમણે આ વાતને વિના કારણ મોટું રૂપ આપી, મહાભારત અપરાધ ગણી, નોતરૂં કરનારા પોતાના કાલાવાલા કરે અને માફ માંગવા આવે એવી તજવીજ કરી. આ બધી યુક્તિ કરવાનું કારણ એજ કે ફરીથી કોઇ નાતીલો મી૦ માધવદાસને બોલાવે નહિ. પણ મી૦ પ્રાણજીવનદાસે તેમજ મી૦ હરચંદે હીંમત રાખી કહ્યું કે અમે એમને નોતરાં આપવામાં જો કાંઈ પણ ગેરવાજબી કે ગુનાહભરેલું કામ કરયું હોય તો સાબેત કરી સજાએ પહોંચાડો; બાકી અમે આમ કાંઇ માફી માગવાના નથી. આ પ્રમાણે જયારે મી૦ ત્રીભોવનદાસને મનફાવતું થયું નહિ ત્યારે તે લોકો જયાં જમણવાર હોય ત્યાં સગાં સંબંધીઓને ધમકી દઈ કેહવડાવે કે, હરચંદને તથા પ્રાણજીવનદાસને નોતરાં દેતા નહિ;

ને જો દેશો તો અમો આવીશું નહિ. આથી અમારા કેટલાક ડરકણ લોકો અંદરખાનેની ઉંડી બાબત સંબંધી કાંઇ પણ તજવીજ નહિ કરતાં નોતરાં આપતાં અચકાયા હતા.

પણ એ અટકાવ ટકયો નથી, ને થોડા દહાડા ઉપર અમારાજ નાતીલા સંઘવી ગોરધન જીવાને ત્યાં સીમંત હોવાથી, હઠીલા શેઠના સગા-ઓએ તેમને સમજાવ્યું કે તમારે હરચંદને નોતરૂં દેવું નહીં. મી૦ સંઘવીએ ઉત્તર વાળ્યો કે, એમણે જો કાંઇ પણ નાત વિરૂદ્ધ વરતણુક કરી હોય તો તે પુરવાર કરવા પંચ યા નાતની મીટીંગ બોલાવો ને નાતબહાર મુકો, પણ જયાંસુધી તેવું કશું થયું નથી ત્યાં લગણ નોતરૂં નહીં આપવાને અમોને કાંઈ કારણ નથી, અને તેથી વિવેકની રીતે મોટા આદરસત્કારથી હું તો તેમને નોતરૂં આપીશ, આપીશ ને આપીશ. મી૦ સંઘવીએ કહેવા પ્રમાણે હરચંદને નોતરૂં કરયું ને કહ્યું કે, શેઠનાં પુછડાંમાંના કદી કોઈ મારે ત્યાં નહિ આવે તો તેની મને દરકાર નથી માટે તમારે જરૂર આવવું. આ ઉપરથી મી૦ હરચંદને ત્યાંનાં બેરાં જમણવારમાં ગયાં ને તે વેળા જમવા આવેલી સર્વ સ્ત્રીઓની પંગતમાં એટલે આશરે ૭૦ સ્ત્રીઓની હારે જમ્યાં. આ વેળા આપણા શેઠ વરજીવનદાસની બે વહુઓજ જતી રહી અને તે સિવાય સાંજે ભાયડાઓનાં જમણ વેળા આશરે ૫૦ મરદો સાથે મી૦ હરચંદ પ્રેમજીના દીકરા પણ જમ્યા હતા.

કોઈ પણ ન્યાયી વાંચનાર ઝટ જોઈ શકશે કે કુસંપનું મૂળ કારણ બીજું કોઈ નહીં પણ મી૦ વરજીવનદાસનુંજ કુટુંબ છે. સુધારા અને એકસંપની સામે જનારા કોઈ નહીં પણ આપણા માનવંતા શેઠીઆજ છે. સરવે કપોળ ભાઇઓને તેમનાં હીતની ખાતર હું અરજ કરૂંછું કે ભાઇઓ! તમારે કોઇના ડરાવ્યાથી ડરવું નહીં ને કુસંપ નહીં કરતાં તમારે ત્યાં સારે રૂડે અવસરે સરવેને સરખા ગણી બોલાવવા. બડા શેઠો તમોને કાંઈ કરી શકનાર નથી. હમેશાં એ લોકો આડકતરી રીતે તમોને કજીયાના અંધારા કુવામાં ઉતારેછે ને નાહક આપણ ગરીબ લોકોને ત્રાસ આપેછે. મી૦ સંઘવીના જેવી હીમત રાખી આપણે દેખાડી આપવું ઘટેછે કે શેઠ સાહેબની છુપી બળત્રા તે પોતાની ભત્રીજીએ પુનર્લગન કરયું તેની છે, બાકી અમારે કાંઇ એમાં લેવા દેવા નથી. આમ થશે ત્યારેજ આપખુદ લોકો નરમ પડી તમોને સંતાપતા અટકશે ને ત્યારેજ તમો ઠરીઠામ બેસવા પામશો.

લા૦ **નાતનું ભલું ઈચ્છનાર.**

(રાસ્ત ગોફતાર તથા સત્ય પ્રકાશ, તા૦ ૧૧ મી આગસ્ટ ૧૮૮૯.)



## ૪.

## અમારી તરફની પ્રજા-લાગણી.

અમારાં પુનર્લગ્નની કહાણીનું આ ગુજરાતી પુસ્તક બહાર પાડયા આગમજ ગયે સાલ મેં એજ બાબતમાં એક ઈંગ્રેજી પુસ્તક છપાવી પ્રગટ કરી તેનો ખાનગી ફેલાવો કર્યો હતો. તે પુસ્તકની એકેક નકલ મેં મુંબઇ અને બહારના સદ્ ગ્રહસ્થો અને સુધારાને પસંદ કરનારા સાહેબો ઉપર મોકળી હતી, જેઓ તરફથી તેમના અભિપ્રાયો મોટી સંખ્યામાં મને મલ્યાછે. પણ એ સઘળા છાપી જાહેર કરવાનું અનેક કારણોને લીધે બની શકે એમ નથી માટે તેઓમાંથી માત્ર ત્રણ ગ્રહસ્થોનાજ અભિપ્રાય નિચે ઉતારી લઉંછું. એઓમાં પહેલા બે સાહેબો ડા૦ માકીખન અને શેઠ ખરશેદજી જડજના અભિપ્રાયો ઈંગ્રેજીમાં હોવાથી તેમનાં ભાષાંતર કરેલાંછે, અને શેઠ કેખશરૂ આલપાઇવાળાનો અભિપ્રાય ગુજરાતીમાંજ હોવાથી તે એમનોએમ ઉતારી લીધોછે.

**(વીલ્સન કાલેજના પ્રીન્સીપલ ડ૦ માકીખાનનો અભિપ્રાય.)**

**મહાબળેશ્વર,** તા૦ ૧૫ મી મે ૧૮૯૦.

**પ્યારા મી૦ માધવદાસ,**

તમારાં "એક પુનર્વિવાહની કહાણી" એ નામનાં પુસ્તકની જે નકલ તમે મેહેરબાનીની રાહે મારા ઉપર મોકલીછે તે માટે હું તમારો અંતઃકરણ પૂર્વક ઉપકાર માનુંછું. એ પુસ્તક મેં પૂર ઉત્સાહ સાથે વાંચ્યુંછે.

તમારે ખાત્રીપૂર્વક માનવું કે જે શુભ કામ માટે તમે આટલુંબધું કર્યુંછે ને આટલુંબધું ખમ્યુંછે, તે ઉપર તમે આપેલો આબેહુબ ચિતાર બહુ મજબૂત અસર કરી બતાવશે. તમારી ન્યાતની બહારવાળા જે લોકો તમારી લડત દીલસોજી સાથે જોતા આવ્યાછે તે લોકોનાં મનમાં હવેથી તમારાં સંકટ અને તમારી છેવટની ફતેહનું આ વૃતાંત વિશેષ ઉંડી લાગણી ઉશ્કેર્યા વિના રહેશે નહીં. વળી તમારો દાખલો હાલ બહોળી રીતે જણાયલો અને વધારે સારી રીતે સમજવામાં આવેલો હોવાથી તમારા જે દેશી ભાઇઓ તમારી આ લડતમાં દીલસોજી બતાવેછે તેમનામાં નવી હિંમત અને જુસ્સો બેશક ઉશ્કેરશેજ.

આ સવાલને લગતી કેટલીક બાબતમાં મારા વિચાર પ્રમાણે સરકાર તરફથી કાયદાની ઘણી જરૂર છે, તોપણ તે ઉપરાંત જે ખસુસ કરીને અગત્યનું છે તે તો ગેરવાજબી અને ઘાતકી રિવાજ સામે ટકર ઝાલી શકે એવી હિંમતની અવશ્યતા છે—કે જે હિંમતનોઆ તમારૂં પોતાનું વૃત્તાંત એક ઉત્તેજક નમુનો છે.

મારી ખાત્રી છે કે જે કોઇ તમારૂં વૃત્તાંત વાંચશે તેને મનમાં એવું લાગ્યા વિના તો રહેશેજ નહીં કે જેઓ સત્યને માટે લડત ચલાવેછે તેઓ ઉપર ન્યાત પોતાના જુલમી દોરના વખતમાં ગમે એટલાં સંકટ અને આફત ગુજારી શકે તોપણ તે વખતે તેમને ઇશ્વર જે સુખ અને દિલાસારૂપી શક્તિ ભીંતરમાં આપેછે તે, હજાર ગણે દરજ્જે વધારે હોયછે.

તમે અને તમારાં હિંમતવાન સૌ. પત્ની લાંબો વખત સુધી આવાં ઉંચા પ્રકારનાં સુખ ભોગવો એવી મારાં ખરાં જીગરની બંદગી છે, જેમાં મીસીસ માકીખન પણ જોડાયછે.

હું છું તમારો વિશ્વાસુ,

(સહી) **ડી. માકીખન.**

---

## (મુંબઈની સ્મૉલ કૉઝ કોર્ટના જડજ મી૰ ખરશેદજી માણેકજીનો અભિપ્રાય.)

**મહાબળેશ્વર,** તા૦ ૨૦ મે ૧૮૯૦.

**પ્યારા મી૰ માધવદાસ,**

ગઇ પરમ દીનેજ હું અત્રે પાછો ફર્યોછું, અને તમારૂં હિંદુ વિધવા વિવાહ સંબંધી પુસ્તક મને ત્યારેજ મળ્યુંછે, જેને માટે મારો અંતઃકરણ પૂર્વકનો આભાર સ્વીકારશો. મેં તે સારી રીતે ધ્યાન દઇને વાંચ્યુંછે, ને તે મને ઘણું મનોરંજક લાગ્યુંછે, અને આ અગત્યની બાબતમાં કિમતી અને કાર્યસાધક આગેવાની લેવામાં તમે જે હીંમત બતાવીછે તે હું ખરેખર વખાણુંછું. જો તમે પોતાના મતને મજબૂતી આપવા માગતા હો તો તેને માટે સૌથી સરસ રસ્તો એ છે કે તમોએ પોતે તે મત પ્રમાણે અમલ કરવો. કહેવા કરતાં કરી બતાવવું એ વીશ ગણું વધારે સારૂં છે. બીજાઓ જે ફક્ત કહી બતાવતા હતા તે તમે જાતે કરી બતાવ્યુંછે. ન્યાતના જુલમની સામેની તમારી લડત વિષેની કહાણી આ પુસ્તકમાં વાંચવાલાયક આકારમાં તમે મુકીછે તે જોઇ મને ખુશી ઉપજેછે. મારી પક્કી ખાત્રી છે કે આ પુસ્તક ઘણી સારી અસર કરી બતાવશે, અને જો તમારી ન્યાત પોતાને માટે કાંઇપણ સંગીન લાભની વક્કી રાખતી હોય તો તે લાભ હાલ કહેવાતા આગેવાનો તરફથી બિલકુલ થવાનો નથી, એમ હિંદુ પ્રજાની ખાત્રી કરી આપવામાં આ પુસ્તક ઉપયોગી થઇ પડશે. છેવટે મારે કહેવું જોઇએ કે જ્યારે એક તરફથી જે મોટો સુધારો તમે કરી બતાવ્યોછે તે માટે તમારી કહાણીનો નિષ્પક્ષપાત વાંચનાર તમને પુરતી સાબાસી આપવાને તથા તમારા શુભ પ્રયાસમાં ઉંડી લાગણી બતાવવાને ચુકશે નહીં, ત્યારે બીજી તરફથી તમારી ન્યાતના પૈસાના પુંજારા "શેઠીઆઓ" એ જે હલકી અને નામોશી ભરેલી રીતે

તમને વખતોવખત ખલેલ પહોંચાડવા અને પજવવાની તજવીજ કરીછે તે માટે તેમની તરફ દયા અને તિરસ્કાર તેને છુટયા વિના રહેશે નહીં.

તમે અને તમારાં સૌ. પત્ની સદા સુખમાં રહો એવું ઇચ્છનાર

હું છું તમારો,

(સહી) **ખરશેદજી માણેકજી ખરશેદજી.**

---

**(સુરતની સ્મોલકાઝ કોર્ટના માજી જડજ મી૦ કેખશરૂ હોરમસજી આલપાઈવાળાનો અભિપ્રાય.)**

**સુરત,** તા૦ ૨૬ મી મે ૧૮૯૦.

શેઠ મેહેરબાંન નેકનાંમ શેઠ માધવદાસ રૂઘનાથદાસ. લા૦ તમારો સદાનો આજ્ઞાકીત સેવક કેખશરો હોરમજજી આલપાઇવાલાનો દુવા સલામ કબુલ ફરમાવજોજી.

જત આપ શાહેબની બનાવેલી અમુલ્ય પુનર્વીવાહ શંબંધીની કીતાબ ઘણા દીવસ ઉપર સેવકને મલી હતી તેની પોંહોંચ આજ દીવશ શુધી લખાઈ નથી તેની આશા છે કે સેવકને માફી આપશોજી.

એ પુસ્તકનું ઘણી ખુબી ભરેલી રીતનું "રીવ્યુ" "મુંબઈ ગેઝેટ" માં પ્રગટ થયું હતું તે મોહોટા ઉમંગથી મારા વાંચ્યામાં આવ્યું હતું. આપણામાં સાદી કેહેવત છે તે પ્રમાણે આપણા દેશી નામીચા સુધારાવાલા અને પેહેલે દરજ્જેની કેલવણી સંપાદન કરી નામાંકીત થયલા સખશો ગજના ગજ ભરે પણ તસુ ફાડે નહીં તેમ પુનર્વીવાહ જેવા શુભ કામો કરવાને ખાસ પ્રસંગ આવ્યા છતાં એ કામમાં જે પછાત પડી ગયલા તેમ આપ ન થતાં અનેક સંકટો ભોગવ્યા છતાં આપ એ પવીત્ર ફરજ બજાવતાં કોઈવાર પછાત પડયા નથી એ થોડી માન ભરેલી વાત નથી અને એ સંબંધાની આપની ખુબી ઘટતી રીતે આ જમાનામાં પીછાણી શકાઈ નથી અને મારી અલપ બુદ્ધી પ્રમાણે પીછાણાવાનીબી નથી તેમ છતાં પણ મને જરા શક નથી કે ઉપલી કીસમનાં નામો આવતા જમાનામાં ભુલી જવાશે તેમ આપનું નામ ન થતાં જેમ જેમ જમાના ગુજરતા જશે તેમ તેમ આંપણાં સ્વદેશના ઇતીહાસમાં આપનું નામ પ્રકાશ પામી અમર થયા વગર રેહેશે નહીં એવું હું ખાતરીથી માનું છું તે સત કરી જાણજો.

જે લાંબી મુદ્દત થયા જે શ્રમ આપ આવાં નેક કામમાં ખેંચતા આવ્યાછો તેમ કરવામાં પરમેશ્વર વીશેસ શકતી આપને સદા આપતો રેહે અને સદા એ રૂડી બુદ્ધી પ્રમાણે ચાલવાને મારી જોગવાઈ અને હીંમત આપતો રેહે એજ મારી દુવા છે તે માની લેજોજી. એજ વીનંતી.

લા૦ સેવક,

**કેખશરો હોરમજજી આલપાઈવાલા.**

---

**સમાપ્ત.**